અનેક રોગોમાં ખાત્રીથી ગુણ કરે છે.

# અમૃતબિંદુ

અજીર્ણ, બાદી, ઝડો, મરડો, ઉલટી, ચુંક, શુળ, શરદી, સળેખમ, હાડકાંનું કળતર, માથાનો દુખાવો, દાંતમાં ધાંધીવા, વીંછીનો ડંખ વિગેરે અનેક રોગો પર ચમત્કારી છે.

કીં. રૂા. ૧।, વી. પી. થી રૂ. ૨॥=, ૩ શીશીના વી. પી રૂ. ૪।=




# જાજરમા.

એનો એક કે બે ડોઝ પેટમાં જતાંજ ગુણ જણાય છે. ...ઓ, યુવતીઓ, પ્રૌઢાઓ, વૃદ્ધાઓ દરેકને માટે આ દવા ગર્ભાશયનાં દ... ગુણકારી છે.

કીં. રૂા. ૨) વી. પી. થી રૂા. ૨।≡ ત્રણ શીશીના વી... થી રૂા. ૬)=

**અમૃતબિંદુ ઓફીસ મુ. પો. નડિ... (ગુજરાત)**

ખેતીવાડી

કુવામાંથી સહેલાઈથી પાણી કાઢવા માટે બળદ તથા

હાથ વતી ચાલતા

# લોખંડી રેંટો




(સચિત્ર કેટલોગ મફત)

માટે લખો:— **છોટુભાઈ ડાહ્યાભાઈ મીસ્ત્રી**

વલસાડ (જીલ્લે સુરત)

---

# નેશનલ ઇન્સ્યુરન્સ કં. લીમીટેડ

હેડ ઓફીસ કલકત્તા. (સ્થપાઈ ૧૯૦૬) બ્રાન્ચ ઓફીસ મુંબઈ

ખાસીયતો—૧ કંપનીના ચાલુ બોનસ ઉપરાંત ૨૦ થી ૨૫ ટકા બોનસવાળા સરેરાશ ઓછા દર. ૨ પ્રિમીયમના વાર્ષિક હપ્તા ઉપર દરેક ૨॥ ટકાનું વળતર અપાય છે. ૩ દાવાના નાણા ઉપર ૪ ટકાનું વ્યાજ આપે છે. ૪ પોલીસીના નિયમો સૌથી સરળ અને ફાયદાકારક

| ચાલુ વીમો— | એકંદર પુંજી:— | ૧૯૨૯નું નવું કામ |
|---|---|---|
| ૬,૦૦,૦૦૦થી વધુ | ૧,૫૦,૦૦૦૦૦ | ૧,૧૬,૮૯,૯૦૦ |

એજન્સી અને વધુ વિગત માટે લખો.

ટપાલનું સર
હાજાપટેલની
લાંબેસર, અમ:

**ત્રીકમલાલ સી. ચોકસી એન્ડ કંપની**
ચીફ એજન્ટસ
ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છ.

ઓફીસનું ઠેકાણું
જામનગરી બીલ્ડીંગ
૫૨૮ રીચીરોડ,
અમદાવાદ

'નૂતન ગુજરાત'ની સને ૧૯૩૦ ની ભેટ

# આઝાદીનો જંગ

[ ઐતિહાસિક નવલકથા ]



લેખક : 'નિરંજન'



મુદ્રક તથા પ્રકાશક
ચીમનલાલ મોહનલાલ મોદી બી. એ.
નૂતન ગુજરાત મુદ્રણાલય,
ભાઈશંકરની હવેલી, રાયપુર, અમદાવાદ.





સંવત ૧૯૮૬ ઈ. સ ૧૯૩૦

કિંમત રૂા. ૧-૮-૦

'નૂતન ગુજરાત'ની સને ૧૯૩૦ ની ભેટ

# આઝાદીનો જંગ

[ ઐતિહાસિક નવલકથા ]



લેખક: 'નિરંજન'



મુદ્રક તથા પ્રકાશક

**ચીમનલાલ મોહનલાલ મોદી બી. એ.**

નૂતન ગુજરાત મુદ્રણાલય,

બાપશંકરની હવેલી, રાયપુર, અમદાવાદ.





સંવત ૧૯૮૬ ઈ. સ ૧૯૩૦

કિંમત રૂા. ૧-૮-૦

# નિવેદન

---

મહાગુજરાતમાં હોંસથી વંચાતા, સ્વાધિનતાના પ્રખર હિમાયતી છતાં શાન્તિપ્રિય અસહકારનેજ પોતાનું શસ્ત્ર લેખતા અને યુવાનોમાં નવું ચેતન રેડતા "નૂતન ગુજરાત" તરફથી "આઝાદીનો જંગ" જેવા પુસ્તકની પોતાના ગ્રાહકો માટે ભેટ તરીકે પસંદગી થાય એમાં કાંઇ નવાઈ નથી. દેશસેવકોના અસહકારના પડકારથી મોડરેટ, લીબરલ અને બીજા વર્ગના તેમજ સામાન્ય માણસો—તેથી ખમવા પડતા દુઃખ અને નુકસાનના વિચારે પાછા હઠે તે વખત તેમને સ્વાધિનતાના જંગમાં કોઇ કોઇ વખત નિર્દોષ વ્યક્તિઓને પણ સહન કરવું પડે છે તે સમજાવવા—તથા હથીઆર અને જુલમજ પ્રજાને શાન્ત અને આજ્ઞાધારક બનાવી શકતાં નથી તેનો તાદૃશ ચિતાર આપવા આ "આઝાદીનો જંગ" જેવા પુસ્તકની જરૂર છે.

"આઝાદીનો જંગ" એ કલ્પિત વાર્તા નથી. પણ દુનિયામાં એક અવાજે "ઝારશાહી"ને નામે પ્રસિદ્ધિ પામેલા રૂશીઆના આપખુદી તંત્રના જુલ્મથી કચડાયલી પ્રજાના સ્વતંત્ર થવાના યત્નો વખતની એક સત્ય ઘટના છે. જે બળવાન બોલ્શેવીઝમે રૂશીઆના રાજ્યતંત્રને ઉથલાવી નાખી મજુરો અને ખેડુતોનું રાજ્ય સ્થાપ્યું, તે બોલ્શેવીઝમને જન્મ આપનાર દૃઢ નિશ્ચયી નિહીલીસ્ટોના સમયની એટલે લગભગ પચાસ વર્ષ પહેલાંની આ ઘટના છે. આમાં પાત્રોનાં નામ બદલવામાં આવ્યાં છે. પરન્તુ ઘટના માટે શંકા કરવાની જરૂર નથી.

સ્વાધિનતાનો ધ્વજ આત્મભોગ વગર ફરકાવી શકાતો નથી. આમા બીજાઓના પણ ભોગ લેવાય છે, છતાં દૃઢતાથી પોતાના ધ્યેય પાછળ મચી રહેવાથી અંતે વિજયજ છે એ રૂશીઆએ સિદ્ધ કરી બતાવ્યું છે.

હિંદની અને રૂશીઆની પરિસ્થિતિ જુદી જુદી છે. અને તેથી રૂશીઆનું અનુકરણ હિંદને યોગ્ય નથી. તેમ આ પુસ્તકનો હેતુ તેવું અનુકરણ કરવા સારેનો પણ નથી. પરન્તુ "ઉકરડામાંથી પણ રત્ન મળે

તો લેવું" એ ન્યાયે જે ધીરજ અને દૃઢતાથી રૂશીઅનોએ ભોગ આપ્યો છે તેની કાંઇક ઝાંખી આ "આઝાદીનો જંગ" જરૂર આપશે. કોઇ પણ રાજ્યતંત્રની સત્તા નીચેથી સ્વતંત્રતાનો પોકાર કરનાર પ્રજાપર જુલ્મ થાયજ. અને તેવે વખતે દોષી-નિર્દોષીનો ઝાઝો વિચાર રહેતો નથી. પરન્તુ પ્રજા જો મક્કમ રહે છે તો આખરે સ્વતંત્રતાનોજ વિજય થાય છે.

રૂશીઆની ક્રાન્તિમાં પ્રજા પાસે હથીઆરો હતાં અને તેમણે બળથી-હથીઆરથી ક્રાન્તિ કરી હતી. હિન્દ કેવળ પશુબળમાં માનતું નથી. તે આત્મબળમાં માને છે. અને આત્મબળથી કામ કરનારને પશુબળથી કામ કરનાર કરતાં વધુ ખમવું પડે છે. અને તેથીજ પોતાને શું અને કેવી રીતે ખમવું પડશે તેનો ચિતાર અને પોતાના માર્ગમાં આવતાં વિઘ્નો માટે તૈયાર રહેવાની જરૂર છે. આ પુસ્તકમાંની ઘટના તેનો કાંઇક ચિતાર આપશે.

આ પુસ્તકનો હેતુ, મારે ફરીથી જણાવવું જોઇએ કે "આઝાદીના જંગ"માં શું અને કેવી રીતે ખમવું પડે છે તેજ દર્શાવવાનો છે. નિહિલીસ્ટોનું અનુકરણ કરવા માટેનો નથી. અને તેથી એ ઉદ્દેશ કાંઇક અંશે પણ સચવાશે તો હું મારી મહેનત સાર્થક માનીશ.

પોષ શુક્લ પ્રતિપદા.
વિ. સં. ૧૯૮૬.
કલકત્તા.

"નિરંજન"

---

# અનુક્રમણિકા

## ખંડ પહેલો



## ખંડ બીજો

(૧) હીન્ડોચા ફાર્મસીની વખણાયલી શક્તિની સર્વોત્તમ દવા.

# રેતસ્તંભક માત્રા.

ચોકખા સોનાના વરખ અસલ નેપાળી કસ્તુરી, કેશર પુર્ણ ચંદ્રોદય રસ અને બીજાં અનેક મુલ્યવાન વસાણાઓ મીશ્રીત આ ગોળીઓ લોહી તથા ધાતુને સુધારી શરીરમાંથી ખોટી ગરમીને દુર કરી ખરી ગરમી ને તાકાત લાવે છે. શરીર તેજસ્વી લોહીયાળુ અને સત્તાવાળુ બનાવે છે. નસેનસમાં નવીતાકાત આવે છે. કેવળ શુષ્ક શરીરના હાડપીંજર જેવા મનુષ્યને પણ લોઢા જેવા મજબુત બાંધાના બનાવે છે, નાશ પામેલા કામ સજીવન કરે છે, બળવીર્ય વધારે છે, અશક્ત શરીરમાં બેહદ શક્તિ આપી નવી જુવાની લાવી મુકે છે. જઠરાગ્નિ અત્યંત પ્રદીપ્ત કરે છે. વધારે શું કહેવું ? આ દવાના સેવનથી ૨૦૦ તોલા દુધ અને ૨૦ તોલા ઘી સહેલાઇથી પચાવી શકાય છે. પાતળા પડેલા વીર્યને ઘટ અને શુદ્ધ બનાવી અદ્દભુત સ્તંભન ગુણ ધરાવવાના આ દવાના અજાયબી ભર્યા ગુણો હવે આખી દુનીયા જાણે છે. **કિં. ગોળી ૨૪ ની ડબ્બીના રૂા. ૧૦ નમુનાનાં ૧૦ ગોળીના રૂ. ૫)**

(૨) ષંઢત્વનાશક સ્પેશીયલ "વાજીકરણ ઘી" [ પુરૂષત્વ પ્રાપ્તિનો સિદ્ધ ઈલાજ

સેંકડો રૂપીઆની માત્રાઓ, રસાયણો અને યાકુતી કે માજુમો ખાઇને થાકયા હો, તીલ્લાઓ અને તેલો લગાવીને કંટાળ્યા હો, અને કોઇ પણ પ્રકારે નામરદાઇ નહી મટવાથી નીરાશ થઇ બેઠા હો તો છેવટના ખાત્રીના ઉપાય તરીકે આ શાસ્ત્રસિદ્ધ **વાજીકરણ ઘી** અજમાવો.

કીં. તો. ૧ ના રૂ. ૨૦) વીસ. આ દવા ખાવા તથા લગાવવાના બંને ઉપયોગમાં આવે છે.

## હિન્ડોચા ફાર્મસી.

કાલબાદેવી રોડ, ભાંગવાડી સામે પહેલે માળે

**મુંબઈ નં. ૨.**

આ દવાઓમાં કમીશન કોઇને પણ આપી શકાય તેમ નથી.

# આઝાદીનો જંગ



## પ્રકરણ ૧ લુ



### નિહિલિસ્ટ ન્યાય

“વ્હાલી ઇસાબેલ ! ત્હારા એક હરફ માટે આ પૈસા અને અમીરાત તો શું પરન્તુ મારા આ પ્રાણ પણ ન્યોછાવર કરી નાખવા માટે હું તૈયાર છું. પરંતુ તું ન્હાસી જવાની વાત ન કર. એ મારાથી નહિ બની શકે. હું જાણું છું કે ત્હારૂં આ ભર્યું યૌવન અકાળે સુકાય છે. ત્હારા મનની કોઇ ઉમેદ હું પાર પાડી શક્યો નથી. મ્હારે—હા મ્હારે લીધેજ ત્હારે આવી એકલવાયી જીંદગી ગાળવી પડે છે. પણ ધીરજ રાખ, માણસ આશા વડે જીવે છે. આશા ઉપરજ એનું જીવન લટકે છે. નિરાશાને માટે જગતમાં સ્થાનજ નથી. મારૂં જીવનધ્યેય પુરૂં થાય કે ન થાય, પણ હવે જે રસ્તે પગ મૂક્યો છે તે છોડવાનો ઉપાય નથી. તમામ દરવાજા બંધ છે. આપણે ન્હાસી જઇએ, પણ એમાં બહુ નુકશાન છે. પ્રાણ જાય તેની હરકત નથી. પણ તેથીય વધુ—વધુ કીંમતી ચીજનો નાશ થવાનો સંભવ છે.”

“નિકોલસ ! તું મને આમ ક્યાં સુધી સમજાવ્યા કરીશ ?”

“પ્રિયે ! આ સમજાવવાનું નથી પણ નગ્ન સત્ય છે. તને ખબર છે ને તે કીંમતી વસ્તુ કયી છે ? આપણો—આપણો—નાનકડો—”

“ન બોલો ન બોલો. હું સમ એ દુષ્ટો પોતાનું વેર લેવા આપણા—મારા જીગરના ટુકડા જેવા બાળકની હત્યા કરશે. ઓહ ! કેવા નરપિશાચ ! ત્યારે આપણે માટે કાંઇ માર્ગજ નથી ?”

# આઝાદીનો જંગ



## પ્રકરણ ૧ લું



### નિહિલિસ્ટ ન્યાય

"વ્હાલી ઇસાબેલ! ત્હારા એક હરફ માટે આ પૈસા અને અમીરાત તો શું પરન્તુ મારો આ પ્રાણ પણ ન્યોછાવર કરી નાખવા માટે હું તૈયાર છું. પરંતુ તું ન્હાસી જવાની વાત ન કર. એ મારાથી નહિ બની શકે. હું જાણું છું કે ત્હારૂં આ ભર્યું યૌવન અકાળે સુકાય છે. ત્હારા મનની કોઇ ઉમેદ હું પાર પાડી શક્યો નથી. મ્હારે—હા મ્હારે લીધેજ ત્હારે આવી એકલવાયી જીંદગી ગાળવી પડે છે. પણ ધીરજ રાખ, માણસ આશા વડે જીવે છે. આશા ઉપરજ એનું જીવન લટકે છે. નિરાશાને માટે જગતમાં સ્થાનજ નથી. મારૂં જીવનધ્યેય પુરૂં થાય કે ન થાય, પણ હવે જે રસ્તે પગ મૂક્યો છે તે છોડવાનો ઉપાય નથી. તમામ દરવાજા બંધ છે. આપણે ન્હાસી જઇએ, પણ એમાં બહુ નુકશાન છે. પ્રાણ જાય તેની હરકત નથી. પણ તેથીય વધુ—વધુ કીંમતી ચીજનો નાશ થવાનો સંભવ છે."

"નિકોલસ! તું મને આમ ક્યાં સુધી સમજાવ્યા કરીશ?"

"પ્રિયે! આ સમજાવવાનું નથી પણ નગ્ન સત્ય છે. તને ખબર છે ને તે કીંમતી વસ્તુ કયી છે? આપણો—આપણો—નાનકડો—"

"ન બોલો ન બોલો. હું સમજું એ દુષ્ટો પોતાનું વેર લેવા આપણા—મારા જીગરના ટુકડા જેવા બાળકની હત્યા કરશે. ઓહ! કેવા નરપિશાચ! ત્યારે આપણે માટે કાંઇ માર્ગજ નથી?"

"દર ના—હું તે તજવીજમાંજ છું. તું જાણે છે કે એ લોકોના કાર્ય પ્રતિ મારી આંતરિક સહાનુભૂતિ નથી. હું સમયની રાહ જોઉં છું. યોગ્ય સમય આવતાં આપણે ચાલ્યાં જઈશું. અત્યારે આપણે પાતાળમાં છૂપાઈએ તો પણ આપણી ગતિ નથી. સમય આવતાંજ હું નામદાર શહેનશાહની કદમબોશી કરી મારા અપરાધની ક્ષમા માગી એ લોકોનાં સ્થાન પ્રકટ કરી હંમેશને માટે તેમને નાબુદ કરવામાં જરાય ઢીલ કરૂં તેમ નથી. પણ સમય નથી. વ્હાલી ઇસાબેલ! હવે તું કદી આ વાત છેડીશ નહિ. રાહ જો, સમયની રાહ જો."

"પણ તે સમય ક્યારે આવશે?"

"આવશે. ક્યારે આવશે તે તો ઇશ્વર જાણે. પણ આવશે તો ખરોજ. આપણે........"

કાઉન્ટ વધુ બોલે તે પહેલાં ડેનીયેફ ત્યાં દાખલ થતાં બોલ્યો: "આપની રજા વગર અહીં આવવા માટે મને ક્ષમા કરજો. કાઉન્ટ! પણ હું વધુ વખત થોભી શકું તેમ નહતું. મારો સમય ઘણો કીંમતી છે."

"તમે આવ્યા? ભલે! હું હમણાં તમને બોલાવવાનોજ હતો. તમે આવ્યા તે ઠીક થયું." કાઉન્ટ ડેનીયેફને જોતાં ચમક્યો. પણ તરતજ મન ઉપર કાબુ મેળવી જાણે કાંઇજ ન બન્યું હોય તેમ બોલ્યો. પછી કાઉન્ટેસ તરફ ફરી તે બોલ્યો: 'ડેનીયેફ માટે એક પ્યાલો ચ્હાનો લાવો."

કાઉન્ટેસ મુખ વિકૃત કરી ડેનીયેફ તરફ એક તિક્ષણ નજર ફેંકી ચાલી ગઇ. તેના ગયા પછી કાઉન્ટ બોલ્યો:—

"કેમ કાંઇ નવીન સમાચાર છે કે?"

"નવા તો કાંઇજ નથી. બધે કામ સરળતાથી ચાલે છે. પેલો અર્ક તૈયાર થયો છે?"

"હા આટલા દીવસની સખ્ત મહેનતનું ફળ તૈયારજ છે. શું તમે તે લઇ જશો?"

"હા તેટલા માટે તો મારૂં આવવું થયું છે.'

કાઉન્ટે ઉઠી કબાટમાંથી એક પતરાંની લાંબી ભુંગળી કાઢી. અને તેમાંથી એક કાચની લાંબી નળી કાઢી દીવા તરફ ધરી. તેમાં સોનેરી રંગનો પ્રવાહી પદાર્થ હતો. બીજી એક કાચની નળી બીજી ભુંગળીમાંથી

કાઢી. તેમાં પાણી જેવો નિર્મળ પ્રવાહી હતો. બન્ને તપાસી પાછી ભૂંગળીમાં મૂકી ડેનીયેફના હાથમાં મૂકતાં મૂકતાં તે બોલ્યો:—

“ આ બેના મિશ્રણનું પરિણામ અત્યંત ભયંકર છે. ધ્યાન રાખજો, વિના કારણે અને ખરા સમય વિના તેનો ઉપયોગ ન થાય.’

“ નિશ્ચિંત રહો. આપણા શત્રુઓનું નિકંદન કાઢવામાંજ એનો ઉપયોગ થશે. મને વખત નથી. હવે હું જઇશ. ”

ડૅનીયેફ ચાલ્યો ગયો. કાઉન્ટેન્સ એક પ્યાલો ચ્હા લઈને આવી. ડૅનીયેફને ન જોતાં તે બોલી:—

“ ડૅનીયેફ ગયો. ”

“ હા. તેને ઘણી ઉતાવળ હતી. ”

“ ભગવાન કરે અને આપણી વાત તેણે ન સાંભળી હોય ! તે બારણા આગળ છૂપાઇને સાંભળતો હશે તો ? મને તેનો ખ્યાલજ ન રહ્યો.”

“ ઇસાબેલ ! એમ ડરી ન જા. થવાનું તે થઇ ગયું. આજસુધી મેં એમને વ્હેમ પડે એવું એક પણ કામ કર્યું નથી. એમને માટે મેં મારૂં વ્હાલું વતન, સગાં વ્હાલાં, મિત્ર સંબંધી અને જીંદગીનું સુખ પણ છોડયું છે. ખરૂં છે કે કોઇ નિર્દોષના ઉપર પણ એમનો શક જાય છે તો તેની હત્યા થયા વિના રહેતીજ નથી. કેટલાયના જીવ ગયા છે, પણ મેં તેમની કેટલી સેવા બજાવી છે. અરે ! આજેજ જે વસ્તુ મેં એમને આપી છે તેના તરફજ તે જુએ તો તેમને આવું સાધન આપી તેમના ઉપર આટલો બધો ઉપકાર કરનારની હત્યા કરવાનો વિચારજ તેમનાથી ન થાય. ” કાઉન્ટે પ્રત્યુત્તર આપ્યો.

“ હજીય તમને એ નરપિશાચો ઉપર આટલો વિશ્વાસ છે ? અરે ! એમણે કેટલાય નાનાં ફુલ જેવાં બાળકોને નબાપાં બનાવ્યાં છે. કેટલીય યુવતી સુંદરીઓને એકલી અટુલી વિધવા બનાવી મૂકી છે. એમના હૃદયમાં દયાનો છાંટોય હોય ! એતો પાષાણ કરતાંય કઠણ છે. તમે શી રીતે એમના પર વિશ્વાસ રાખી શકો છો ? કૃતજ્ઞતાને બદલે કૃતઘ્નતાથીજ એમનાં હૃદય ઘડાયલાં છે. એમને તમારા પર જરાક અવિશ્વાસ આવશે એટલે એ કશાનોય વિચાર કરવા નહિ રહે. નહિ નહિ વ્હાલા ! નિકોલસ ! હવે અહીં એક ઘડીય થોભવું નથી. ચાલ, આજેને આજેજ

"ડર ના–હું તે તજવીજમાંજ છું. તું જાણે છે કે એ લોકોના કાર્ય પ્રતિ મારી આંતરિક સહાનુભૂતિ નથી. હું સમયની રાહ જોઉં છું. યોગ્ય સમય આવતાં આપણે ચાલ્યાં જઈશું. અત્યારે આપણે પાતાળમાં છૂપાઇએ તો પણ આપણી ગતિ નથી. સમય આવતાંજ હું નામદાર શહેનશાહની કદમબોશી કરી મારા અપરાધની ક્ષમા માગી એ લોકોનાં સ્થાન પ્રકટ કરી હંમેશને માટે તેમને નાબુદ કરવામાં જરાય ઢીલ કરૂં તેમ નથી. પણ સમય નથી. વ્હાલી ઇસાબેલ! હવે તું કદી આ વાત છેડીશ નહિ. રાહ જો, સમયની રાહ જો."

"પણ તે સમય ક્યારે આવશે?"

"આવશે. ક્યારે આવશે તે તો ઇશ્વર જાણે. પણ આવશે તો ખરેજ. આપણે........"

કાઉન્ટ વધુ બોલે તે પહેલાં ડેનીયેફ ત્યાં દાખલ થતાં બોલ્યો: "આપની રજા વગર અહીં આવવા માટે મને ક્ષમા કરજો. કાઉન્ટ! પણ હું વધુ વખત થોભી શકું તેમ નહતું. મારો સમય ઘણો કીંમતી છે."

"તમે આવ્યા? ભલે! હું હમણાં તમને બોલાવવાનોજ હતો. તમે આવ્યા તે ઠીક થયું." કાઉન્ટ ડેનીયેફને જોતાં ચમક્યો. પણ તરતજ મન ઉપર કાબુ મેળવી જાણે કાંઇજ ન બન્યું હોય તેમ બોલ્યો. પછી કાઉન્ટેસ તરફ ફરી તે બોલ્યો: 'ડેનીયેફ માટે એક પ્યાલો ચ્હાનો લાવો."

કાઉન્ટેસ મુખ વિકૃત કરી ડેનીયેફ તરફ એક તિક્ષ્ણ નજર ફેંકી ચાલી ગઇ. તેના ગયા પછી કાઉન્ટ બોલ્યો:—

"કેમ કાંઇ નવીન સમાચાર છે કે?"

"નવા તો કાંઇજ નથી. બધું કામ સરળતાથી ચાલે છે. પેલો અર્ક તૈયાર થયો છે?"

"હા આટલા દીવસની સખ્ત મહેનતનું ફળ તૈયારજ છે. શું તમે તે લઇ જશો?"

"હા તેટલા માટે તો મારૂં આવવું થયું છે.'

કાઉન્ટે ઉઠી કબાટમાંથી એક પતરાંની લાંબી ભુંગળી કાઢી અને તેમાંથી એક કાચની લાંબી નળી કાઢી દીવા તરફ ધરી. તેમાં સોનેરી રંગનો પ્રવાહી પદાર્થ હતો. બીજી એક કાચની નળી બીજી ભુંગળીમાંથી

કાઢી. તેમાં પાણી જેવો નિર્મળ પ્રવાહી હતો. બન્ને તપાસી પાછી ભૂંગળીમાં મૂકી ડેનીગેફના હાથમાં મૂકતાં મૂકતાં તે બોલ્યો:—

“ આ બેના મિશ્રણનું પરિણામ અત્યંત ભયંકર છે. ધ્યાન રાખજો, વિના કારણે અને ખરા સમય વિના તેનો ઉપયોગ ન થાય.’

“ નિશ્ચિંત રહો. આપણા શત્રુઓનું નિકંદન કાઢવામાંજ એનો ઉપયોગ થશે. મને વખત નથી. હવે હું જઇશ.”

ડૅનીગેફ ચાલ્યો ગયો. કાઉન્ટેન્સ એક પ્યાલો ચ્હા લઇને આવી. ડૅનીગેફને ન જોતાં તે બોલી:—

“ ડૅનીગેફ ગયો.”

“ હા. તેને ઘણી ઉતાવળ હતી.”

“ ભગવાન કરે અને આપણી વાત તેણે ન સાંભળી હોય ! તે બારણા આગળ છૂપાઇને સાંભળતો હશે તો ? મને તેનો ખ્યાલજ ન રહ્યો.”

“ ઇસાબેલા ! એમ ડરી ન જા. થવાનું તે થઇ ગયું. આજસુધી મેં એમને વ્હેમ પડે એવું એક પણ કામ કર્યું નથી. એમને માટે મેં મારૂં વ્હાલું વતન, સગાં વ્હાલાં, મિત્ર સંબંધી અને જીંદગીનું સુખ પણ છોડયું છે. ખરૂં છે કે કોઇ નિર્દોષના ઉપર પણ એમનો શક જાય છે તો તેની હત્યા થયા વિના રહેતીજ નથી. કેટલાયના જીવ ગયા છે, પણ મેં તેમની કેટલી સેવા બજાવી છે. અરે ! આજેજ જે વસ્તુ મેં એમને આપી છે તેના તરફજ તે જુએ તો તેમને આવું સાધન આપી તેમના ઉપર આટલો બધો ઉપકાર કરનારની હત્યા કરવાનો વિચારજ તેમનાથી ન થાય.” કાઉન્ટે પ્રત્યુત્તર આપ્યો.

“ હજી તમને એ નરપિશાચો ઉપર આટલો વિશ્વાસ છે ? અરે ! એમણે કેટલાંય નાનાં ફૂલ જેવાં બાળકોને નબાપાં બનાવ્યાં છે. કેટલીય યુવતી સુંદરીઓને એકલી અટૂલી વિધવા બનાવી મૂકી છે. એમના હૃદયમાં દયાનો છાંટોય હોય ! એતો પાષાણ કરતાંય કઠણ છે. તમે શી રીતે એમના પર વિશ્વાસ રાખી શકો છો ? કૃતજ્ઞતાને બદલે કૃતઘ્નતાથીજ એમનાં હૃદય ભરાયલાં છે. એમને તમારા પર જરાક અવિશ્વાસ આવશે એટલે એ કશાનોય વિચાર કરવા નહિ રહે. નહિ નહિ વ્હાલા ! નિકોલસ ! હવે અહીં એક ઘડીય થોભાવું નથી. ચાલ, આજેને આજેજ

ન્હાસી જઈએ. બધુંય એમને એમ રહેવા દઇશું. ફરવા જવાને બ્હાને અહીંથી નીકળી જઈશું. થોડા ઘણા પૈસા પાસે રાખીશું, ભલેને એક વખતજ ખાવાનું મળે પણ હવે અહીં એક પળ પણ નથી રહેવું વ્હાલા હવે—

કાઉન્ટેસને આગળ બોલતી અટકાવી કાઉન્ટે તેના બે હાથ પકડી પોતાની પાસે ખેંચી, તેનું માથું પોતાની વિશાળ છાતીમાં દબાવી શિરઃ ચુંબન કરતાં તે બોલ્યો:—

" પ્રિયે ! તેમજ કરીશું. પણ આજ નહિ. પ્રથમ બાળકની સહી-સલામતનો માર્ગ કાઢી પછી આપણે જંતા રહીશું. તું થોડા દિવસ ધીરજ રાખ. જેમ બને તેમ જલ્દીથીજ આપણે આ જગ્યા છોડી દઇશું અને લંડન જેવા કોઇ વિશાળ શહેરમાં ગુપ્ત રહીશું."

ધીમે ધીમે દિવસ વ્યતીત થવા લાગ્યા. લગભગ અઠવાડીયું નીકળી ગયું. એક દિવસ સાંજના કાઉન્ટ પોતાના રૂમમાં બેઠો હતો તે વખતે એક માણસ એક કાગળ લઇને આવ્યો. પત્રવાહકે અભિનંદન કરી પત્ર આપ્યો. પત્રમાં સાંકેતિક ભાષામાં લખ્યું હતું.

" પ્રિય બંધુ !

આજ રાતના બરાબર બાર વાગે આપણી ગુપ્ત કાર્યવાહક સભા મળવાની છે. તેમાં તમારી હાજરીની ખાસ આવશ્યક્તા છે. જીનિવા સરોવરના કિનારા પર તમે વખતસર આવજો. ત્યાં એક નાની નૌકા તમારે માટે હાજર રહેશે. તે તમને નિર્દિષ્ટ સ્થાને પહોંચાડશે. જોજો ભૂલ ન થાય.

કાર્યવાહક સમિતિના સંપાદક "

પત્ર વાંચી કાઉન્ટ વિચારમાં પડી ગયો. તેના હૃદયમાં ભયનો સંચાર થયો. પરન્તુ ઉપરથી કાંઇજ ન જણાવા દેતાં તેણે પત્રવાહકને કહ્યું:— " ભલે તમે જાઓ "

" આ પત્રનો નાશ કરશો ને ? " પત્રવાહકે સામું પૂછ્યું.

" હમણાંજ " કહી કાઉન્ટે તે કાગળ ફાડી ખૂણામાં ફેંકી દીધો. તે જોઇ પત્રવાહક બોલ્યો:—

" ધૃષ્ટતા ક્ષમા કરજો. પરન્તુ મને આ કાગળનું અસ્તિત્વ એકદમ લોપ કરવાનો હુકમ મળ્યો છે." એમ કહેતાં કહેતાં તેણે તે કકડા ભેગા કરી ખીસામાંથી દીવાસળી કાઢી તે બાળી દીધા. પછી કાઉન્ટને અભિવાદન કરી ચાલ્યો ગયો.

નિહિલિસ્ટ મંડળના કાગળોનો હંમેશાં નાશજ કરવામાં આવતો હતો. પરન્તુ આજ કાઉન્ટને આ બનાવથી અનેક વિચાર આવવા લાગ્યા.

"કોઇ દિવસ તો પત્રનો નાશ કરવાની ભલામણ થતી નથી! આજ આમ કેમ? મારા દેખતાંજ બાળી મૂકવાનો હુકમ તેને શામાટે મળ્યો હશે? શું મારા પર શંકા આવી હશે? એમજ હોવું જોઇએ." કાઉન્ટ વિચારે ચઢ્યો. "બે ત્રણ વખત હું ગુપ્ત સમિતિમાં ગયો છું પરન્તુ મારે માટે નૌકાનો બંદોબસ્ત તો થયો નહતો. આજ નૌકા શામાટે? શું આજની સમિતિમાં મારોજ નિકાલ થવાનો છે? આ પત્ર એ ગુપ્ત સમિતિનું આ-મંત્રણ હશે કે મોતનો પયગામ! હે ઇશ્વર! કાંઇજ સમજાતું નથી. જરૂર આજ કાંઇક અનિષ્ટ થવાનું છે."

કાઉન્ટ પોતાના મનને જેમ જેમ સમજાવવા લાગ્યો તેમ તેમ વધુ અને વધુ ભય ઉત્પન્ન થવા લાગ્યો. સમિતિમાં હાજર ન રહે તો શક વધુ મજબુત થાય અને પરિણામમાં તેનું આખા કુટુંબ સહિત ખૂન થાય. અને જો સમિતિમાં હાજર રહે તોય કોણ જાણે શું પરિણામ આવે! અંતે તેણે સમિતિમાં હાજર થવાનો નિશ્ચય કર્યો.

રાત્રે કાઉન્ટેસ સાથે એક ટેબલ પર ભોજન કરવા બેઠા તે સમયે ગુપ્ત સમિતિ તથા તેમાં પોતાને હાજર રહેવાના

તેનું કામ પુરૂં કરી જો હું રાત્રે પાછો ન આવું તો સમજી લેજે કે આ જીવનમાં આપણો પુનઃ મેળાપ થશે નહિ. અર્થાત મારી આ સંસાર-યાત્રા પુરી થઇ છે. જો કદી તું તારા તેમજ પ્રાણાધિક પુત્રના જીવનની ઇચ્છા રાખતી હોય તો મારી શોધ કરવાનો વિચાર માંડી વાળજે. નહિ તો ત્હારે પણ મારી પાછળ આવવું પડશે એ બાબત મારી ખાત્રી છે. જેમ બને તેમ સાવધાન રહેજે. મારા સંબંધી એક શબ્દ પણ ઉચ્ચારીશ નહિ. મારા અપમૃત્યુ માટે જરાય ક્ષોભ કે દુઃખ પ્રકાશ કરીશ ના. કદાચ મારી શંકા ખોટીય ઠરે અને હું પાછોય આવું. પરંતુ જો કદી ન આવું તો તું ગભરાટમાં કાંઇ પણ અનુચિત કાર્ય કરી બેસીશ ના. ભવિષ્યમાં મારા સંબંધી કશુંય તું જાણવા નહીં પામે એમ સમજીને જ આ પત્રથી તને સાવચેત કરૂં છું. પરમેશ્વર તમારૂં રક્ષણ કરો એ પ્રાર્થના છે. કાગળ વાંચીને બાળી નાંખજે."

પત્ર લખી ટેબલ પર મુકયો. ઓવર કોટ પહેરી ટોપી લઇ શયન-ગૃહમાં ગયો. પ્રફુલવદને માતાની ગોદમાં ઉંઘતા બાળક પુત્ર તરફ ક્ષણ વાર જોઇ રહી તેને ચુંબન કર્યું. પત્નિના સુંદર શરીર તરફ જોઇ એક નિઃશ્વાસ નાંખી તરતજ કાઉન્ટ ત્યાંથી ચાલી નીકળ્યો.

જીનિવા સરોવરના કિનારા પરનાં ઝાડનાં પાંદડાના ખખડાટ સિવાય સર્વ શાન્ત હતું. વિચારમગ્ન કાઉન્ટ ત્યાં આવી ઉભો રહ્યો. તેનાથી દશ બાર હાથ દૂર એક નાની હોડી જણાઇ. હોડીમાંના માણસે પૂછયું:—

"કોણ કાઉન્ટ મહાશય!"

"હા."

હોડી કિનારે આવતાં કાઉન્ટે પૂછયું:—"જે સ્થળે જવાનું છે ત્યાં

થયો. કેટલો સમય લાગશે?"

"ભલે તું આપને અરધા કલાકમાંજ ત્યાં પહોંચાડી દઇશ. આપ હોડીમાં

"આ"

"હમણાં હોડીમાં બેઠો. તેના મનમાં અનેક વિચારો ચાલતા હતા. આજુ-

તે જોઇ પત્રવાહક જેનું તેને ભાન ન હતું. હોડી ધીમે ધીમે સરોવરના

"ધૃષ્ટતા ક્ષમા કરવા લાગી.

લોપ કરવાનો હુકમ મળ્યો ાંજ હલેસાં મારવાં બંધ થયાં. એક માણસ કા-

કરી ખીસામાંથી દીવાસળી કાઢી ના પગના ઘસારાથી કાઉન્ટ વિચારશ્રેણી-

વાદન કરી ચાલ્યો ગયો. ંધ કર્યાં તે પૂછવા જેવું ડોકું ફેરવવા

ગયો તેવોજ પેલા માણસે એક મજબુત રેશમી દોરીનો ફાંસો તેના ગળામાં નાંખ્યો અને બીજા ત્રણ માણસોએ એ દોરીનો બીજો છેડો જોરથી ખેંચ્યો.

કાઉન્ટના મુખમાંથી અવાજ નીકળે તે પહેલાં તો ફાંસાએ તેનું કામ કર્યું. કાઉન્ટ જરા વાર તરફડી બેભાન થઇ ઢળી પડયો. થોડીવારમાંજ તેનો આત્મા આ નશ્વર દેહ છોડી ગયો.

પેલા માણસે પોતાના ખીસામાંથી એક અસ્ત્રો કાઢી કાઉન્ટને મરી ગયેલો જોઇ તેનાં દાઢી મુછ સુઢી નાંખ્યાં, અસ્ત્રા વડે મોંઢા ઉપર કેટલાક ઘા કર્યા તથા કેટલીક જગ્યાએથી ચામડી ઉતરડી નાખી તેનું મ્હોં વિકૃત કરી મુકયું. પછી તેનાં તમામ વસ્ત્ર કાઢી લઇ તે શબને નગ્ન કર્યું. પોતાના ખીસામાંથી હાથીદાંતના ચોકઠામાં બેસાડેલી એક તખ્તી કાઢી. તે તખ્તી ઉપર "વિશ્વાસઘાતક." એવા શબ્દો કોતરેલા હતા. તે તખ્તી એક કાળી ચીંદરડી વડે તે મૃત દેહના ગળે લટકાવી દીધી. અને એક થેલામાં તેને નાંખી, તેનું મો શીવી તેને હડસેલી મેલ્યો. નૌકા ધીમે ધીમે તીરે પહોંચી. અંદરના માણસો એકે એકે અંધકારમાં લીન થઇ ગયાં.

બીજે દિને પોતાના પતિને શયનગૃહમાં ન જોતાં કાઉન્ટેસ ગભરાટમાં પડી આખા બંગલામાં ફરી વળી, પણ કાઉન્ટને ન દીઠો. તેણે પોતાના નોકર પોલકીસ્કેને ગામમાં જોવા મોકલ્યો કે વખતે કંઇ કામસર વ્હેલા ઉઠી બહાર ગયા હોય. પણ તેમાંય નિરાશા મળી. બળતે હૃદયે હજારો તર્ક કરતી તે કાઉન્ટના ઓરડામાં આવી ખુરસી ઉપર ફસડાઇ પડી.

અહીં તેની નજરે પેલો કાગળ પડયો. ધડકતે હૈયે તે ઉપાડી વાંચવા માંડયો. જેમ જેમ તે વાંચતી ગઇ તેમ તેમ તેનો શ્વાસ રૂંધાતો હોય તેમ લાગ્યું. જેમ તેમ પત્ર પુરો કરી આંખો મીંચી તે પડી રહી.

કાઉન્ટેસનાં હૃદયની સ્થિતિ અમે વર્ણવી શકતા નથી. પરન્તુ આટલા આઘાતમાં પોતાના શાંત એકાંત ઓરડામાં એક અશ્રુ પણ ન પાડી શકે; યા રડીને પોતાનું હૈયુંય ન હળવું કરી શકે એ સ્થિતિમાં કેવું દુઃખ થતું હશે તેની વાંચકેજ કલ્પના કરી લેવી.

કાઉન્ટેસ ધીમે ધીમે સ્વસ્થ થઇ. કાઉન્ટની તપાસ કરવાનું માંડી વાળ્યું. તેણે પોતાના નોકર પોલકીસ્કે તથા પરિચારિકા જુલીઆને ( કે જેઓ પણ નિહિલિસ્ટ હતાં તેમને ) આ કાગળની વાત કરી. તે બન્ને જણ પોતાનાં શેઠશેઠાણીને ઘણાં ચ્હાતાં હતાં. તેમણે એ વાત ગુપ્ત

રાખવાની કબુલત આપવા સાથે બાળકને લઇ લંડન યા એવેજ બીજે સ્થળે તરતજ ચાલ્યા જવાની સલાહ આપી. કાઉન્ટેસ આવી દુઃખી નિરાધાર હાલતમાં ક્યાંય જવા ખુશી ન હતી, પરંતુ બાળકનો જીવ બચાવવા તે તૈયાર થઇ અને આઠેક દિવસમાં ચાલ્યા જવા માટે ગુપ્ત તૈયારીઓ કરવા લાગી.

કાઉન્ટના ખૂનને બીજે દીને પ્રાતઃકાળમાં એક માછીએ માછલા પકડવા માટે સરોવળમાં જાળ નાંખી. ખેંચતા ખેંચતા તેને ભાર લાગ્યો. તે સમજ્યો કે કોઇ મોટું માછલું યા મગરમચ્છ સપડાઇ ગયો છે. તેણે પોતાની નાનકડી હોડીને જેમ તેમ સ્થિર રાખતાં તે જાળ ખેંચી. પણ તેની નિરાશા વચ્ચે તેને માછલાને બદલે એક થેલો જણાયો. તે ઉઘાડતાં અંદર શબ જોઇને તે ડરી ગયો. પોલીસને ખબર આપતાં તે શબને થાણામાં લઇ જવામાં આવ્યું. એક તો તે શબના શરીર પર કપડાં ન હતાં, તે સાથે તેનો ચ્હેરો વિકૃત કરી નાંખેલો હોવાથી તેને ઓળખવું મૂશ્કિલ હતું. તેના ગળામાં "વિશ્વાસઘાતક"ની તખ્તી જોતાં જ તે કામ નિહિલિસ્ટોનું છે એમ તરતજ પોલીસને ખબર પડી ગઇ. છતાં કાયદા મુજબ તે શબ બધાં જોઇ શકે તેમ ત્રણ દિવસ સુધી થાણા નજીક જાહેરમાં રાખવામાં આવ્યું. તેના આખા શરીર પર કપડું ઢાંકવામાં આવ્યું હતું. માત્ર મોઢુંજ ઉઘાડું હતું.

અનેક લોકો તે શબ જોવા આવતા અને પોતાને મનગમતી ટીકા કરતાં ચાલ્યા જતા. પણ કોઇ તે શબને ઓળખી શક્યું નહિ યા ઓળખ્યાં છતાં તે જણાવવા બહાર આવ્યું નહિ. ત્રીજે દિને સાંજના લોકોના ટોળા સાથે એક સ્ત્રી બુરખાથી પોતાનું મોઢું ઢાકી ત્યાં આવી. શબના તરફ કેટલીય વાર સુધી તે જોઇ રહી. ધીમે ધીમે સાયંકાળ થવા આવ્યો. જોનારાઓ વીખરાઇ ગયા. તે બાઇ સિવાય બીજુ કોઈજ ત્યાં ન હતું. ચારે તરફ ખાત્રી કરી તે સ્ત્રી ધીમે ધીમે તે શબની નજીક ગઇ અને ઘુંટણીએ પડી તે શબના ઓઠ પર પોતાના ઓઠ અડકાડયા. તેની આંખમાંથી બે બિંદુ શબના ગાલ પર ખરી પડયા. તે બાઇ ત્યાંથી લથડતે પગલે ચાલી નીકળી.

તે ધારતી હતી કે તેને કોઇએ જોઇ નથી. પરન્તુ એક યુવક છૂપાઇને આ બધું જોયા કરતો હતો તે તે સ્ત્રીની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પેલી સ્ત્રી નગર બહાર પેલા સરોવર પર ગઇ અને અર્ધો પાણીમાં

અને અર્ધો બહાર પડેલો એક પથ્થર હતો તે ઉપર સરોવરના ગંભીર જળ તરફ નજર કરતી બેઠી. આસપાસનો રસ્તો જન શૂન્ય હતો. કોઇનોય અવર જવર ન હતો. સમય લગભગ આઠેક વાગ્યાનો હતો. ચંદ્રનું આછું અજવાળું સરોવરના શાન્ત તરંગો પર ખેલતું હતું. તે સ્ત્રી કે જે કાઉન્ટેસ હતી તે ગંભીર વદને તે જળ તરફ જોઇ જાણે પોતાના વ્હાલા પતિની જળસમાધિનું ધ્યાન કરતી હોય તેમ બેઠી હતી. થોડી વાર પછી પેલો યુવક કુદકો મારી તે સ્ત્રીની પાછળ આવી ઉભો. તેના પગના ઘસારાથી કાઉન્ટેસ ચમકી અને એકદમ ઉભી થઇ. તેના સામે સ્થિર દૃષ્ટિથી જોઈ રહી.

“ઉચ્ચ કુળાની મહિલા આમ રાત્રે એકલી આવા એકાન્ત સ્થળમાં આવે એતો ઠીક ન ગણાય.” પેલા યુવકે કહ્યું.

“હું તો જરા વાર વિશ્રાંતિ માટે આવી છું તે હમણાં ઘેર જઇશ. પણ એક ભદ્ર:મહિલાને આમ એકલી જોઇ તેની સાથે વિનાપરિચયે વાત કરવાની ધૃષ્ટતા કરવી એ પણ ખાનદાનીનું લક્ષણ નથી.” કાઉન્ટેસે સામો જવાબ આપ્યો.

“તમારૂં મકાન ઘણું દૂર છે. ચાલો હું તમને ત્યાં પહોંચાડી દઉં.” એમ બોલી કાઉન્ટેસ કાંઇ પણ કહે તે પહેલાં પેલા યુવકે ખીસામાંથી પીસ્તોલ કાઢી કાઉન્ટેસની છાતીમાં ગોળી મારી.

ગોળી વાગતાંજ કાઉન્ટેસ નીચે ઢળી પડી. ક્ષણ વાર તરફડીઆ મારી પોતાના વ્હાલા સ્વામીને મળવા દોડી ગઇ. આ નિર્દોષ પવિત્ર સ્ત્રીનાં ચરણ પ્રખાળતાં હોય તેમ સરોવરના તરંગો તેના નાજુક પગ પર અથડાવા લાગ્યાં. પેલો યુવક અંધકારમાં અદૃશ્ય થઇ ગયો અને ચંદ્ર પણ જાણે આ દૃશ્યથી ગ્લાનિ પામતો હોય તેમ વાદળમાં છુપાવા લાગ્યો.



રાખવાની કબુલત આપવા સાથે બાળકને લઇ લંડન યા એવેજ બીજે સ્થળે તરતજ ચાલ્યા જવાની સલાહ આપી. કાઉન્ટેસ આવી દુઃખી નિરાધાર હાલતમાં કયાંય જવા ખુશી ન હતી, પરંતુ બાળકનો જીવ બચાવવા તે તૈયાર થઇ અને આઠેક દિવસમાં ચાલ્યા જવા માટે ગુપ્ત તૈયારીઓ કરવા લાગી.

કાઉન્ટના ખૂનને બીજે દીને પ્રાતઃકાળમાં એક માછીએ માછલા પકડવા માટે સરોવળમાં જાળ નાંખી. ખેંચતા ખેંચતા તેને ભાર લાગ્યો. તે સમજ્યો કે કોઇ મોટું માછલું યા મગરમચ્છ સપડાઇ ગયો છે. તેણે પોતાની નાનકડી હોડીને જેમ તેમ સ્થિર રાખતાં તે જાળ ખેંચી. પણ તેની નિરાશા વચ્ચે તેને માછલાને બદલે એક થેલો જણાયો. તે ઉઘાડતાં અંદર શબ જોઇને તે ડરી ગયો. પોલીસને ખબર આપતાં તે શબને થાણામાં લઇ જવામાં આવ્યું. એક તો તે શબના શરીર પર કપડાં ન હતાં, તે સાથે તેનો ચ્હેરો વિકૃત કરી નાંખેલો હોવાથી તેને ઓળખવું મૂશ્કિલ હતું. તેના ગળામાં "વિશ્વાસઘાતક"ની તખ્તી જોતાં જ તે કામ નિહિલિસ્ટોનું છે એમ તરતજ પોલીસને ખબર પડી ગઇ. છતાં કાયદા મુજબ તે શબ બધાં જોઇ શકે તેમ ત્રણ દિવસ સુધી થાણા નજીક જાહેરમાં રાખવામાં આવ્યું. તેના આખા શરીર પર કપડું ઢાંકવામાં આવ્યું હતું. માત્ર મોઢુંજ ઉઘાડું હતું.

અનેક લોકો તે શબ જોવા આવતા અને પોતાને મનગમતી ટીકા કરતાં ચાલ્યા જતા. પણ કોઇ તે શબને ઓળખી શકયું નહિ યા ઓળખ્યાં છતાં તે જણાવવા બહાર આવ્યું નહિ. ત્રીજે દિને સાંજના લોકોના ટોળા સાથે એક સ્ત્રી બુરખાથી પોતાનું મોઢું ઢાકી ત્યાં આવી. શબના તરફ કેટલીય વાર સુધી તે જોઇ રહી. ધીમે ધીમે સાયંકાળ થવા આવ્યો. જોનારાઓ વીખરાઇ ગયા. તે બાઇ સિવાય બીજુ કોઇજ ત્યાં ન હતું. ચારે તરફ ખાત્રી કરી તે સ્ત્રી ધીમે ધીમે તે શબની નજીક ગઇ અને ઘુંટણીએ પડી તે શબના ઓઠ પર પોતાના ઓઠ અડકાડયા. તેની આંખમાંથી બે બિંદુ શબના ગાલ પર ખરી પડયા. તે બાઇ ત્યાંથી લથડતે પગલે ચાલી નીકળી.

તે ધારતી હતી કે તેને કોઇએ જોઇ નથી. પરન્તુ એક યુવક છૂપાઇને આ બધું જોયા કરતો હતો તે તે સ્ત્રીની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પેલી સ્ત્રી નગર બહાર પેલા સરોવર પર ગઇ અને અર્ધો પાણીમાં

અને અર્ધો બહાર પડેલો એક પથ્થર હતો તે ઉપર સરોવરના ગંભીર જળ તરફ નજર કરતી બેઠી. આસપાસનો રસ્તો જન શૂન્ય હતો. કોઇનોય અવર જવર ન હતો. સમય લગભગ આઠેક વાગ્યાનો હતો. ચંદ્રનું આછું અજવાળું સરોવરના શાન્ત તરંગો પર ખેલતું હતું. તે સ્ત્રી કે જે કાઉન્ટેસ હતી તે ગંભીર વદને તે જળ તરફ જોઇ જાણે પોતાના વ્હાલા પતિની જળસમાધિનું ધ્યાન કરતી હોય તેમ બેઠી હતી. થોડી વાર પછી પેલો યુવક કુદકો મારી તે સ્ત્રીની પાછળ આવી ઉભો. તેના પગના ઘસારાથી કાઉન્ટેસ ચમકી અને એકદમ ઉભી થઇ. તેના સામે સ્થિર દૃષ્ટિથી જોઈ રહી.

"ઉચ્ચ કુળાની મહિલા આમ રાત્રે એકલી આવા એકાન્ત સ્થળમાં આવે એતો ઠીક ન ગણાય." પેલા યુવકે કહ્યું.

"હું તો જરા વાર વિશ્રાંતિ માટે આવી છું તે હમણાં ઘેર જઇશ. પણ એક ભદ્ર:મહિલાને આમ એકલી જોઇ તેની સાથે વિનાપરિચયે વાત કરવાની ધૃષ્ટતા કરવી એ પણ ખાનદાનીનું લક્ષણ નથી." કાઉન્ટેસે સામો જવાબ આપ્યો.

"તમારૂં મકાન ઘણું દૂર છે. ચાલો હું તમને ત્યાં પહોંચાડી દઉં." એમ બોલી કાઉન્ટેસ કાંઇ પણ કહે તે પહેલાં પેલા યુવકે ખીસામાંથી પીસ્તોલ કાઢી કાઉન્ટેસની છાતીમાં ગોળી મારી.

ગોળી વાગતાંજ કાઉન્ટેસ નીચે ઢળી પડી. ક્ષણ વાર તરફડીઆ મારી પોતાના વ્હાલા સ્વામીને મળવા દોડી ગઇ. આ નિર્દોષ પવિત્ર સ્ત્રીનાં ચરણ પ્રખાળતાં હોય તેમ સરોવરના તરંગો તેના નાજુક પગ પર અથડાવા લાગ્યાં. પેલો યુવક અંધકારમાં અદૃશ્ય થઇ ગયો અને ચંદ્ર પણ જાણે આ દૃશ્યથી ગ્લાનિ પામતો હોય તેમ વાદળમાં છુપાવા લાગ્યો.



# પ્રકરણ ૨ જું.

## વિધિનો પરિહાસ.

ગત પ્રકરણની બીનાને અઢાર વર્ષ વીતી ગયાં છે. ત્યાર પછીની બીના જોતાં પહેલાં બીજી થોડી હકીકતથી વાકેફ થવાની જરૂર છે. ગયા મહાન વિશ્વવ્યાપી યુદ્ધ પહેલાં ઘણાં વર્ષ પૂર્વની વાત છે. સ્વીટઝર્લેંડમાં તે સમયે ફ્રેન્ચ અને જર્મનોનું પ્રાધાન્ય વિશેષ હતું. જીનિવા ફ્રેંચ અને સ્વીટઝર્લેંડ જ્યુરિચ જર્મન સ્વીટઝર્લેંડ ગણાતું. સ્વીટઝર્લેંડમાં ફ્રેંચ, ઇટાલીયન, જર્મન અને રશીઅન લોકોની વસ્તી ઘણી હતી. ત્યાંના અસલ વતનીઓ આ વિદેશીઓ સાથે વધુ ભેળાતા નહીં, કારણ આમાંનો મોટો ભાગ યુરોપના ભિન્ન ભિન્ન દેશોના ક્રાન્તિવાદીઓનો હતો. પોતાનો દેશ પોતાને માટે સહીસલામત ન લાગવાથી તેઓ સ્વીટઝર્લેંડ નાસી આવતા. કારણ એ બાબતમાં ત્યાંની સરકાર કાંઇક ઉદારચિત્ત હતી. જીનિવા એવા સ્થાનમાં હતું કે થોડાજ કલાકમાં ત્યાંથી ફ્રાન્સ કે ઇટલીની સરહદમાં વિના હરકતે માણસો નાસી જઇ શકતા. જીનિવા એ એજ નામના ૨૮ માઇલ વિસ્તારવાળા સરોવરના કીનારા પર આવેલું છે. તેની દક્ષિણે બરફના ડુંગરો અને પૂર્વે લીલુંછમ જેવું હરીયાળુ અરણ્ય તથા તેની પેલી પાર યૂરોપનો હિમાલય—આલ્પસ આવી રહેલાં છે. નૈસર્ગિક સૌંદર્યની પણ જીનિવા ઊપર અસીમ કૃપા હતી.

ત્યાંના વિદેશી વતનીઓમાં રશીઅનોનો મોટો ભાગ હતો. ઝારના ત્રાસથી કંટાળી અનેક જાતનાં કાવતરાં ત્યાં થતાં હતાં. તેમાં ધીમે ધીમે એક મંડળ ઘણુંજ બળવાન થયું. તેનું નામ નિહિલિસ્ટ મંડળ. તેમાં ગરીબ તથા તવંગર બધા એક સમાનજ ગણાતા. હાલના બોલ્શે-

વીઝમનું બીજ એ મંડળમાંથી જ ઉદ્દભવ્યું છે. એ મંડળનું મુખ્ય કેન્દ્ર જીનિવામાં હતું. એ લોકો ઘણા બળવાન હતા. તેમનાં જીવન હંમેશાં રહસ્યમય અને ભેદભરેલાંજ રહેતાં, તેમનાં પોતાનાં સ્વતંત્ર હોટલો, પ્રેસો તથા પેપરો હતાં. તેમની આજીવિકા વિશે કોઇને કાંઇજ ખબર પડતી નહિ. તેમના મંડળ સંબંધી પણ કોઇને માહિતી મળી શકતી નહિ. આવાં ક્રાંતિકારક મંડળોના નિવાસને લીધે જીનિવા તે સમયે "ફૂટતા ગુમડા"ના ઉપનામથી ઓળખાતું.

કાઉન્ટ મેટ્રિક એ એક ખાનદાન રશઅન નબીરો હતો. થોડાજ સમય પહેલાં તે જીનિવા સરોવર નજીક આવેલા "લાગેરેન્સ" નામના બંગલામાં રહેવા આવ્યો હતો. તેના વિષે નગરમાં હજારો વાતો ચાલતી હતી, પણ તે કોણ હતો તે કોઇ જાણી શકતું નહિ. તેની સ્ત્રી ઇસાબેલ, એક બાળક પુત્ર, એક આયા, એક નોકર અને એક દાસી જુલીઆ સિવાય તેની સાથે બીજું કોઇ નહતું. કાઉન્ટને નગરમાં બેચાર જણ સિવાય કોઇ સાથે પરિચય નહોતો. તેમાં તે પોતાનું મકાન છોડી કોઇને ત્યાં જતો નહીં તેમ તેના નામથી પોસ્ટમાં કોઇ કાગળ પત્ર આવતો નહિ તેમજ તે પણ કોઇને લખતો નહિ. લોકોમાં આથી એનું જીવન વધુ રહસ્યમય થઇ પડયું હતું. આ કાઉન્ટ નિહિલિસ્ટ મંડળનો ભોગ કેવી રીતે થઇ પડયો તથા તેની સ્ત્રીનું ખૂન શી રીતે થયું તે આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ. 35190

જ્યુરિચ હંમેશા વહેપાર રોજગાર તથા કુદરતી સૌંદર્યની બાબતમાં જીનિવાની હરિફાઇ કરતું અને ક્રમે ક્રમે તે જીનિવા કરતાં વધુ આગળ વધવા લાગ્યું. જ્યુરિચમાં તે સમયે લોખંડનાં કારખાનાં સારા પાયા પર હતાં અને તેમાં પણ સ્મિથ એન્ડ સન્સના કારખાનાની ખ્યાતિ સારી હતી. એ કારખાનાનો માલીક ફ્રીટઝ સ્મિથ એક ગરીબ ખેડુતનો દીકરો હતો. પરંતુ પોતાના બાપ તથા ભાઇઓની માફક પરસેવો ઉતારી મહેનત કરવા છતાંય એકભુક્તા રહેવાનું તેને પસંદ ન હતું. તેથી તે ખેતીના ધંધામાં ન પડતાં જ્યુરિચ જઇ એક લુહારને ત્યાં નોકર રહ્યો. ત્યાં પરિશ્રમથી સારૂં કામ શીખી તે મીસ્ત્રી બન્યો અને એવું સારૂં કામ કરવા લાગ્યો કે બીજા મોટા કારખાનાવાળાઓ પણ તેની પ્રશંસા કરવા લાગ્યા.

ભાવિ ઉન્નતિની આશાએ તે એક મોટા કારખાનામાં સારા પગારે નોકર રહ્યો. અહીં એણે પોતાની કુશળતા બતાવી. કારખાનાનો માલિક

આથી ઘણો પ્રસન્ન થયો. સ્મિથના કામથી તેને સારો નફો થવા લાગ્યો, થોડાજ વખતમાં તે કારખાનાવાળાએ પોતાની એકની એક દીકરી લોન આન્ના ગોટેસ્કને સ્મિથ સાથે પરણાવી તેને પોતાનો ભાગીદાર બનાવ્યો. સ્મિથનો સિતારો ચમકવા લાગ્યો. થોડાજ વર્ષમાં સસરો મરણ પામવાથી સ્મિથ એ કારખાનાનો સ્વતંત્ર માલીક થયો.

આ કારખાનાની ઉન્નતિ સ્મિથને લીધેજ થઈ હતી છતાં આન્ના તો તેને પોતાના પિતાનો કૃપાભાજનજ ગણતી. આન્નાને પ્રસન્ન રાખવામાં સ્મિથ જરાય પાછી પાની કરતો નહિ પરન્તુ તે તો એમજ સમજતી કે જો પોતાના પિતાએ તેને નોકર ન રાખ્યો હોત તો બિચારો વગર ધંધે રવડીને મરી જાત.

આન્નાને બે પુત્ર અને એક પુત્રી હતાં. મોટા પુત્રનું નામ ફ્રીટ્ઝ, નાનાનું પીટર અને પુત્રીનું નામ બર્થા હતું. છોકરાં ઉમ્મરલાયક થતાં સ્મિથે બધું કામ છોકરાંઓના ઉપર નાંખી દીધું. કારખાનાનું નામ સ્મિથ એન્ડ સન્સ રાખ્યું અને પોતે વાનપ્રસ્થ થયો. પણ બિચારો ટુંક સમયમાંજ પોતાના કીરતારની સેવામાં ચાલ્યો ગયો.

થોડો સમય તો આન્ના બહુજ ગમગીન રહી. પરંતુ પછી તેણે ગમગીની દૂર કરી કારખાના તરફ જાતે ધ્યાન આપવા માંડયું તેમજ ખાનદાન કુટુંબોમાં ભળવા તથા પોતાના પૈસાના જોરે ખાનદાન ગણાવાની ઉમેદ પાર પાડવાના યત્નો કરવા માંડયા. આથી તેને ઘર ખાતે ગાડી, ઘોડા નોકર ચાકર, ફરનીચર, યુનીફોર્મ વગેરેનો ઘણોજ ખર્ચ કરવો પડયો. તેના મનમાં એકજ ઇચ્છા હતી કે પોતાની પુત્રીને પોતાના પૈસાના જોરે કોઇ ગરીબ પણ કાઉન્ટ, સરનાઇટ યા લોર્ડના ટાઇટલવાળા યુવક સાથે પરણાવવી, અને તેથી તે સંભ્રાંત વંશોમાં ભેળાવા મુક્તહસ્તે ખર્ચ કરતી. તેમજ બર્થાને નાનપણથીજ એક કાઉન્ટેસ યા રાણીને છાજે એવી કેળવણી આપવી તેણે શરૂ કરી દીધી.

બાર વર્ષની વયે તો બર્થા સારી કેળવણી પામી. પછી તેને સ્વીઝરાજ-ધાની બોર્ની શહેરમાં અભ્યાસ માટે મોકલવામાં આવી અને ત્યાં પણ સંગીત તથા બીજી અનેક બાબતોમાં તે ઉત્તીર્ણ થઇ અરાઢ વર્ષની વયે તો તે એકંદર રીતે ખરેખર કોઇ અમીરના ઘરને દીપાવે તેવી રમણી બની. તેના આ ગુણો અને કુશળતામાં તેના સૌંદર્યે ખૂબ વધારો કરી મૂકયો. તેના જેવી સુંદરી જ્યુરિચમાં બીજી મળવી મુશ્કિલ હતી.

આના મીજલસોમાં ભાગ લેતી અને ત્યાં કહેતી કે " મારી દીકરીને તો કોઇ કાઉન્ટ, માર્કવીસ, સર, યા એવા કોઇ જાગીરદારને આપીશ. મારે જમાઇને પૈઠણ તરીકે રૂપીઆ આપવા પડશે તો હું દશ લાખ ફ્રાંક સુધી આપવા તૈયાર છું." તેને ખાત્રી હતી કે આ બધામાંથી કોઇ ને સંબંધી કે ઓળખાણવાળો—છેવટમાં કોઇ ભૂખે મરતો જર્મન જગીનદાર Titled begger નીકળી આવશે કે જે આ પૈઠણની વાતથી બર્થા સાથે લગ્ન કરવા તૈયાર થઇ જશે. અને પછી પોતાને "લુહારણ" કહી મ્હોંડું મચકોડતા ખાનદાનોના સામે તે ઉંચી ડોકી કરીને ફરશે.

જ્યુરિચથી થોડાક માઇલ દૂર "હોર્જેન" નામનું એક પરૂં હતું. તે સરોવરના કિનારા પર હતું. બંગલાઓ છૂટા છૂટા પણ ઘણાજ સુંદર હતા. ત્યાં માત્ર અમીર ઉમરાવોજ રહેતા હતા, આનાએ ત્યાં રહેવા જવાના ઇરાદાથી ત્યાં એક મકાન લીધું અને તેનું નામ "ઓસિરોજ" રાખ્યું. ઘણા ઠાઠ માઠથી ત્યાં રહેવાનો બંદોબસ્ત કર્યો અને જ્યુરિચના નામચીન શ્રીમંત કુટુંબોને મિજલસ આપવા માંડી તથા બીજી તરફ પૈસેખાલી પણ ટાઇટિલવાળા જાગીરદારની તપાસમાં પોતાના દીકરા ફ્રીટ્ઝને બહાર-ગામ મોકલ્યો.

એક તરફ માનમદગર્વિની આન્ના બર્થાને ઉચ્ચ કુળમાં આપવા હુ-જારોનો ધુમાડો કરતી હતી ત્યારે બીજી તરફ બર્થા પોતાની મા તેમજ બીજા બધાથી છૂપી રીતે એક તરુણને પોતાનું ચિત્ત સોંપી બેઠી હતી. દર ત્રણ ચાર દિવસે બર્થાને છૂપી રીતે એક લાંબો પત્ર મળતો. બર્થા તે વારંવાર વાંચતી અંતે તે અગ્નિને સ્વાધિન કરતી અને તેજ રાત્રે મોડા સુધી જાગી પ્રત્યુત્તર લખતી. વિધિનો કેવો પરિહાસ ?



## પ્રકરણ ત્રીજું

## બર્થા અને સારા

સ્મિથ એન્ડ સન્સના કારખાનામાં જોસફ કુરેટ નામનો એક ૨૦-૨૨ વર્ષનો યુવક કામ કરતો હતો. તેનાં માબાપ ખેતીવાડીઉપર ગુજરાન કરતાં હતાં. તે કોણ હતા અને ક્યાંથી આવ્યાં હતાં તે કોઇ જાણતું નહિ. પરન્તુ તેઓ ઘણા સમયથી જ્યુરિચમાં રહેતાં હતાં. તેઓ જર્મન ભાષા ઘણી સારી બોલતાં છતાં તેઓ વિદેશી હોવાનુંજ બધા જાણતા. આ નમ્ર દંપતિ હંમેશાં સરળતાથી બધા સાથે વ્યવહાર કરતાં તેથી તેમના તરફ લોકને સારી શ્રદ્ધા હતી.

જોસફ કુરેટ સ્મિથ એન્ડ સન્સના કારખાનામાં પ્રથમ કામ શીખવા રહ્યો. પરન્તુ તેની નમ્રતા સરળતા અને પ્રમાણિકપણાથી આન્ના સ્મિથની નજર તેના તરફ ખેંચાઇ. આમ થવામાં બીજું પણ એક કારણ હતું. જોસફ દેખાવડો અને બલવાન યુવક હતો. તેનો ચ્હેરો જોતાં તેને કોઇ ખેડુતનો દીકરો ધારે એમ ન હતું. આન્ના તેના ચ્હેરાથી આકર્ષાઇ હતી. જોતાજોતામાં તે સારે પગારે ચઢયો અને તેની બુદ્ધિને લીધે આન્ના ખાનગી તથા ગુપ્ત પરામર્શમાં પણ તેની સલાહ લેવા લાગી. આથી તેને વારંવાર "બોસિરોજ"માં જવું આવવું પડતું. આન્નાએ પણ દાસ દાસીઓને કહી રાખ્યું હતું કે જોસફ સાથે નોકર તરીકે નહીં પણ ઘરના માણસ જેવો વ્યવહાર કરવો.

સારા કરીને આન્નાની એક દાસી હતી. તે દેખાવડી હતી. તેની માએ મરતી વખત તેને માટે આન્નાને બલામણ કરી હતી. સારા જોસફને જોઇ

દીવાની બની ગઇ હતી. તેનું ચિત્ત જોસફમાં હતું, પરન્તુ જોસફ તેના તરફ નજર સરખીયે કરતો નહીં. આથી તે મનમાં ને મનમાં મુંઝાતી; પોતાના અંતરની વાત તે જોસફને કરી શકતી નહિ. પરન્તુ આ વાત આન્નાની ચંચળ નજરથી છૂપી રહી જ નહિ.

એક દિવસ તેણે સારાને પૂછ્યું "તું જોસફને ચ્હાય છે?"

સારા નીચું જોઇ રહી, કાંઇ બોલી નહિ. આન્નાએ કહ્યું :—"એમાં ડરવાનું કારણ નથી. તું જો એને ચ્હાતી હોય તો હું તેની સાથે તારાં લગ્ન કરી આપીશ. તારી એ પસંદગીથી હું પણ ખુશી થઇશ."

"પણ એ મારો સ્વિકાર કરશે તો ને? હું નથી ધારતી કે તે કબુલ કરે" સારાએ પ્રત્યુત્તર વાળ્યો.

"અરે ગાંડી! પૈસો શું નથી કરતો? તું એને રાજી કર. હું લગ્નના દાયજામાં ચાર હજાર ફ્રાંક તને આપીશ. જોસફ એવો ગાંડો નથી કે ચાર હજાર ફ્રાંક મળતાં ના પાડે. જરા ગંભીર છે એટલે એના મનની વાત તને નહીં સમજાતી હોય. પણ તારા જેવી સુંદરી યુવતી ચાર હજાર ફ્રાંક લઇ આવી ઉભી રહે તો તે ના પાડે ખરો!"

સારાના મનમાં નવીન ઉત્સાહ ઉભરાયો. જ્યારે જ્યારે જોસફ આવે ત્યારે કંઇકને કંઇક બ્હાનું કાઢી તે તેની સાથે વાતે વળગતી. જોસફ વાત કરવામાં કૃપણતા બતાવતો નહિ પણ તેની સાથે પ્રેમનો એક પણ હરફ તે કાઢતો નહિ. આથી સારાએ નિરાશ થઇ એક દિવસ આન્નાને કહ્યું :—

"જોસફ મને ચ્હાતો નથી. અને હું ગમે તેમ કરીશ તોય તે ચ્હાશે નહિ. કદી તમે કહેશો તો પણ તે કબુલ થશે નહિ.

"જા, જા, મૂર્ખી! હજી તું એવીને એવીજ રહી કે! બીજાઓના જેવો તે નફ્ટ કે નિર્લજ્જ નથી કે રૂપાળી સ્ત્રીઓ સાથે ગમે તેમ વાતે વળગી જાય. જરા ગંભીર અને શરમાળ છે. તું એને વાતે વાતે ચાર હજાર ફ્રાંકની વાત કરી દે એટલે તે જરૂર તને પરણવા કબુલ થશે."

એક દિવસ સાંજના બર્થા તથા સારા બગીચામાં ફરતાં ફરતાં ફુલો વીણતાં હતાં. જોસફ કાંઇક કામ માટે "ઓસિરોજ" આવ્યો હતો. આન્નાના મનમાં વિચાર થયો કે જોસફ ઉદ્યાનમાં જઇ સારા સાથે વાત કરે તો સારૂં. પરન્તુ નોકરને એવી આજ્ઞા ન કરી શકાય તેથી તેણે તેના હાથમાં શાલ મુકીને કહ્યું કે: "બર્થા બાગમાં ફરે છે તેને આ શાલ આપી આવ. ઠંડી પડે છે તે શરીર ખરાબ થઇ જશે."

શેઠાણીની આજ્ઞા પાલન કરવા જોસફ ઉદ્યાનમાં ગયો. દૂરથીજ તેણે જોયું કે પ્રકૃતિદેવીની સુંદરતામાં વધારો કરતી હોય તેમ સમવયસ્ક કૌમાર-સૌંદર્ય મૂર્તિદ્વય નાના નાના રોપાઓ વચ્ચે થઇને આમતેમ ડોલતી ઘુમતી હતી. બર્થાના હાથમાં પુષ્પપાત્ર હતું. તેમાં રંગબેરંગી પુષ્પો હતાં. તેનાં સુડોળ ઘટ્ટ અંગોમાંથી ઉભરાતું યૌવન તેની સુંદરતામાં વધારો કરતું હતું. જોસફ મુગ્ધનેત્રે જોતો જોતો નજીક આવ્યો. સારા પણ બર્થાની જોડેજ હતી. જોસફને જોતાંજ બન્નેજણનાં મુખ શરમથી લાલ થઇ ગયાં. જોસફને આમાં અજાયબ સૌંદર્ય જણાયું. આરોગ્યતાની લાલી સાથે યુવાનીની પ્રભા અને શરમની લાલ આભાં મળતાં તેમના ગાલ પર ગુલાબી સુરખી છવાઇ રહી હતી. હાથમાંના પુષ્પપાત્રમાંના ગુલાબનું પ્રતિબિંબ ગાલપર પડે છે કે તેના મુખનું પ્રતિબિંબ ઉજ્વળ પુષ્પપાત્રમાં પડે છે તે જાણવું જોસફ માટે મુશ્કેલ થઇ પડયું. તેણે હસ્તેવદને ટોપી ઉતારી અભિવાદન કરી, શેઠાણીની આજ્ઞા સંભળાવતાં બર્થાના હાથમાં શાલ મૂકી.

પોતાના પ્રિયતમ આગળ લાડઘેલી નવયૌવના જેમ લાડ કરતી હોય તેમ બર્થા જોસફ પ્રતિ બોલી:

"જોસફ! મને કેટલાંક ગુલાબફુલ ચુંટી આપને! જો ને કાંટાવાગીને હાથ કેવા થઇ ગયા છે? બળ્યા આવા સુંદર ફુલને તે કાંટા શા માટે થતા હશે?"

"દુનિયામાં જે કાંઇ સુંદર છે, જે કાંઇ સારૂં છે, તેને મેળવવાના માર્ગ બધા કાંટાથી ભરેલાજ હોય છે." હસતાં હસતાં જોસફ બોલ્યો, "એ કાંટાથી વિંધાયા વિના તે સુંદરતાના ઉપભોગ સુખનો ખરો ખ્યાલ આવતોજ નથી. એ વિંધાયા વિનાનું સુખ નીરસ અને લુખ્ખું લાગે છે."

એમ બોલતાં બોલતાં તેણે કેટલાંક ગુલાબ પુષ્પો તોડી કલગીનારૂપમાં ભેગાં કરી બાંધ્યાં અને પછી તે બર્થાના હાથમાં આપતાં આપતાં બોલ્યો: "લ્યો. આ ગુલાબ પુષ્પ જે તમારા મુખની હરિફાઇ કરતા હતાં તેમને સજા કરવા બાંધી લાવ્યો છું. પણ હવે એને વધુ ન સતાવશો. યથેષ્ટ સજા થઇ છે. જો તમે તેમને તમારા મુખ નજીક લઇ જશો તો વળી આ એમનો રહ્યોસહ્યો રંગ અને સુંદરતા પણ તમારા આ ગુલાબી સુરખી-ભર્યા ચ્હેરાની સુંદરતા આગળ ઝાંખાં પડી જશે અને પછી વિશ્વમાં તેનો કોઇ ભાવેય નહીં પૂછે.

જોસફના શબ્દો સાંભળી બર્થાનું મુખ વધુ ને વધુ લાલ થયું. તેના અંતરમાં આનંદના ફુવારા છૂટવા લાગ્યા. જોસફના તરફ વક્રદૃષ્ટિ કરી તેના હાથમાંથી કલગી લીધી. પણ સારાના હૃદયમાં ઇર્ષ્યાનળ ઉત્પન્ન થયો. તે બોલી ઉઠી:—

" જોસફ ! આજકાલ તમારા મ્હોમાંથી ઘણુંજ મધ ઝરે છે. કેટલીય બિચારી રૂપસુંદરીઓ નફ્ટ થઇને એ મધની મધલાળ માટે મધમાખીની માફક લપટાઇરહી હશે. બિચારીને ઉડી જવાની શક્તિએ નહીં રહેતી હોય."

સારાના શબ્દો સાંભળી જોસફે તરતજ ઉત્તર દીધો:—" તું ય છે તો રૂપસુંદરી, પણ એટલી બધી નફ્ટ નથી એટલે ત્હારે ડરવાનું શું છે? તું ધારે ત્યારે ઉડી શકે છે."

મ્હોં તોડ જવાબ મળતાં સારાને લાગી આવ્યું. તેનું મુખ જરા વિવર્ણ થઇ ગયું. જોસફ તેના મનની સ્થિતિ સમજી ગયો. તેને રાજી કરવા એક ગુલાબનું ફુલ તોડી તેને આપતાં તેણે કહ્યું:

" લ્યો, સારા ! આ મારા તરફનો ઉપહાર ! તમેય સુંદરતાની દેવી છો."

સારાનું અંતર વળી પાછું નાચવા લાગ્યું. ક્ષણ પહેલાંનો રૂક્ષ વ્યવહાર તે ભૂલી ગઇ. અને તે ફુલને પોતાના જીવની માફક જાળવી રાખવા લાગી.

જોસફના ઉપરના શબ્દ સાંભળી બર્થા બોલી ઉઠી: "ખરેખર જોસફ! હવે તો તું બહુ જ ખુશામતખોર થઇ ગયો છે. સારાનું કહેવું કાંઇ ખોટું નથી."

જોસફ માત્ર હસ્યો. ત્રણે જણ વાતો કરતાં પોતપોતાના હૃદયના તરંગમાં મસ્ત બની ફરવા લાગ્યાં. ધીમે ધીમે સૂર્ય આથમી ગયો. સંધ્યાનાં સોનેરી કિરણોથી આકાશ છવાઇ ગયું. ત્રણે યુવાન હૃદયો આનંદમાં મસ્ત થઇ ઝુમવા લાગ્યાં. એટલામાં આન્નાનો અવાજ સાંભળી બર્થા ઘર તરફ વળી. ત્રણે જણ થોડેક ગયાં. સારાને જોસફ સાથે વાતો કરવાનું ઘણું મન હતું પરંતુ તેને બર્થાની પાછળ જતો જોઇ તે નિરાશ થઇ ગઇ. બર્થાય જોસફથી છૂટી પડવા ચાહતી ન હતી. તે બોલી:

" અત્યારથી ઘરમાં જઇ શું કરીશું ? ચાલોને જરા આ તરફ લટાર મારી આવીએ."

સારા એટલી ખુશી થઈ કે બર્થાના હાથ પકડી તેને ભેટી પડવાનું મન થયું, તે મલકાતી મલકાતી તેમની સાથે ફરવા લાગી. થોડીજ વારમાં બર્થા બંગલા તરફ વળી. જોસફ રજા લઇ ત્યાંથી જ વિદાય થઇ ગયો. સારા જોસેફ સાથેની આજની વાતચીત આન્નાને કહ્યા વિના રહી શકી નહિ. આન્નાએ તેને ફરીથી જોસફ સાથે લગ્નની ખાત્રી આપી અને સારા આનંદમાં વિભોર બની.

---

# પ્રકરણ ૪ થું

## નિરાશા

હવે લગભગ બે એક માસ પછી સારાના જન્મ દિવસ નિમિતે આન્નાએ તમામ દાસદાસીઓ તથા કારખાનાંના કેટલાક નોકરોને મિજલસ આપી. આન્ના ઘણી અભિમાનીની હતી તેમ દયાળુ પણ હતી. પોતાના મનનું ધાર્યું કરવા તે ગમે તે કરતી. આજના નિમંત્રણમાં જોસફ પણ હતો. ખાણા પછી નાચમાં તેણે ભાગ લીધો અને શેઠાણીની રજાથી સારા સાથે તેણે ડેન્સ કર્યું. તે દરમીયાન આન્નાએ બર્થાને બોલાવી શયનગૃહમાં મોકલાવી દીધી. બાદ જોસફને બોલાવી કહ્યું:—

" આજ સારાનો જન્મ દિવસ છે. જો સુંદર કપડામાં તે કેવી સરસ દેખાય છે ? "

"વાહ ! નરી જાણે સ્વર્ગની પરી:" જોસફે જવાબ આપ્યો.

" આજ ત્હારે એને ખુશી કરવા જોઇએ." આન્નાએ પ્રસન્ન થઇ કહ્યું.

" બહુ સારૂં. તમારી આજ્ઞા છે તો હું તેને પ્રસન્ન રાખવા યત્ન કરીશ "

જોસફ ચાલ્યો ગયો. સારા સાથે આડી અવળી વાતો કરી તેના રુપની પ્રશંસા કરવા લાગ્યો. સારા પોતાના મનમાં ઘણી ખુશી થવા લાગી. ધીમે ધીમે રાત્રી વધતી ચાલી. ઘણુ મોડું થઇ જવાથી તેમજ બીજે દીને રવીવારને લીધે કારખાનું બંધ હોવાથી આન્નાએ જોસફને તે રાત્રે ત્યાંજ રહેવાનો આગ્રહ કર્યો.

પ્રાતઃકાલે આન્નાએ જોસફને પોતાના દિવાનખાનામાં આવી પોતા સાથે વાત કરી જવા આજ્ઞા કરી. જોસફ જ્યારે ત્યાં પહોંચ્યો ત્યારે આન્ના ત્યાં ન હતી. બર્થા બેઠી બેઠી કાંઇક કાગળો લખતી હતી.

આન્નાના ખાનગી રૂમમાં આવવાનો કોઈને અધિકાર ન હતો. જોસફને ત્યાં આવેલો જોઈ બર્થાએ પૂછ્યું:—" તું અહીં શામાટે આવ્યો છે ? "

" મને અહીં તમારી માતાએ બોલાવ્યો છે. "

જોસફ આમ બોલી ઉભો એટલામાં આન્ના ત્યાં આવી પહોંચી. બર્થાને ત્યાં જોઈ તેણે કહ્યું:—

" મારે જોસફ સાથે કેટલીક વાત કરવી છે. તું તારા રૂમમાં જા. "

" મારાથી એવી શી છાની વાત છે ?" બર્થાએ પૂછ્યું.

" છાનીતો નથી. પણ હાલ તે તને કહેવાની નથી. પછીથી તું જાણીશ; અને તે વખતે તું ખુશી પણ થઇશ. હમણાં જા. "

બર્થા પોતાની માતાનો સ્વભાવ સારી રીતે જાણતી હતી. તે તરતજ ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા બાદ આન્નાએ જોસફને મમતાથી એક ખુરશીપર બેસાડયો અને કહ્યું:—

" જોસફ ! તારા કામથી અને વર્તનથી હું ઘણી ખુશી થઇ છું. મારા દીકરાઓ પણ તારા તરફથી રાજી છે. તને થોડાજ વખતમાં હું સારી જગ્યા આપી પગાર વધારી આપીશ. "

" આપની કૃપા. "

" તારો પગાર વધે અને સારી જગ્યા મળે તો તું શું કરે ? " આન્નાએ પોતાનો મનધાર્યો જવાબ મેળવવાના હેતુથી કહ્યું.

" અત્યંત કાળજીથી કામ કરી મારા તરફની તમારી લાગણીનો બદલો વાળવા યત્ન કરૂં. "

" એટલાથી મને કદાચ સંતોષ ન થાય તો ! "

" તો હું નોકરી છોડી ચાલ્યો જાઉં. જ્યાં માલીકને કામથી સંતોષ ન હોય ત્યાં નોકરી થઇ શકેજ નહિ. "

" ના ના. ત્હારે તેમ કરવાની જરૂર નથી. તું સારાને ચ્હાય છે તે હું જાણું છું અને જાણીને ખુશી પણ થઇ છું. સારા સાથે લગ્ન કરી તું સુખી થઇશ. અને હું તને સારી જેવી મદદ પણ કરીશ. "

જોસફનું મુખ ફીકું પડી ગયું. તે પોતાના હૃદયપર સંયમ રાખતાં બોલ્યો:—" તમારી ભૂલ થાય છે હું સારાને ચ્હાતો નથી. "

" મારા આગળ ચાલાકી ! એમાં શરમાય છે શા માટે ? યુવાવસ્થામાં કયો પુરુષ એવી સુંદરી તરુણીને જોઇ મોહિત થતો નથી. ! તું ખુશીથી

લગ્ન કર. હું જલદીથીજ દિવસ નક્કી કરી આપીશ અને સારાને સાસરવાસામાં ચાર હજાર ફ્રાંક તથા તને પણ પાંચસો ફ્રાંક આપીશ. તમે સુખી થશો."

"તમારી કૃપા માટે આંતરિક આભાર માનું છું. પણ હું સારા સાથે લગ્ન કરી શકીશ નહિ." જોસફે જવાબ દીધો.

"હં! શું તું લગ્ન નહીં કરે? ત્યારે આટલા દિવસ પ્રેમનો અભિનય કરી એ બિચારીનું હૃદય ચીરી નાખી તારી પાછળ દિવાની કરવાનું શું પ્રયોજન હતું? નીચ! કાફર!! નિમકહરામ!!!" આન્ના ઉકળી ઉઠી.

"આપ સ્ત્રી છો અને તેમાં પણ મારી શેઠાણી છો. આપ જે કહેશો તે હું સાંભળીશ. આપનું અપમાન કરવાની મારી ઇચ્છા નથી. પરંતુ હું સાચું જ કહું છું કે મેં સારા તરફ કદી પ્રેમ દાખવ્યો નથી. તેમ તેને ઉત્તેજન પણ આપ્યું નથી. મેં તેને કદી ચ્હાઇ નથી અને તેની સાથે લગ્ન કરી શકું તેમ પણ નથી." જોસફ બોલ્યો.

આન્ના કાંઇક નરમ પડી અને બોલી: "પણ તે સુંદરી છે, યુવતી છે, શિક્ષિતા છે અને તારી પાછળ દિવાની થયેલી છે. તેની સાથે લગ્ન કરવામાં તને શી હરકત છે?"

"તેનામાં રૂપ અને ગુણ બધુંય છે. પણ હું તેને ચ્હાઇ શકતો નથી. કારણ હું બીજા કોઇને ચ્હાઉં છું." જોસફે રોકડું પરખાવ્યું.

"તે બીજું કોણ છે? સારા કરતાં પણ સુંદર છે? એના કરતાં કુળવાન છે? કોણ છે એ?" આન્ના પાછી ઉશ્કેરાઇ.

"કોણ છે તેનું નામ હું હાલ આપને આપી શકતો નથી. આપ પાછળથી જાણશો."

"જોસફ! જોસફ! એક રોટલાના ટુકડા માટે ગુલામગિરી કરનારનો આટલો દિમાગ? હજી હું કહું છું કે તું મારૂં કહ્યું માન, નહિ તો તું દુ:ખી થઇશ. હાથે કરીને શા માટે તારા નાશનો દરવાજો ઉઘાડે છે? હજી વિચાર કરી જો."

"વિચાર કરવાનું કશું જ બાકી નથી." જોસફ મક્કમ થઇ બોલ્યો.

"પાજી! નિમકહરામ!! મારૂં આવું અપમાન! ઠીક છે. જોઇ લઇશ કે તું કેવો સુખી થાય છે. જા, ચાલ્યો જા અહીંથી. ફરીથી આ મકાનમાં પગ ન મૂકતો. બેઅદબ, બેવકુફ!"

જોસફ તરતજ અભિવાદન કરી ચાલી નીકળ્યો. આગળનું દીવાનખાનું વટાવી બહાર ઓટલાપર આવતાં એક ખુરસીપર મોજાં ગુંથતી બેઠેલી બર્થાને તેણે જોઇ. ચારે તરફ નજર કરતી બર્થા સાવચેતીથી ઉઠી જોસફની નજીક આવી બોલીઃ—

"મા ક્યાં છે?"

"તેમના પોતાના દિવાનખાનામાં."

"તારી સાથે શી વાત કરી? ત્હારૂં મોઢું કેમ ઉતરી ગયું છે?"

"તેમણે મને લગ્ન કરવા દબાણ કર્યું. મેં ના પાડી."

"લગ્ન કરવા! કોની સાથે?"

"તારી દાસી સારા સાથે."

"સારા સાથે? શું કહેવાય? પછી તેં ના પાડી?"

"હા. મેં ચોખ્ખી ના કહી."

"પણ એથી તો એ બહુજ ગુસ્સે થઇ હશે?"

"ઘણાંજ ગુસ્સે થયાં છે. પણ હું શું કરૂં? હું જેને ચ્હાઉં છું તેને ભૂલી શકું તેમ નથી."

"જેને તું ચ્હાતો હોય તેને તો નજ ભૂલતો: પણ જોસફ! માને ગુસ્સે કરવાથી પરિણામ સારૂં નહીં આવે. તેને તો તારે રાજી રાખવીજ જોઇએ."

"પણ કેવી રીતે રાખી શકું? હું જાણું છું કે તે ગુસ્સે થશે તો મારે નોકરી છોડવી પડશે. પરન્તુ નોકરી કરતાં મ્હારી વ્હાલીની હું કિમત વધુ ગણું છું. એમણે મને સારા સાથે પરણવા આગ્રહ કર્યો અને મેં તેમને ના પાડી. મેં સ્પષ્ટ જવાબ આપ્યો તેમાં જરાય ખોટું કર્યું નથી. તેમ તેમને ગુસ્સે થવાનું કારણ પણ આપ્યું નથી. છતાં ગુસ્સે થાય તો હું શુ કરૂં?"

"જોસફ! જોસફ! તું દુઃખી થઇશ. તું ત્હારી પ્રિયાને ન ભૂલીશ પણ સાથે સાથે માને ગમે તે રીતે પણ શાન્ત કર. મને બ્હીક લાગે છે કે એનું પરિણામ સારૂં નહિ આવે. એ બહુ જીદ્દી છે"

"પણ હું મારૂં અંતઃકરણ વેચી શકતો નથી.——

જોસફ કાંઇક આગળ બોલવા જતો હતો પણ એટલામાં દૂરથી આન્નાનો અવાજ સાંભળી ઉતાવળે ઉતાવળે બર્થાનો હાથ લઇ ચુમી ત્યાંથી ચાલ્યો ગયો.

જોસફ ઘણીજ ઝડપથી વિદાય થયો છતાં તેણે બર્થાના હાથ પર લીધેલું ચુમ્બન આન્નાની નજર ન ચૂકાવી શક્યું. તે ક્રોધથી રાતી પીળી બની ગઇ. બર્થાને અંદર લઇ જઇ કહેવા લાગી:—

" એ છોકરાને આટલી બધી છૂટ આપવી યોગ્ય છે કે ? "

" શી મા ! " બર્થાએ અજાણ્યા થતાં પૂછ્યું.

" મને છેતરવાનો યત્ન કરે છે ? તેં એને ત્હારો હાથ ચૂમવા દીધો તે શું હું નથી જાણતી ? વળી શાણી થઇને બેસે છે ? "

બર્થા સમજી કે આન્નાએ જોયું છે અને તેથી તે કાંઈ ન બોલતાં ખુરસી પર બેસી નીચું ઘાલી રહી.

" તને જરાય શરમ ન આવી કે પેટને ખાતર મારેજ ત્યાં નોકરી કરનાર એક ભીખારીને તું ત્હારો હાથ આપે ! મ્હેં એને સારા જોડે પરણવા તથા તેમ કરવા તે રાજી થાય તો તેને તથા સારા ને મળી સાડા ચાર હજાર ફ્રાંક આપવા તથા સારો પગાર આપવા કહેવા છતાં તેણે મારા મોઢા પર ધસીને ના પાડી અને હરામખોર પાછો મારૂંજ નિમક ખાઇ, મારૂંજ અપમાન કરી મારાજ ઘરમાં મારીજ દીકરી સાથે આવા પ્રેમના ખેલ કરી મારા દેખતાં તેનો હાથ ચૂમે એ શું તેણે થોડી હિમ્મત ચલાવી છે ? સંભ્રાન્ત સમાજની હું નેત્રી; અને તેણે મારૂં આ થોડું અપમાન કર્યું છે ? સાચું કહી દે. ત્હેં એના તરફ લાગણી બતાવેલી કે નહિ ? ત્હેં એને ઉત્તેજન આપેલું કે નહિ ? એ હલકા ગુલામ સાથે તેં કાંઇ સંબંધ રાખેલો કે નહિ ? "

" મા ! મા ! ! તું આમ ગુસ્સે ન થા. મને ડર લાગે છે. " બર્થા રડતાં રડતાં બોલી.

" એ બધા ઢોંગ જવા દે. અને ખરેખરી વાત કહી દે. જો જુઠું બોલીશ તો બેહાલ થઇશ. "

" મા ! મા ! મને માફ કર. તે મને ઘણાજ પ્રેમથી ચ્હાય છે. "

" ઘણા–જ પ્રેમથી ચ્હાય છે, નહિ ? અરે બેઅદબ ! તને જરાય શરમ નથી આવતી ? કેટલા દિવસથી ચોરી છૂપીથી મળે છે ? અરેરે ! હવે હું શુ કરૂં ! બર્થા ! બર્થા ! ! ત્હેં સારૂં નાક કાપ્યું. બસ આજથી કહું છું કે તેને તું ભૂલી જા. ભૂલ્યે ચુકયેય તેનું નામ મુખ પર લાવીશ ના. "

" મા ! દયા કર ! તું મા થઇને ત્હારી એકની એક પુત્રીને આમ રીબાવીશ ? "

"બસ! તું મારી દીકરી જ નથી. ત્હારા બાપે તને દસ લાખ ફ્રાન્ક આપ્યા છે. પણ વીલમાં જણાવ્યું છે કે જો મારી મરજી હોય તો તું ચોવીસ વર્ષની થાય ત્યાં સુધી હું તને તે ન આપું અને તું કોઇપણ રીતે તે માગી ન શકે. તને આજજ ઘર બ્હાર કાઢી મૂકીશ, તું રખડતી ભીખારણ થઇશ. ઘેર ઘેર ભીખ માગીને ખાતાંય નહીં જીવાય.! બોલ! શું ઇચ્છા છે? ઝટ કહી દે. કાં તો જોસફને હંમેશ માટે ભૂલી જા. અને નહીં તો રસ્તે ભીખ માગી ખા." આન્નાએ પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું.

બિચારી બર્થા ડરી ગઇ. દુઃખથી તેનું હૈયું ફાટવા લાગ્યું. રડતાં રડતાં તે બોલી:—

"મા દયા કર દયા કર તું કહીશ તેમ કરીશ."

આન્નાએ સમયનો લાભ લીધો અને તેની પાસે નીચે મુજબ એક કાગળ જોસફ પર લખાવ્યો.

"મેં અણસમજમાં તને જે ઉતેજન આપી તારી સાથે જે કાંઇ વર્તન ચલાવ્યું હોય તે બધું અજ્ઞાનરુપ સમજી તેને ભૂલી જા. મારી ભૂલ મને આજ સમજાઇ છે અને હું આ કાગળથી જણાવું છું કે મેં જે કાંઈ કર્યું હોય તે બધું ભૂલ અને અજ્ઞાનથી કરેલું હોવાથી મને કબુલ નથી. હવેથી તારે મારે ત્યાં આવવું નહિ અને રસ્તે યા બીજે સ્થળે પણ મારી મુલાકાત લેવી નહીં, ત્હારી ને મારી સ્થિતિમાં ઘણું અંતર છે. તું નોકર છે. હું પ્રભુકન્યા છું. એ તારે ભૂલવું ન જોઇએ કે તું મારી દયા ઉપરજ તારૂં પેટ ભરી શકે છે."

ચીરાતે હૃદયે બર્થાએ કાગળ લખી આન્નાના હાથમાં મૂકયો. તે લઇ તે ચાલી ગઇ. બર્થા કેટલીકવાર રડયા કરી. અંતે વિચારવા લાગી કે સમય મળતાં આજેજ એક પત્ર લખી જોસફને જણાવી દેવું કે માએ લખાવેલો પત્ર જબરદસ્તીથી લખાવી લીધેલો છે. તેણે સાચો માનવો નહિ."

રાત્રે સમય છતાં એ મતલબનો પત્ર પણ તેણે લખ્યો અને બીજે દિને તે ટપાલમાં નાંખવાનો નિશ્ચય કર્યો. પણ વિધિની ગતિને કોણ જાણી શકયું છે?



# પ્રકરણ ૫ મું.

## ગૃહત્યાગ.

આન્નાએ પોતાના દીકરાઓ સાથે મસલત કરી અને અંતે એ નિશ્ચય થયો કે બીજેજ દિને એટલે સોમવારે સવારમાં બર્થાને ફ્રીટઝ સાથે પોતાના એક પીતરાઇ ભાઇ પીટર ગોટેસ્કને ત્યાં થોડા દિવસ મોકલી દેવી. અને તે દરમ્યાન બર્થાના લગ્ન સાટે કોઇ જાગીરદારની તપાસ કરવી. આ બધી વ્યવસ્થા બર્થાથી છૂપી હતી.

આ પીટર ગોટેસ્ક પણ ગરીબાઇમાંથી પૈસાવાળો થયો હતો. તેમજ તે પણ આન્નાની માફક મોટાઇ અને ગૌરવનો પૂજારી હતો. તેને બધી વાત સમજાવીને કહેવાની તથા બર્થાના ઉપર ખાસ દેખરેખ રાખવાની ભલામણ કરવામાં આવી હતી.

જોસફ સાથે ઝઘડો થયા પછી બીજેજ દિને એટલે સોમવારે સવારે ફ્રીટઝ તથા બર્થાને લઇને આન્ના સ્મિથ સ્ટેશન તરફ રવાના થઇ. આ રીતે બર્થાને કાગળ ટપાલમાં નાખવાનો સમય ન મળ્યો. અરધા કલાક પછી તેજ ખાલી ગાડી સ્ટેશન પરથી પાછી ફરતાં કારખાનામાંથી જોસફને લઇ આન્નાના સન્મુખ હાજર થઇ.

જોસફ આન્ના પાસે જઇ અભિવાદન કરી ઉભો રહ્યો. આજનું આન્નાનું વર્ત્તન ઘણુંજ ઘૃણાયુક્ત હતું. આન્નાએ આજ, જેમ બિલાડી ઉંદરને પકડતા પહેલાં તેની સાથે ખેલ કરે છે તેમ જોસફને સતાવવાના વિચારથી બોલી:—

“ જોસફ! કેમ હજી શો વિચાર છે? સારા સાથે લગ્ન કરી સુખી થા. ”

"મેં આપને ખરૂંજ જણાવ્યું છે કે મારાથી તેમ થઇ શકે તેમ નથી."

"ત્યારે તો કોઇ જાગીરદારની દીકરીને પરણવા ઇચ્છતો હોઇશ, કેમ ? કહે તો ખરો કે એવી કોણ અભાગિની તારી જાળમાં ફસાઇ છે ?"

"તે જે હોય તે ખરી. પણ હું તેને મારા પ્રાણથી પણ અધિક ચાહું છું."

"એમ કે ? નિમકહરામ ! શું તું એમ સમજે છે કે હું ત્હારાં કારસ્થાન જાણતી નથી ? મારૂંજ અનાજ ખાઇને મારીજ આબરૂ ધૂળમાં મેળવવા તું તૈયાર થયો છે ? શું હું તમારી વાત જાણતી નથી ? બર્થાને મળનારી મિલ્કત પર નજર તો સારી પહોંચાડી છે ! પણ એમ મને નહિ છેતરાય, હોં કે ! હું ધારૂં તો બર્થાને તે મિલ્કતથી વિમુખ રાખી શકું તેમ છું"

"આપ મને અન્યાય કરો છો. મેં પૈસાની દરકાર રાખીજ નથી. બર્થાને હું મારા ખરા જીગરથી ચ્હાઉં છું. અને એ રીતે ચ્હાવામાં ખોટું પણ શું છે કે તમે મને નિમકહરામ અને તમારી આબરૂના વિનાશક તરીકે માનો છો ?"

"અરે કેવી બેઅદબી ! હજી પૂછે છે કે એમાં ખોટું શું છે ? અરે ! વામન થઇને ચંદ્ર પકડવાની હિમ્મત રાખે છે ? ક્યાં બર્થા ઉંચ્ચ કુળની કન્યા અને ક્યાં તું બાપડો એક મજુરી કરી ખાનાર ગુલામ ! તને ખબર છે ? તું નોકર અને તે પ્રભુ—કન્યા." આન્નાએ તીક્ષ્ણ શબ્દોથી જોસફનું હૃદય વીંધવા માંડયું.

જોસફ પણ સહજ ઉશ્કેરાયો. તે બોલ્યોઃ—

"હું. પણ બર્થાનો બાપ પણ એક "ખેડુત" નોજ દિકરો હતો અને તમે પણ એક "લુહારની" જ કન્યા છો એ તમારે ભૂલવું જોઇતું નથી."

આન્નાને માટે આ શબ્દો ઘણાજ અસહ્ય થઇ પડયા. "લુહારની દીકરી યા લુહારપત્ની" એ શબ્દો દુનિયામાંથી ભુલાઇ જાય, પોતાના હલકા કુળની વાત દુનિયામાંથી ભુંસાઈ જાય તેટલા માટે તે અનેક પ્રયત્ન કરી મોટામાં—કુળવાનમાં ખપવા માટે પાણીની માફક પૈસા ખરચી રહી હતી. તેજ શબ્દો જોસફને મોઢેથી નીકળતાં તેના અભિમાની હૃદય પર પ્રચંડ આઘાત થયો. તેના હૃદયની આગ ભભુકી ઉઠી. તે બરાડીઃ—

"અરે નિમક હરામ! ન્હાને મોંએ મોટીવાત! તારા પરની મહેરબાનીનો આ બદલો! અરે નીચ! પાજી!——

"બસ કરો. જીભને કાબુમાં રાખો. તમે મારાં શેઠાણી છો તેથી અત્યાર સુધી હું સહનશીલતા રાખી રહ્યો છું. પણ હવે તમે હદ ઓળંગી જાઓ છો." જોસફ પણ જરા ઉતાવળો બોલ્યો.

"નહિં તો? નહિંતો તું શું કરત? અરે ભીખારી! તારૂં તથા તારા જેવા હજારોનું ભાવિ મારા એક શબ્દ પર લટકે છે, હું તને નોકરી પરથી દૂર કરીશ. ત્હારે પેટ માટે ઘેર ઘેર ભટકવું પડશે. પેટને માટે મજુરી કરી ખાનારને આટલું ગુમાન!"

"મને નોકરીની પરવા નથી. તમે મને શું રજા આપશો! હું અત્યારથીજ મારી જગ્યાનું રાજીનામું આપું છું. પેટ માટે મહેનત તો તમેય કરી છે અને કરો છો. બે પૈસા મળવાથી ગરીબના પર કાંઇ જુલ્મ કરી શકાતો નથી, તેમ પૈસા કાંઇ કોઇની જાત કે કુળ છૂપાવતો નથી. ગરીબ જન્મવું એમાં કાંઇ હલકાપણું નથી"

"આટલું બધું ગુમાન! શા ઉપર? અરે! શયતાન! હજીય તું એમ સમજે છે કે બર્થા તારી સાથે પરણવા કબુલ થશે? તે એક ખાનદાન માબાપની સમજદાર છોકરી છે. તેને પોતાના કુળનું અભિમાન છે. તેને પોતાની ભુલ સમજાઇ છે. તે તને કદી પણ પરણવા કબુલ થશે નહિ. અરે! પરણવા તો શું પણ વાત કરવા તે રાજી નથી. લે વાંચ તેનો કાગળ.

આન્ના સ્મિથે બર્થાએ લખેલો કાગળ જોસફ તરફ ફેંકયો. જોસફે ધડકતે હૈયે તે લઇ વાંચ્યો. એક એક હરફ તેના હૃદયનો ઘા ઉંડો અને ઉંડો કરવા બસ હતો. કાગળ વાંચી તેનું મો ફીકકું પડી ગયું. તેનું શરીર કંપવા લાગ્યું.

"જોયું શયતાન! તારી ચાલ બાજી એ સમજી ગઇ છે. એને પોતાની ભુલ સમજાઇ છે. જા! ચાલ્યો જા અહીંથા મારી નજર આગળથી દૂર થા."

જોસફ કાંઇ પણ બોલ્યા વિના, માત્ર એક ઘૃણા ભરી નજર ફેંકી દારૂડીઆની માફક લથડતે પગે ત્યાંથી ચાલી નીકળ્યો. તેના હૃદય પર બર્થાના હસ્તાક્ષરથી પ્રચંડ આઘાત થયો હતો. તેનું હૃદય છિન્ન ભિન્ન થઇ જતું હતું. તે પૈસાનો પૂજારી ન હતો. પણ બર્થાને તે અત્યંત પ્રેમથી ચહાતો હતો. કારખાનામાં જવાને બદલે તે પાગલ જેવો ગમે ત્યાં રખ-

ડવા લાગ્યો. આખો દિવસ આમતેમ રખડયો. દુનિયા તેને અકારી લાગવા માંડી. જીવન નીરસ અને ભારયુક્ત જણાવા લાગ્યું. ઘેર જવાની પણ તેને ઇચ્છા ન થઇ. સાંજે થાકીને તે એક હોટલમાં ગયો.

જોસફને દારુનુ વ્યસન હતુ, છતાં આજ દુખ ભૂલવા તેણે ખૂબ દારૂ પીધો અને નિશામાં ને નિશામાં હોટલવાળા સાથે મારામારી કરી બહાર નીકળ્યો. મારામારી તથા દારૂના નિશામાં ચકચુર થઇ રખડવા માટે પોલીસે તેને રાતે થાણામાં બેસાડી રાખ્યો. સવારે સહેજ દંડ કરી તેને છુટો કરવામાં આવ્યો. પોતાના વર્તન માટે તેનું હૃદય તેને ડંખવા લાગ્યું. ઘેર જઇ બધી વાત પોતાના માબાપને કહી. તેમણે તેને આશ્વાસન આપી શાન્ત કર્યો. પરન્તુ જોસફનું હૃદય હાથમાં રહ્યું નહિ. બે એક દિવસ તેણે જેમ તેમ ગાળ્યા પણ હવે જ્યુરિચ તેને માટે અસહ્ય થઇ પડયું. તેણે જ્યુરિચ ત્યાગ કરવાનો વિચાર કર્યો.

કયાં જવું એ નક્કી ન હતું. દુનિયામાં હવે તેનું કોઇ ન હતુ તેમ તે પણ હવે દુનિયાનો ન હતો. જીવન પર હવે તેને વિતૃષ્ણા જન્મી હતી. આપઘાત કરે એવો તે કાયર ન હતો, પરંતુ જીવનની મમતા તેની ચાલી ગઇ હતી. ઉદ્દેશ–વિહીન રખડવું અને જીવન પૂરૂં કરવું એમ તેની ઇચ્છા હતી. વળી તેને એક વિચાર આટલા દુઃખમાં પણ સ્ફુર્યો, અને તે એ કે જો કદાચ તે પૈસાદાર થઇ શકે તો બર્થા તેને વ્હાય ખરી. આથી દુનિયાના કોઇ દૂર ભાગમાં જઇ પોતાનું નસીબ અજમાવવાની તેને ઇચ્છા થઇ. અને તેમાં ફાવે તોજ પાછું જ્યુરિચ આવવું, નહિં તો જીવન ગમે તેમ પૂરૂં કરવું એ નિશ્ચય થયો.

તે માતા પિતાનો ભક્ત હતો. તેમ તે પણ તેને અત્યંત વ્હાતાં હતાં. આથી પોતાને વિદેશ જવાની સંમતિ નહિ મળે ધારી તેણે છાના માના ચાલ્યા જવાનો વિચાર કર્યો. તેણે ગુપચુપ બધી તૈયારીઓ કરી રાખી. અને મા બાપને ખબર આપવા, જતાં પહેલાં એક પત્ર લખ્યો.

" મ્હારા વ્હાલા પિતાજી તથા માયાળુ માતા !

મારા મનને એકાએક આઘાત થવાથી તે સહન કરવો કેટલો દુષ્કર રહે છે તે હું તમને શી રીતે સમજાવું ? હું બર્થાને અત્યંત પ્રેમથી વ્હાતો હતો. બર્થા પણ મને વ્હાતી હતી. અમે પરસ્પર લગ્નના કોલથી બંધાયાં હતાં. અમારી વચ્ચે ત્રણ વર્ષથી ગુપ્ત પત્રો ચાલતા હતા. કોઇ પણ આ વાત જાણતું નથી. મને એમ હતું કે

બર્થાને પ્રાપ્ત કરી હું સુખી થઇશ. હું એક શ્રમજીવી થઇને એક અગાધ સંપત્તિની માલીક સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખવાથી મને કદાચ કોઇ અશકય શકય કરનાર જેવો માનશે. પણ એવું કાંઇજ નથી. અમારી બધીય વાત ચોકસ હતી. ગઇ કાલ સુધી મારાં એ સુખ સ્વપ્નમાં હું મગ્ન હતો. પરન્તુ મારૂં તે સુખ સ્વપ્ન ભાગી પડયું છે. અમારા પ્રણયની વાત આન્ના સ્મિથના જાણવામાં આવી છે અને તેણે ગઇ કાલે મારૂં ઘણુંજ અપમાન કર્યું છે. નોકરી ગઇ તેની દરકાર નહિં પરન્તુ એવા કઠોર શબ્દો વડે મને આઘાત કર્યો છે કે જે રૂઝાવો મૂશ્કિલ છે. એક લુહારની કન્યા અને એક શ્રમજીવી ખેડુતની સ્ત્રી હોવા છતાં, દૈવવશાત્ આજ તે પૈસાદાર થવાથી પોતાને ભૂલી બેઠી છે. ગરીબો તરફ તેને તિરસ્કાર ઉત્પન્ન થયો છે. ગરીબોને ધિક્કારે છે. અને દુનિયા શ્રીમંતોને માટેજ છે એમ સમજે છે. તેણે મને ન કહેવાનાં અનેક વચન કહી મારો તિરસ્કાર કર્યો છે, અને મને સ્પષ્ટ જણાવ્યું કે બર્થાની મારે સહેજ પણ આશા રાખવી નહિં.

આટલાથી હું હિમ્મત ન હારત. પરંતુ તેણે બર્થાને પણ વશીભૂત કરી લીધી છે. તેની મારફત પણ કડવા શબ્દો લખાવ્યા છે. અને તે છેવટે "તું એક શ્રમજીવી નોકર અને હું પ્રભુકન્યા." એ શબ્દોએ આવી અટકી છે. આનાથી બીજો કયો આઘાત ભયંકર હોય ?

મારી વ્હાલી માતા! ઝ્યુરિચમાં રહેવું મારે માટે ઘણું દુઃસહ છે. આટલું અપમાન ખમ્યા પછી અહીં રહી શકાયજ નહિં. મારૂં ભાગ્ય દોરે ત્યાં હું જઇશ. મારૂં નસીબ અજમાવીશ અને એ પૈસા મળતાં પાછો આવી તમારા ચરણમાં માથું મુકીશ. તમને મળીને જવાની ઘણીજ ઇચ્છા હતી પરંતુ તમારા સ્નેહને લીધે તેમ કરી શકયો નહિં. કારણ તમે મને જવા દેત નહિં અને જો હું અહીં રહેત તો જરૂર પાગલ થઇ જાત.

મારા અપરાધ ક્ષમા કરજો. આ છેલ્લો તો એવો ભયંકર અપરાધ છે કે તેની માફી માગતાં હું કંપું છું; તમને વૃદ્ધાવસ્થામાં આમ એકલાં મૂકી હું સ્વાર્થી બની ચાલ્યો જાઉં છું. પણ લાચાર છું. મારી કૃતઘ્નતાની ક્ષમા આપજો. ઇશ્વર પાસે એટલુંજ માગું છું કે મારાં માબાપની કરૂણાથી હું કદી વંચિત ન થાઉં.

તમારો ચરણરજ

હતભાગ્ય બાળક—જોસફ."

## પ્રકરણ ૬ ઠું

## કાઉન્ટ વૉન ઓરનબર્ગ

પ્રાતઃકાળે નિત્ય નિયમ મુજબ જોસફની માતા પાંઉ રોટી અને માખણ લઈને જોસફના ઓરડામાં ગઇ. પણ ત્યાં તેને ન જોતાં આશ્ચર્ય ની પોતાના પતિને વાત કરતાં તેની સાથે તે ઓરડામાં આવી જોસફના વસ્ત્રાદિ માન તપાસવા લાગી. ટેબલપરથી જોસફે લખેલો પત્ર તેના હાથમાં આવ્યો. તેણે તરતજ તે ઉપાડી આદ્યોપાંત વાંચ્યો. ધણી ધણીઆણી ઘણોજ ોક કરવા લાગ્યાં. મનમાં મનમાં આન્ના સ્મિથને ગાળો દેવા લાગ્યાં. પણ જોસફની આત્મનિર્ભરતા ઉપર તેમને વિશ્વાસ હતો. "પોતાના પરાક્રમ વડે તે જરૂર સુખી થશે" એવી તેમની ખાત્રી હતી. તેથી પોતાના મનને જેમ તેમ વશ કરી તેની મંગળ કામના કરવા લાગ્યાં,

આ તરફ આન્નાને જ્યારે ખબર પડી કે જોસફ ઘર છોડી ચાલ્યો ગયો છે ત્યારે તે ઘણીજ ખુશ થઇ. કારણ તેને બ્હીક હતી કે વખતે તે અને બર્થા છાનાં માનાં પરણી જાય. પણ હવે તે બાબતમાં તે નિશ્ચિંત થઈ. ફ્રીટઝ બર્થાને તેના પિટર મામા પાસે મૂકીને આવ્યો અને માતાને વધામણી ખાધી કે બધી હકીકત જાણી પિટર મામા પણ બર્થાના ઉપર ઘણાજ ગુસ્સે થયા. અને તેને હવે તે પોતાની નજર આગળથી જરાય દૂર થવા દેતા નથી કે પોતાની ગેર હાજરીમાં કોઇ સાથે મળવા પણ દેતા નથી.

બર્થાના ઉપર તેના પિટર મામાનો સખ્ત પહેરો હતો તે વાત સાચી પરન્તુ બે ત્રણ દિવસ પછી બર્થાને સમય મળતાં જોસફને લખેલો કાગળ તે ટપાલમાં નાંખવાને ચૂકી નહીં. તેમાં તેણે જણાવ્યું હતું કે તેની મા

ના દબાણથી તેણે પહેલો પત્ર લખ્યો હતો પરન્તુ તે જોસફ સિવાય બીજા કોઇને પરણશે નહિં. અને સમય આવતાં-જરૂર પડે તો છાનાં લગ્ન કરવા પણ તે તૈયાર છે.

બર્થાએ કાગળ નાંખતી વખત ધાર્યું કે જોસફને આ કાગળ મળતાંજ તે શાન્ત થઇ જશે અને સમય આવે જરૂર તેઓ લગ્ન કરી સુખી થશે. પરંતુ વિધિની ઇચ્છા કોણ જાણી શક્યું છે? બર્થાનો કાગળ આવતાં પહેલાંજ જોસફ ચાલ્યો ગયો હતો.

જોસફ તથા મર્થાની વ્યવસ્થા કરીને આન્ના ચુપ બેઠી નહિં પણ હવે તે કોઇ જાગીરદાર ભિક્ષુકની તપાસ કરવા લાગી. તેણે પોતાના દીકરા પિટરને ફ્રાન્સ જર્મની વગેરે સ્થળે એવા કોઇ ભીખારી જમીનદારની તપાસ કરવા મોકલ્યો.

થોડાજ દિવસમાં હાઇન અને બ્લુ મોસેલ નદીના સંગમ પર આવેલા કોબલેન્સ નગરના હોટલ ડુબ્યાન્ટ નામના હોટલમાંથી લખેલો પીટરનો એક કાગળ તેને મળ્યો. પીટર કોલોન નગરથી ત્યાં આવ્યો હતો અને ત્યાંથી તેણે નીચે મુજબ પત્ર લખ્યો હતો.

‘ મારી વ્હાલી માતા !

અહીં આવીને જે આનંદના સમાચાર આજ હું તમને લખું છું તેથી તમે જરૂર ખુશી થશો. તમે જાણોછો કે હું બીલીયર્ડમાં એક્કો છું. પરમ દિવસે રાતના એક લશ્કરી અમલદાર સાથે હું બીલીયર્ડ રમતો હતો. કેટલાક બીજા જાગીરદારો પણ હાજર હતા. જેની સાથે હું રમતો હતો તેની સાથે મારે સારી મિત્રતા થઇ. ગઇ કાલે પણ તેની મુલાકાત થઇ હતી. અમે સાથે ચહા પીધી હતી, અને પછી ચીરૂટનો ધુમાડો કાઢતા કેટલીયવાર વાતે ચઢયા હતા. આ મારો નવો મિત્ર જેવો તેવો માણસ નથી. તે જર્મનીનો એક કાઉન્ટ છે. તેનું નામ “કાઉન્ટવોન આરેનબર્ગ”. અહીંઆંની એક લશ્કરી ટુકડીનો તે ઓફીસર છે. ઘણાજ ખાનદાન કુળનો છે. જર્મન સમ્રાટ્ કૈસર સાથે તેને ઘણોજ ગાઢ સંબંધ છે. કારણ કૈસરના કાકાના દીકરાની મામી તે આ કાઉન્ટના કાકાની સાસુની શેઇની દીકરી થાય છે. હું જ્યુરિચથી અહીં ફરવા આવ્યો છું તે જાણી કાઉન્ટ ઘણો ખુશી થયો છે. કેટલાય દીવસ પહેલાં તેની એક માસીની પાસે તે જ્યુરિચ આવ્યો હતો અને જ્યુરિચમાં તેને સારું ગમતું હતું. હજી એક વાર જ્યુરિ

જોવાની તેની ઘણી ઇચ્છા છે. તેની વાત સાંભળી મેં તેને આપણે ત્યાં અતિથિ તરીકે નિમંત્રણ કર્યું છે. એટલુંજ નહિ પણ તેણે મને વચન પણ આપ્યું છે કે જો હું એક અઠવાડીયું અહીંયાં વધુ રોકાઉં તો તે ફરલો રજા લઇ મારી સાથેજ આવે. મેં મારી ખુશી બતાવી છે. હવે અમે બન્ને સાથે આવીશું. ધ્યાન રાખજો કે એક ખરો કાઉન્ટ આજ તમારે ત્યાં અતિથિ થઇને આવે છે. કાઉન્ટ પણ જેવો તેવો નહિં. ખાસ કૈસરનો સંબંધી. ખુશી થાઓ મા. તમારી ઇચ્છા પુરી પણ થશે. પણ તમારૂં કર્તવ્ય ભુલશો નહિં. બાગ બંગલો સારો શણગારી રાખજો. અમે દશેક દિવસમાં જરૂર આવીશું."

આન્ના પત્ર વાંચી હર્ષ-ઘેલી બની ગઇ. વારંવાર વાંચવા લાગી. ઘણા દિવસની પોતાની આશા ફળીભુત થશે એમ લાગતાં તેને ધીરજ રહી નહિં. તે તરતજ ગાડી જોડાવી કારખાનામાં પોતાના દીકરા ફ્રીટઝને આ કાગળ વંચાવવા ગઇ. કાગળ વાંચી ફ્રીટઝને પણ આનંદ થયો. પરંતુ તે સાથે કાઉન્ટની ઉમ્મર, રૂપ, ગુણ તથા પરણેલો છે કે કુંવારો એ ન લખવા માટે બન્ને જણે પીટરને ગાળો પણ દીધી. પછી શું કરવું તે બાબત પરમ શોક કરવા લાગ્યાં.

પરામર્શને અંતે એમ ઠર્યું કે બો સિરોઝને રંગરોગાન તથા ચિત્રાદિથી શણગારવો. નવાં નવાં ફરનીચરો લાવી વસાવી દેવાં. કાઉન્ટને માટે ખાસ બેડરૂમ-શયનકક્ષ ઉત્તમોત્તમ ફરનીચરથી તૈયાર કરી દેવો. થોડાક ખાસ નોકરો રાખી લેવા. દરેક નોકર માટે યુનીફોર્મ અને બૅજ કરાવવા અને કાઉન્ટના આવતા પહેલાં બર્થાને તેડી લાવવી.

શુભસ્યશિઘ્રમ્ એ ન્યાયે તરતજ આ પરામર્શ અમલમાં મૂકાયો. એક બાહોશ કંટ્રાકટરને બોલાવી આન્નાએ કહ્યું "મારા પુત્ર પીટરનો એક પરમ મિત્ર કાઉન્ટ કે જે જર્મન શહેનશાહ કૈસરનો આત્મીય છે તે આવનાર છે. માટે તેને સારૂ એક સુંદર શયનકક્ષ તૈયાર કરી આપ."

શયનકક્ષ તૈયાર કરાવવાનો ઓરડર આપવામાં આ બધું વર્ણન કરવામાં આન્નાનો ખાસ ઉદ્દેશ એ હતો કે આવનાર અતિથિ પીટરનો ખાસ મિત્ર અને જર્મન શહેનશાહનો અંતરનો સગો કાઉન્ટ હતો. અર્થાત પોતાને આવી મહાન વ્યકિત સાથે ગાઢ સંબંધ છે એ આખા નગરમાં જાહેર થાય. થયું પણ તેમજ. આખા ગામમાં એ વાત ફેલાઇ ગઇ.

આ ઉપરાંત વધુ જાહેર ખબર કરવા માટે તે અમથી અમથી પોતાના જાણીતાઓમાં જતી અને વાતે વાતે કાઉન્ટના આગમનના સમાચાર આપતી. તે ઉપરાંત કાઉન્ટના આગમનને દિવસે પોતાનું કારખાનું બંધ રાખવાનો પણ તેણે નિશ્ચય કર્યો હતો, જેથી પોતાના આવા ઉચ્ચ સંબંધના સમાચાર દેશભરમાં વ્યાપી જાય.

જોતા જોતાંમાં કાઉન્ટના સત્કારની બધી તૈયારીઓ થઇ ગઇ. ફ્રીટઝ બર્થાને તેડી લાવવા ગયો. મામાને ઘેર આવ્યા પછી બર્થાને જરાય શાન્તિ નહતી. એક ખેડુતના ગરીબ છોકરા સાથે પ્રેમ કરવા બદલ રોજ મામા માસીનાં વાગ્બાણુ તેને સહન કરવાં પડતાં હતાં. ફ્રીટઝ તેડવા આવતાં ને ખુશ થઇ. તેને લાગ્યું કે હવે તે કદાચ જોસફને નહીં મળી શકે તોય તેનો કાગળ તો જરૂર તેને શાતિ આપશે.

બર્થા જ્યુરિચ આવતાં આન્નાએ કાઉન્ટના આગમનની તથા કાઉન્ટના કુલ તથા કૈસર સાથેની સગાઇની વાતચીત કરી. બર્થાને પ્રફુલિત કરવાની ચેષ્ટા કરવા માંડી. પણ જોસફ સંબંધી એક શબ્દ પણ કહ્યો નહિ. બર્થા જોસફનાં સમાચાર મેળવવા તલસી રહી હતી પરંતુ તેનો ઉપાય ન હતો.

પરંતુ ફ્રીટઝે તેની ઉત્કંઠાને દુર કરી. તેને લાગ્યું કે જોસફ દેશત્યાગી થયો છે એમ જાણવાથી બર્થા જરૂર તેને ભૂલી જશે. તેથી તેણે તે વાત બર્થાને કહી. બર્થા ધારવા લાગી કે તેની માના ડરથીજ જોસફ કયાંય છુપાઇ રહ્યો હશે. બર્થાના આગમનના સમાચાર મળતાંજ તે પત્ર લખશે. વળી તે સમજી કે આ બધો આડંબર કરી આવનાર કાઉન્ટને વશ કરી પોતાની મા તેને કાઉન્ટ સાથે પરણાવવાનો વિચાર કરતી હતી. પણ બર્થા પોતાના મનમાં જુદોજ વિચાર કરતી હતી. તેણે નિશ્ચય કર્યો હતો કે જોસફનો કાગળ આવે અને તેનું ઠેકાણું મળે તો, જો તેની માતા કાઉન્ટ સાથે જબરદસ્તીથી લગ્ન કરવા તૈયાર થાય તો તેણે છાનામાના જોસફને મળી કોઇ ચર્ચમાં જઇ ગુપ્ત લગ્ન કરી નાંખવાં. બાપે આપેલી મિલકત કદાચ થોડા વર્ષ નહિ આપે પણ પછી તેનાથી ના પડાવાની નથી. તેથી વહેલી મોડી પણ તે મળશે જ અને તેથી દુખી નહિજ થવું પડે. થોડા દિવસ જોસફ જે કમાશે તેમાં નિભાવી લેવાશે. આમ સૌ સૌના મનમાં ઘાટ ઘડતાં હતાં.

આજ કાઉન્ટ આવનાર હતો. સત્કારની સર્વ વ્યવસ્થા થઇ ચૂકી હતી. બુઢ્ઢી આન્ના ઘણોજ કીંમતી પોષાક પહેરી તથા દાગીનાંથી પોતાનું શરીર અલંકૃત કરી દિવાનખાનામાં બેઠી બેઠી અધીરાઇથી ઘડીએ ઘડીએ ઘડીઆળ સામું જોયા કરતી હતી..અહદલ્લીઓ નવા પોષાકમાં સજ્જ થઇ ચાંદીની ચપરાશો લટકાવી આમ તેમ દોડતા હતા. એટલામાં નવ વાગ્યા અને આન્નાની લેન્ડોગાડી પીટર તથા અતિથિને લઇને આવી પહોંચી. પીટર ગાડીમાંથી ઉતરી કાઉન્ટને પોતાની સાથે લઇ દિવાનખાનામાં દાખલ થઇ બોલ્યો:—

" કાઉન્ટ ! આ મારી મા. મા ! આ મારા પરમ મિત્ર કાઉન્ટ વૉન ઓરનબર્ગ. "



# પ્રકરણ ૭ મું.

## માઇકલ ચાન્સકી

જોસફ ઘેરથી નીકળી સ્ટેશનપર ગયો. ત્યાં સુધી કયાં જવું તેનો તેણે કશોય નિશ્ચય કર્યો ન હતો. સ્ટેશન પર ગયા પછી તેણે પ્રથમ જીનિવા અને પછી પારિસ જવાનો વિચાર કર્યો. જીનિવામાં માઇકલ ચાન્સકી નામે તેનો એક મિત્ર રહેતો હતો. તે પ્રથમ તેની સાથે સ્મિથ એન્ડ સન્સના કારખાનામાં ઓવરસીયર તરીકે કામ કરતો હતો. જીનિવામાં તે એક કાફેમાં બન્ને વખત જમતો અને એક ગરીબ લત્તામાં એક ઓરડી રાખી રહેતો હતો. તે કોઇની સાથે ભળતો નહીં. તે પોલેંડનો રહેવાશી હતો અને રૂશીઅન ભાષા બોલતો હતો. તે કોણ હતો, કયાંથી આવ્યો હતો, તેનાં માબાપ કોણ હતાં તે કોઇ જાણતું નહિ. તેમ તેના મનની વાત પણ કોઇ જાણી શકતું નહિ. જોસફનાં માતાપિતા રૂશીઅન ભાષા જાણતાં હતાં તેમની પાસેથી જોસફ તે શીખ્યો હતો અને તેથી માઇકલ સાથે તેને મિત્રતા થઇ હતી. નોકરી છોડવાનું કારણ જણાવ્યા વિના અચાનકજ તે સ્મિથ એન્ડ સન્સની નોકરી છોડી દઇ જીનિવા આવ્યો હતો. આવતી વખત જોસફને તેણે પોતાનું જીનિવાનું ઠેકાણું આપ્યું હતું તથા વખતોવખત તે તેને પત્ર પણ લખતો હતો. જોસફ પણ તેના પ્રત્યુતર આપતો હતો.

જોસફ જ્યુરિચની બહાર આ માઇકલ સિવાય કોઇનેય ઓળખતો ન હતો. તેથી તેની સલાહ લઇ પછી પારિસ જવાના વિચારથી તે જીનિવા આવ્યો. એ મોટા નગરમાં પણ માઇકલનું ઠેકાણું ખોળતાં તેને વાર ન

લાગી. કંગાલો અને બદમાસોના ગલીચ લત્તામાં માઇકલનું ઘર હતું. ઘરમાં માત્ર ત્રણજ ઓરડા હતા. એક સુવાનો, બીજો બેસવા ઉઠવાનો અને ત્રીજામાં તેનું સાંચા કામ હતું. ત્યાં ટેબલ પર કેટલાક નકશા પડેલા હતા. પણ તે શાના છે તે જ્યાં સુધી કહેવામાં ન આવે ત્યાં સુધી કોઈ તે ઓળખી શકતું નહિ. જોસફ આવ્યો ત્યારે તે પોતાના સાંચા કામના ઓરડામાં હતો. જોસફને અચાનક આવેલો જોઇ તે આશ્ચર્ય પામ્યો. તેને આવકાર આપતાં તે બોલ્યોઃ

"ઓહો ! જોસફ ! તું કયાંથી ભૂલો પડયો ? રજા લઇને સફર કરવા આવ્યો છે શું ?"

"રજા તો હંમેશની લીધી છે. અને દુનિયાનીય રજા લેવાનો વિચાર થાય છે.'' જોસફે જવાબ આપ્યો.

ક્ષણવાર તેના સામું જોઇ રહી માઇકલ બોલ્યો: " પ્રેમમાં નિરાશ થયો લાગે છે. યા તો તેથીય કાંઇ ભારે બનાવ બન્યો છે. "

"કાંઇક એવું જ છે, પણ તે બધું પછીથી કહીશું. પહેલાં તો એક સીગાર આપ અને ભૂખ લાગી છે તે કાંઇ નાસ્તાની વ્યવસ્થા કર. "

માઇકલ સીગાર આપી કપડાં પહેરી બોલ્યો: 'ચાલ'.

બન્ને જણ નજીકમાં સરોવરના કિનારા પર આવેલા એક કાફેમાં ગયા. જે ઓરડામાં તે બેઠા હતા તે નિર્જન હતો વેઇટરે પ્રથમ ટેબલ પર સ્વચ્છ બીછાવેલા કપડા પર માઇકલની આજ્ઞાનુસાર લાલપાણીની એક બાટલી, ગ્લાસ તથા કાંઇક ખાવાનું લાવી મુકયું. જોસફ તે પાણી પી શાન્ત થયો. પછી નાસ્તાને ઇન્સાફ આપ્યો.

સૂર્યાસ્તનો સમય હોવાથી સરોવરનો દેખાવ ઘણોજ રમણીય હતો. તે જોતાં સીગાર પીતાં પીતાં જોસફ બોલ્યો: "કેવું સુંદર દશ્ય છે!"

" એવા દશ્યની અહીં કાંઇજ નવાઇ નથી. તેં આજ પહેલ વહેલુંજ જોયું તેથી તને આશ્ચર્ય થાય છે. બાકી આખા યુરોપમાં જીનિવા જેવું બીજું કોઇ રમણીય સ્થળ નથી. પણ હવે તું તારી વાત કહે. "

તે ઓરડામાં કોઇ ન હોવાથી જોસફે ધીમે ધીમે પોતાની બધી વાત કરી. તથા પોતે કેવી નિરાશામાં ચાલી નીકળ્યો હતો તે પણ જણાવ્યું. તે સાંભળી માઇકલ બોલ્યોઃ–

" એજ જુગજુની વાત આજ ફરીથી નવા રૂપમાં તારે મોઢે સાંભળી. માત્ર દરિદ્રતાજ બધા ગુણોનો નાશ કરે છે. તારામાં ગમે તેટલાં ગુણ કેમ ન હોય ? પણ તું દરિદ્ર, અને તેથીજ ઘૃણા અને તિરસ્કારને પાત્ર. ત્હારામાં બુદ્ધિ, નીતિ, ન્યાયપરાયણતા, પ્રમાણિક્તા, ઉચ્ચતા બધુંય છે. પણ તે બધુંય નકામું. પૈસોજ માત્ર જગતનો સાર છે. તું કપટી દંભી વિશ્વાસઘાતી શયતાન ભલે રહ્યો, પણ તારી પાસે પૈસો હોય તો એ બધા દોષ તારો સ્પર્શ કરી શકે નહીં કારણ દુનિયામાં તો સર્વે ગુણાઃ કાંચનમાશ્રયન્તે. છતાં મને ખાત્રી છે કે એક સ્ત્રીના પ્રેમમાં તું નાસીપાસ થયો તેથી આપઘાત કરે એટલો કાયર તો તું નથીજ."

" ના એવું તો નથી. પણ એટલું તો તું જાણતો હશે કે આવા આઘાતથી હૃદય ચંચળ ન બને એવો પુરૂષ તો દુનિયામાં નહિજ હોય. જીવનની વ્યર્થતા દુર કરવી તો અશકય જ છે. ગરીબાઇને લીધે હું ઘૃણ્ય અને તિરસ્કાર પાત્ર ! મારા તરફ તિરસ્કાર બતાવી મારું અપમાન કરનાર પણ એક દિવસ તો મારા જેવાજ હતાં!"

"જો જોસફ!" માઇકલ બોલ્યો, "હજી તારી ઉમ્મર નાની છે. મનુષ્યચારિત્ર્યથી તું હજી અજાણ્યો છે. આ પ્રાચીન વિશ્વની પ્રકૃતિમાં કાંઇજ ફેરફાર થયો નથી. તે તો એવીજ ઉદાર અને મહાન છે. પરન્તુ સમાજનું પુનર્ગઠન થવાની ઘણીજ જરૂર છે."

"અનિવાર્ય જરૂર છે." જોસેફ આવેશમાં આવી બોલ્યો. તેનું મુખ લાલ થઇ ગયું.

"એટલા બધા ઉત્તેજીત થવાનું કામ નથી. કઠોર સંકલ્પમાં ધૈર્યની ઘણીજ જરૂર છે." માઇકલે તેને ઠંડા પાડતાં કહ્યું.

બન્ને જણ ઉઠી ઘર તરફ ચાલવા લાગ્યા. શ્રીમંતોના રાજમહાલયોમાંથી સુંદર સંગીતના તથા આનંદના હાસ્ય—ધ્વનિઓ આવતા હતા. ચારે તરફ વિલાસિતા છવાઇ રહી હતી. તે તરફ અલક્ષ્ય કરતાં માઇકલ બોલ્યો:—

"તું પારીસ જવાનું કહેતો હતો ને ?"

"હા. અહીંથીજ જવું છે."

"કેમ ?"

"તેની તો ખબર નથી."

"ત્યાંનું ખર્ચ ચલાવવા જેટલા પૈસા છે?"

"સો બસો ફ્રાંક છે. તે લઇને નીકળ્યો છું."

"અને કદાચ કાંઇ કામકાજ ન મળ્યું તો એટલાથી શું થશે? પૈસા થઇ રહેતાં શું કરીશ?"

"એનો વિચાર કર્યોજ નથી. કદાચ ભૂખે મરવું પડશે. માલીક વિનાનાં કુતરાં જેમ રસ્તાની ધાર પર પડી ભૂખે ટાંટીઆ ઘસીને મરે છે તેમજ. પછી નામહીન કોઇ કબરમાં શરીર દટાશે; અને સાથે સાથે હંમેશને માટે જોસફ કુરેટનું નામ દુનિયામાંથી ભુંસાઇ જશે."

"ગાંડો કે બીજુ કંઇ!" માઇકલ આવેશમાં આવી બોલ્યો. "અનાહારે મરનારાના જેવો તું નિર્બોધ નથી. રસ્તાના કુતરા જેવો અપદાર્થ પણ નથી."

"એમાં કોઇનું શું જવાનું છે?"

"કોઇનું નહીં તો તારૂં તો ખરૂંજ. પ્રણયિનીના પ્રેમથી વંચિત થતાં જીવન વિફળ સમજીશ નહિ. તેમજ પાર્થિવ સ્વાર્થમાં ઉદાસીન થઇશ નહિ."

"તારી વાત ખોટી નથી. પણ હું શું કરી શકીશ? જેટલા દિવસ હાડકાં ચાલશે તેટલા દિવસ પારકી ગુલામી કરીશ એ તો દેખીતું-જ છે. મારી બુદ્ધિ અને શકિતથી બીજાના ભંડાર ભરવાના માર્ગ ખુલ્લા થશે અને મને બદલામાં બે મુઠ્ઠી અન્ન મળશે. ટાઢથી બચવા કદાચ ફાટેલી કામળીયે મળી શકે. મારા કઠોર પરિશ્રમના ફળનો ભોગ બીજા કરે અને મારે અનાહારે કે અર્ધાહારે દેહપાત કરવો પડે એને તું જીવતા રહેવું કહે છે? એ લોભ માટે જ તુંય જીવે છે." આવેશમાં જોસફનો અવાજ કંપવા લાગ્યો.

માઇકલ જોસફની નજીક આવી ગંભીર સ્વરે કહેવા લાગ્યો:—"તું કહે છે તે જ લાખો દુર્દશા-ગ્રસ્ત ભૂખે મરતાં સ્ત્રી પુરૂષોના અંતરની વાત છે. બે વખત પેટ ભરીને ખાવાનું મળે તેજ તેમને માટે સ્વર્ગનું રાજ્ય છે. મારી અભિશપ્ત માતૃ—ભૂમિ પોલાંડ તો શું પણ રૂશીયામાંય જોયું છે કે કરોડો વ્યકિત દાસવૃત્તિ-દ્વારા જીવન ગાળે છે. અને ગણ્યા-ગાંઠ્યા શ્રીમંતો તેમના પરિશ્રમનું ફળ ઓહીયાં કરી જાય છે. એનું કારણ શું? રૂશીઆ પોલાંડની છાતીપર ચઢી બેસી, લોહદંડથી તેનું ગળું દાબી તેના હૃદયનું લોહી ચુસી ખાય છે. છતાં તેને નિશ્વાસ નાંખી રડવાનો ય અધિકાર નથી. રૂશીઆના સ્વાર્થમય શાસક તંત્રરૂપ નાગપાશથી તેના હાથપગ બંધાયલા છે. પરંતુ કુદરતનો પરિશોધ અનતિક્રમ્ય છે. જલ્દીજ

એવો દિવસ આવશે કે જે આ સ્થિતિને ઉલટાવી નાંખશે. ગરીબ તથા મજુર વર્ગ જે સમાજનો મેરૂ—દંડ છે તે લાંબા વખત સુધી જડની માફક ધૂળમાં આળોટયા નહિ કરે. પરંતુ ઉચ્ચ નીચનો ભેદ કાઢી નાંખી સમાનતાના શિખરપર સામ્યવાદનું નિશાન ઉડાવશે. જે શ્રીમંતો ગરીબોનાં લોહી શોષી અયશઆરામ ભોગવે છે તેમનું નામોનિશાન નાબુદ થઇ જશે અને રાત્રી પછી ઉદય થતા સૂર્યની માફક આ હાલના પછાત શ્રમજીવી વર્ગની સત્તા જામશે, કારણ, વિધાતાનો નિયમજ છે કે રાત્રી પછી દિવસ અને દિવસ પછી રાત્રી, સૂર્યના પ્રકાશનો ઉપભોગ કરવાનો તેણે સર્વને સમાન અધિકાર આપ્યો છે. હવે તે સમય પાસેજ આવ્યો છે. સ્વાર્થપરાયણ રકતશોષક ધનિક વર્ગના હાથમાંનો લોહદંડ કાઢી લેવા આજના કૃતદાસો તૈયારી કરી રહ્યા છે. એ જાલીમ શ્રીમંતોનાં હૃદયો તેજ લોહદંડથી તેઓ વિદીર્ણ કરશે. નવજાગ્રત વિરાટ જન—સમુદ્રનો ભૈરવસમો હુંકાર હું સ્પષ્ટ સાંભળી શકું છું."

"તારી વાત સાંભળી મારા હૃદયમાં આનંદ અને ઉત્સાહ ઉભરાય છે" "આનંદમાં જોસફનું હૃદય ધડકવા લાગ્યું, "હું તારો વિચારજ કર્યા કરતો હતો. આ નવયુગને વધાવી લેવા જો કોઇ દલ સંગઠન થયું હોય તો તે દલને મારૂં જીવન અર્પવા હું તૈયાર છું."

"ત્હારો વિચાર તથા નિશ્ચય પ્રશંસનીય છે." માઇકલ બોલ્યો. "પણ આપણે બહુ સાવધાનીથી વાત કરવાની જરૂર છે. ઉત્સાહથી હું એવું ભાન ભૂલી ગયો હતો કે મને તેનું ભાનજ ન રહ્યું."

થોડીવાર મૌનપણે ચાલ્યા પછી માઇકલે પૂછ્યું: "કોઇ એવા મહદ્ ઉદ્દેશ માટે પ્રાણાર્પણ કરવા તું તૈયાર છે?"

"જરૂર. એવા કોઇ મહાન્ કાર્યમાં જીવન આપવામાં હું મારૂં જીવન સફળ માનું છું."

ક્ષણવાર મૌન રહી, અંધકારમાં પણ જોસફના ચ્હેરા પર પોતાની તીક્ષ્ણ દ્રષ્ટિ ઠેરવી માઇકલ બોલ્યો:

"એક ગુપ્તસમિતિમાં ભળવાનું સાહસ થશે? એમાં દાખલ થતાં પહેલાં તારે પ્રતિજ્ઞા કરવી પડશે કે લાખો મનુષ્યોની ગુલામીની બેડીઓ તોડી નાખવા માટે, યુગોથી ચાલી આવતી પરાધીનતાની દુ:સહ બેડી તોડી નાખી તેમને સ્વતંત્રતાનો આનંદ આપવા માટે, અવિચાર, અત્યાચાર, હીનતા અને દુર્ગતિના નર્કમાંથી તેમનો ઉદ્ધાર કરવા માટે, તેમનું લાંછિત જીવન સફળ કરવા માટે પ્રાણપણે પ્રયત્ન કરીશ. અને જરૂર પડશે તો તેમાં મૃત્યુને પણ સ્વીકારીશ. સત્ય અને ન્યાયના રક્ષણ માટે ગમે તેવી વિપત્તિથી પણ ડરીશ નહીં. એ ગુપ્તમંડળમાં ભળવા માટે તારાથી આ પ્રતિજ્ઞા કરવાનું સાહસ કરી શકાશે કે?"

૭

“ સાહસ ? મારા મનની હાલતની સ્થિતિ એવી છે કે ગમે તેવું કઠોર વ્રત ગ્રહણ કરતાં હું જરાય હતાશ થાઉં તેમ નથી. જીંદગીની માયાથી ગભરાઈ, આત્મરક્ષાને માટે હું પ્રતિજ્ઞાભંગ થાઉં એવો બાયલો મને સમજીશ નહિ. જેમાં કાંઇક સાહસનું કામ પડે એવું કાર્ય કરવા માટે હું તૈયારજ છું. જે કાર્યનો ઉદ્દેશ મહાન્, જેનું પરિણામ આશા અને આનંદ આપનારૂં, જેથી અભિશપ્ત, અધઃપતિત અને જડરૂપ બનેલા માનવ-સમાજની મુક્તિ થતી હોય એવા કાર્ય રૂપ મહદ્વ્રતનું ઉદ્યાપન કરવામાં પ્રાણ અર્પવામાં પણ હું અચકાઉં એમ નથી.”

“ ભાઇ ! ત્હારૂં હૃદય અત્યંત ઉચ્ચ છે.” માઇકલ જોસફનો હાથ પોતાના હાથમાં લઇ દાબતાં દાબતાં આવેશથી બોલ્યો. “તારા જેવા મનુષ્યોજ આવું મહદ્ વ્રત લઇ તે પૂર્ણ કરી શકે. હવે કહે કે કયા ઉદ્દેશથી તું પારિસ જવા ઇચ્છે છે ?"

“ મારે એવો કોઇ ખાસ ઉદ્દેશ નથી. માત્ર દેશ—ભ્રમણનીજ ઇચ્છા થઇ છે. પારિસથી બર્લિન વિએના અને લંડન પણ જોઉં. એક જગ્યાએ વધુ દિવસ તો મારાથી રહેવાશેજ નહિ. કદાચ પૈસા કમાવા પડશે પણ તેને માટે કોઇ દિવસ હું ગુલામીખત તો કરીશજ નહિ.”

“ હું તને એવું એક કામ આપી શકું તેમ છું.” જોસફના કાન પાસે મ્હોં લઇ જઇ તે બોલ્યોઃ “ કે જેથી તું તારી સ્વતંત્રતા સાચવવા સાથે ઘણા પૈસા પેદા કરી શકીશ. અને વળી એક મહદ્ કાર્યમાં તારી શક્તિ અને સામર્થ્યનો ઉપયોગ થશે.”

“ ખરેજ ! એ શું કામ છે ? કહે જોઇએ.”

“ એ વાત તું પછીથી જાણીશ. આજરાત્રે તું શું કરીશ?”

“ હજી તો કંઇ નક્કી નથી.”

“ રાત્રે મારે ઘેર રહેવામાં તને કાંઇ હરકત તો નથીને ?”

“ ના. એવી કશીજ હરકત નથી. અહીં હું ઓળખું છુંય બીજા કોને ?”

“ મારે ત્યાં કોચ ઉપર તારે સુવાની વ્યવસ્થા કરીશ. તને કશી અગવડ પડશે નહિ. જે ગુપ્ત સમિતિમાં હું જોડાયો છું તે સમિતિના એક બંધુને મળવા જવું છે. તુંય મારી સાથે આવજે. ત્યાં જે કાંઇ સાંભળે યા જુએ તે સંબંધી કશોય પ્રશ્ન કરીશ ના. કોઇ તને કશું પૂછે તે સાવધાન થઇને જવાબ આપજે.”

જોસફ આ વાતમાં સંમત થયો. તેઓ ઘેર આવ્યા ત્યારે દેવળના ઘડીઆળમાં દશના ટકોરા થયા.

---

# પ્રકરણ ૮ મું

## સ્વાર્થસિદ્ધિની ચેષ્ટા.

કાઉન્ટની સાથે પરિચિત થતાં આન્નાએ રત્નાલંકારવાળો પોતાનો હાથ અત્યંત સન્માન સહિત કાઉન્ટના તરફ લંબાવ્યો. કાઉન્ટે તેટલાજ માનથી તે લઈ પોતાના ઓઠે અડકાડયો. આથી આન્નાને સ્વર્ગસુખ જેવડો આનંદ થયો. તેના શરીરે હર્ષથી રોમાંચ થયાં. એક ખાનદાન કાઉન્ટ પોતાનો હાથ ચુમે એ કાંઇ જેવું તેવું સુખ અને માન કહેવાય? સ્વપ્નમાં પણ આવા માનની આશા હતી? તેને તે દિવસે પોતાનું જીવન સફળ થયું જણાયું.

કેમ જાણે દર મહિને પોતાને ત્યાં અનેક લોર્ડ, ડયુક યા માર્કવીસનું આતિથ્ય થતું હોય અને કાઉન્ટનું આ આતિથ્ય તો તુચ્છ માત્ર હોય તેમ તે દંભથી બોલી: "કાઉન્ટ! તમે મારા પુત્રના પ્રિય બંધુ એટલે મારે પણ પુત્ર તુલ્યજ. એ કહેવાની કાંઇ જરૂર ખરી? હું મારા બોસિંરોજમાં તમારૂં સ્વાગત કરૂં છું, અમારી સાદી સીધી જીવનપ્રણાલી તમને અપ્રીતિકર તો નહિજ થાય. કારણ અમારા જે બધા ડયુક અને માર્કવીસ સ્નેહિઓ પ્રવાસ દરમ્યાન અમારૂં આતિથ્ય ગ્રહણ કરે છે તેમના દિવસો ભારી આનંદમાંજ વીત્યા છે."

આન્નાનું વિપુલ ઐશ્વર્ય જોઇ કાઉન્ટ વૉન ઓરેનબર્ગ મુગ્ધ થઇ ગયો. તેના હાથમાં હીરાજડીત વીંટી તો કોઇ ડયુકપત્નિનાજ હાથમાં શોભે એવી તેને જણાઇ. તે મૃદુ હાસ્ય સહિત બોલ્યો:

"ઓ. તમારી આન્તરિક અભ્યર્થના-સ્વાગતથી હું તો મુગ્ધજ બની ગયો છું. મારા તરફ જે પ્રીતિ બતાવો છો તે મારે માટે તો ગૌરવનો

વિષય છે. મારા આ મિત્રે તમારા સદાશયની વાત તો કરી હતી પણ સાથે સાથે તે એમ પણ કહી શકયા હોત કે તમારા જેવી મધુરભાષિણી સુશીલા રમણી નારી જાતિમાં દુર્લભજ છે."

શરમથી વૃદ્ધાનું મુખ લાલ થઈ ગયું: "કાઉન્ટ ! મારા જેવી ગુણહીનાને આમ વખાણવી યોગ્ય નથી." બોલતાં બોલતાં શરમ છુપાવવા હાથમાંનો પંખો તેણે મ્હોં આડો ધર્યો.

"શરમથી પ્રકૃત વિનય કેવો મધુર લાગે છે તેનાં તમે જાજવલ્ય દૃષ્ટાંત રૂપ છો. તમે સ્ત્રી સમાજનાં ભૂષણ રૂપ છો. મારી વાત ખોટી માનશો નહિ બેરેન બર્ગનું કુટુંબ મિથ્યા સ્તુતિ કરવી જાણતું જ નથી." વૃદ્ધાનો આનંદ માતો નહતો, ત્રીસ બત્રીસ વર્ષની ઉમ્મર હોવા છતાં કાઉન્ટ પચ્ચીસ છવીસ વર્ષનો સુપુરુષ જણાતો હતો. તેની બુદ્ધિ, વિનય તથા હાજરજવાબીથી ખુશ થઇ આન્ના વિધાતાને ધન્યવાદ દેવા લાગી.

"કાઉન્ટ ! તમે ઘણે દુરથી આવ્યા છો. યોદ્ધાએ કદી કાયર થતા નથી; પરંતુ ક્ષુધા તેમને કાયર બનાવી મુકે છે. પરિચારિકા તમને તમારો કક્ષ બતાવશે, તમને અર્ધા કલાકની છૂટી, તે દરમ્યાન ખાણા માટે તૈયાર થઇ આવો." પછી પીટર તરફ જોઇ બોલી: "પીટર ! તારા મિત્ર કાઉન્ટને જે વસ્તુની જરૂર હોય તે યથાસ્થાને છે કે નહિ તેની વ્યવસ્થાનો ભાર તારા ઉપર છે. કાંઇ ભૂલ થઇ તો તે માટે તું જવાબદાર છે."

આન્નાને અભિવાદન કરી કાઉન્ટ પીટર સાથે પોતાના રૂમમાં ગયો. થોડીવારમાં બધી તૈયારી કરી ફ્રીટઝ ત્યાં આવ્યો. તેને જોઇ વૃદ્ધા બોલી:

"કાઉન્ટનું વર્તન ઘણુંજ ઉમદા છે. હું તો મુગ્ધ બની ગઇ છું."

દશેક મિનિટમાં બર્થા પણ અપ્સરાના જેવો સુંદર પોષાક ધારણ કરી આન્ના પાસે આવી પહોંચી. તેને જોઇ પ્રશંસમાન નેત્રે તે બોલી: "બર્થાને જોઇ કાઉન્ટ કદી બાણવિદ્ધ કુરંગની પેઠે છટફટ ન કરે તો જાણવું કે તે કેવળ અરસિક બેવકુફ છે."

ખરેખર ! હતું પણ તેમજ. આજનો પોષાક તેને ઘણીજ રૂપ-સૌંદર્યવાન બનાવી મૂકતો હતો. તેમાં તેની અર્ધસ્ફુટ યુવાવસ્થાથી તેનું રૂપ ઢળી જતું હતું.

આનંદથી ઉત્ફુલ્લ થતી વૃદ્ધા બોલી : "બર્થા ! બેટા ! આજ તારી સુંદરતા કેટલી બધી જણાય છે ? આજ તારે આપણા વંશગૌરવનું પ્રતિનિધિત્વ કરવું પડશે. યાદ રાખજે. આજ તારે જે ખેલ ખેલવાનો છે

તેમાં વિજય મળશે તો આપણો વંશ સન્માનિત ખિતાબથી ગૌરવાન્વિત થશે. જલ્દીજ તને કાઉન્ટેસનો ખિતાબ પ્રાપ્ત થશે. મારી પુત્રી કાઉન્ટેસ થાય એજ મારા જીવનની સાર્થકતા, તે તું ભુલીશ ના. એમ કરજે કે જેથી હું બધાને કહી શકું કે હું કાઉન્ટેસ વૉન ઓરેનબર્ગની મા. જે દિવસે તારા ભાઇઓ કાઉન્ટ વૉન ઓરેનબર્ગના સાળા તરીકે પોતાનું ઓળખાણ આપી શકશે તે દિવસે મારૂં સુખસ્વપ્ન સફળ થશે."

બુઢ્ઢી વારંવાર પુલકિત થઇ જતી, આનંદ ઉત્સાહના ઉમળકામાં કેટલીક વખત તો તે પસીનાથી ન્હવાઇ જતી. કાઉન્ટ વૉન ઓરેનબર્ગ જેવા ઉચ્ચ કુળના પુરુષને પોતે જમાઇ બનાવી શકશે એ વિચારજ તેને દિવાની કરી મુકવાને બસ હતો. આ તરફ કાઉન્ટ પણ આવી વિલાસિતાનાં વિપુલ સાધનો જોઇને ખુશ ખુશ બની ગયો હતો. રાજ્યમહેલ જેવો સુંદર બંગલો, બાગ બગીચો, પોતાને માટે ખાસ ઓરડો અને તે પણ દરેક જાતના ફર્નીચર, સેંટ લવંડર વગેરે સુગંધી દ્રવ્યોથી ભરપુર. સેવામાં દાસ દાસીઓ શિકાર માટેની સુંદર વ્યવસ્થા. તે ઉપર વૃદ્ધ આન્નાનો આટલો પ્રેમ. આ બધું કાઉન્ટને લોભાવવા ઓછું ન હતું. તેને કોબલેન્સમાંનું પોતાનું નિવાસસ્થાન, તેમાંનો લોખંડનો ખાટલો અને જીવનને જરૂરીયાત પુરતી ચીજો નજર આગળ તરવા લાગી. આવું જીવન હંમેશ ગાળવાનું કેવું સુંદર એ વિચાર તેના મનમાં થવા લાગ્યો.

જે વંશમાં કાઉન્ટનો જન્મ થયો હતો તે વંશમાં પ્રથમ સારી સંપત્તિ હતી. પરન્તુ ધીમે ધીમે લક્ષ્મી દેવીની અવકૃપા અને ષષ્ઠીદેવીની કૃપા થવા લાગી. કુટુંબ વધવા માંડયું અને આવક ઘટવા લાગી. કાઉંટનો બાપ કુળગૌરવનો ઘણો અભિમાની હતો. કોઇ પણ પ્રકારનો ધંધો કે નોકરી કરવાથી પોતાના પૂર્વજો નર્કમાં જાય એવી તેની ધારતી હતી. તેથી તેનું ગાડુ જેમ તેમ નભતું હતું. કાઉન્ટ કે જે તેનો મોટો પુત્ર હતો તેને સારી કેળવણી આપવા તેણે યત્ન કર્યો, પરન્તુ તે સ્વછંદી, વિલાસી અને ઉચ્છૃંખલ હતો. તે જર્મની છોડી એક દિવસ એકાએક ચાલ્યો ગયો. પાંચ વર્ષ રૂશીઆમાં રહ્યા પછી તે પાછો જર્મની આવ્યો. રૂશીઆમાં તેણે કેવી રીતે પાંચ વર્ષ ગાળ્યા તે કોઇ જાણતું નહોતું. જર્મની પાછા ફર્યા પછી તેના પિતાના એક સ્નેહીની કૃપાથી તે લશ્કરી વિભાગમાં દાખલ થવા પામ્યો. જ્યાં કોબલેન્સમાં તેને પીટર સાથે મુલાકાત થઇ.

ઝ્યુરિચ આવ્યા પછી એને તો ત્યાંજ રહી જવાનું મન થયું. આવું સુખ આવો વૈભવ તેણે કદી જોયો યા માણ્યો ન હતો. આન્નાએ તે દિવસ ભોજનમાં બહારના મહેમાનોને નોતર્યા ન હતા. તેની ઇચ્છા હતી કે પ્રથમ કાઉન્ટ સાથે તે તથા બર્થા સુપરિચિત થાય ત્યારપછી બીજાઓ સાથે પોતાના અંતરંગ સ્નેહિ તરીકે કાઉન્ટની મુલાકાત કરાવવી. આથી તેની ફોઇની દીકરી તથા તેના પતિનેજ માત્ર તેણે આમંત્રણ આપ્યું હતું. અને તે પણ સકારણ હતું. તે નવીના યુવતી આન્નાનું જીવતું જાગતુ ન્યુસપેપર હતું.

"કાઉન્ટ! ભોજન તૈયાર છે. તમને ભોજનગૃહમાં લઇ જવાનું માન બર્થાને આપશો કે ?" આન્નાએ જરા હાવભાવ બતાવતાં કાઉન્ટને કહ્યું.

કાઉન્ટ બર્થાનો હાથ બગલમાં લઇ ચાલ્યો. આમંત્રિત ગૃહસ્થ આન્નાનો હાથ પકડી ચાલવા લાગ્યો. નવીના યુવતીએ ફ્રીટઝને પોતાનો સાથી બતાવ્યો અને પીટર એકલો બધાની પાછળ ગયો.

ભોજનના ટેબલ પર કાઉન્ટની એક બાજુ આન્ના અને બીજી બાજુ બર્થા બેઠી હતી. કાઉન્ટ બર્થાનું મનરંજન કરવાની ચેષ્ટા કરતો હતો. બેચાર આડી અવળી વાત પછી આન્નાએ પૂછ્યું:—

"તમે ઝ્યુરિચ પહેલાં આવેલા ખરા કે ?"

"હા. મારી માસી પહેલાં અહીં રહેતાં હતાં. તેમની પાસે બે વરસ અહીં રહી ગયેલો!" કાઉન્ટે જવાબ દીધો.

"તમારાં માસી ? શું નામ? તે કયાં રહેતાં હતાં ?" આન્નાએ પૂછ્યું.

કાઉન્ટ મુંઝવણમાં પડી ગયો. જુઠાણું ઢાંકવા તરતજ તે બોલી ઉઠયો: "આહ ! ઘણા વખતની વાત છે. બિચારાં મરી ગયાં. મારા ઉપર અગાધ પ્રેમ હતો." આટલું કહી વાત બદલવા તેણે બર્થાને પૂછ્યું:

"તમે કદી જર્મની ગયાં છો ?"

"ના. તેવું ભાગ્ય હજી મારૂં નથી. મારા ભાઇએ એ મને વચન આપ્યું છે કે તમને તેડી જઇશું. પણ તે જ્યારે તેડી જાય ત્યારે ખરૂં. આજકાલ તો ભાઇઓ પોતાની બ્હેનને લઇ મુસાફરી કરવાને બદલે બીજાની બ્હેનને લઇ મુસાફરી કરવાનું બહુ પસંદ કરે છે."

બધાં હસી પડયાં. કાઉન્ટ જરા ગંભીરતાનો ડોળ કરી બોલ્યો:

"ઘણીજ દુઃખની વાત છે કે આજકાલ કેટલીક બ્હેનો પણ પોતાના ભાઇને દૂર રાખી બીજાના ભાઇ સાથે મુસાફરી કરવા તૈયાર થઇ જાય છે."

કાઉન્ટના કટાક્ષથી બધાં હસી ઉઠયાં પણ બર્થાનું મ્હોં શરમથી લાલ થઈ ગયું. આન્ના બર્થાની વ્હારે ધાતી હોય તેમ બોલી:

"કાઉન્ટ વીર પુરૂષ છે. નારી સન્માન એ વીરપુરૂષનો ધર્મ છે તેથી તે બીજાની બ્હેનોનું દેશ ભ્રમણમાં સાથે રહી રક્ષણ કરતા હશે.'

લાલ મોઢું કરી કાઉન્ટ દ્રઢતાથી બોલ્યો: ના કદી નહીં હું—

"તમે ના કહો તે હું કંઇ માનું ?" આન્ના હસતી હસતી વચ્ચે બોલી ઉઠી: "તમારૂં મ્હોઢું જોઇનેજ કહી શકું છું. તમે યોદ્ધાઓ તો રસની ખાણ જેવા હો છો. યુવતીઓને રસમાં મશગુલ કરી રાખો છો."

"હું યોદ્ધો છું. પરન્તુ મને કોઈ એવો કહી શકશે નહિ. તમારૂં કથન મારી બાબતમાં તો કેવળ ખોટું છે."

કાઉન્ટની વાત પર ધ્યાન ન આપતાં આન્ના બોલી: "વારૂં કાઉન્ટ! તમે કહી શકશો કે એ યોદ્ધાઓમાં એવું શું છે કે અમારી સ્ત્રી જાતિ તમારી પક્ષપાતી બની જાય છે.?"

"હો": કાઊન્ટ માથુ ધુણાવતાં હસતો હસતો બોલ્યો, "મારા જેવા અનાડીને આ કઠણ સમસ્યાનું સમાધાન કરવાનો પ્રશ્ન પૂછી મને ખરેખર ઘણુંજ માન આપ્યું છે. હું તો એમ ધારૂં છું કે યુવતીઓ યોદ્ધાઓને ખાસ ચ્હાય છે તેનું કારણ એ કે તેઓને જલદીથીજ વિધવા થવાનો પ્રસંગ મળે છે અને તેઓ તરતજ ફરીથી બીજો સ્વામી કરી શકે છે."

"છી. છી. ખોટી વાત ?" કાઉન્ટના શબ્દોથી ત્રણે રમણીઓ ગર્જી ઉઠી.

"કાઉન્ટ ! તમે શી રીતે અમ સ્ત્રીજાતિનું આવું અપમાન કરી શકો છો" આન્ના બોલી. હું તમારા કથનનો પ્રતિવાદ કરૂં છું. મારી તો માન્યતા છે કે સ્ત્રીઓ તમારા પ્રતિ વધુ પ્રેમ બતાવે છે તેનું કારણ એ છે કે યોદ્ધાઓ બળવાન, સાહસી, વીર અને દેખાવડા હોય છે. તેઓ જલદીથીજ સ્ત્રીઓના પ્રેમી હ્રદયપર પોતાનો પ્રભાવ જમાવી દે છે."

આન્નાના બોલવાની ઢબ ઉપરથી કાઉન્ટના સમજવામાં આવ્યું કે આ બધું માત્ર તેનેજ ઉદ્દેશીને કહેવામાં આવે છે, તેનું મુખ શરમથી લાલ બની ગયું. તેણે નીચું જોયું.

વળી બધા હસી પડયાં. હજી પણ પોતાનો ભજવવાનો પાઠ બાકી હોય તેમ બુઢ્ઢી આન્ના ગંભીરતાથી માથું ધુણાવતાં બોલી: "પણ તમારા કથન અને વર્તનમાં સામ્ય નથી. તમે ભયંકર ઠગારા છો. અબળાઓનાં મન હરણ કરી ખસી જતાં તમને જરાય શરમ આવતી નથી. તમારો વિશ્વાસજ ન થાય."

જાણે પ્રથમથીજ પઢાવી રાખ્યાં હોય તેમ વળી બધાં હસી પડયાં. કાઉન્ટ છાતી ઉપર હાથ રાખી ગંભીર ભાવે બોલ્યો:

" હું સોગન ખાઇને કહું છું કે મારા સંબંધમાં આ અભિયોગ કેવળ મિથ્યા છે. હું કાયમનો વાકયેનિરપરાધ છું. "

જાણે ન્યાયાધીશ હવે ચુકાદો આપતા હોય તેમ ડોક કરતી આન્ના બોલી: " પરંતુ તમે નિરપરાધ છો તે તો હજી સાબીત નથી થયું. તમારા સામેના આરોપની તપાસ યથાસમયે થશે, અને તે બાદ તમારે માટે દંડ યા મુક્તિની વ્યવસ્થા થશે. ત્યાંસુધી તમને બોસિરોજમાં પરેજી-માં રાખવાનો હુકમ ફરમાવવામાં આવે છે. "

કાઉન્ટ પણ એકટીંગમાં જાય તેવો ન હતો. તેણે છાતી પર હાથ રાખી માથું નમાવી કહ્યું " રમણી ન્યાયાધીશનું ફરમાન હું માથે ચઢાઉં છું. હું મારી નિર્દોષિતા સાબીત કરી સન્માન સહ મુક્તિ પામીશ એવી મારી ખાત્રી છે. "

સમય આવ્યે તે જણાઇ આવશે. હાલ તમારે કોફી અને સીગારને છેટું પડશે હશે. માટે અમે જઇશું."

ત્રણ રમણીઓ ત્યાંથી ઉઠી. પોતાની બ્હેનને એક રૂમમાં બેસાડી. આન્ના બર્થાને તેડી તેના ખાસ રૂમમાં આવી. પછી બારણું બંધ કરી ધીમેથી બોલી:

" બર્થા! કાઉન્ટનો સ્વભાવ કેમ છે? તે કેવો પુરૂષ છે?"

" ઠીક છે. " બર્થાએ સાધારણ રીતે જવાબ આપ્યો.

" એટલાથી નહીં ચાલે ' આન્ના કાંઇક ઉશ્કેરાઈ. કેવો ચતુર અને રસિક છે. હોય જ ને. કાંઇ જેવા તેવા વંશમાં જન્મ્યો છે? હું માણસ ઓળખું છું. બર્થા હું અભિમાન કરીને કહું છું કે હું તેને કાઉન્ટેસવોન ઓરન બર્ગ બનાવીશ અને તે દિવસ આવશે ત્યારેજ મારે પેટે તારો જન્મ સાર્થક થશે. તે દિવસના પડઘા પણ નજીકજ છે."

બર્થા કાંઇપણ ન બોલતાં મૌન બેસી રહી.



## પ્રકરણ ૯ મું

# ગુપ્ત સમિતિમાં

જીનિવાનગરમાં " રોન " નદીને કિનારે એક પરા જેવો ભાગ આવેલો હતો. આ પરૂ ઘણા જુના વખતનું હોય એમ ત્યાંના જીર્ણ ઘરો ઉપરથી જણાતું હતું. કેટલાક ઘરો તો એવાં હતાં કે તેમાં હવા અજવાળું આવવાનો પણ માર્ગ ન હતો. માઇકલ ચાન્સ્કી જોસફ કુરેટને લઇ એક આવા જુના મકાન પાસે આવી પહોંચ્યો. ચારે તરફ ઘોર અંધકાર હતો. કોઇ માણસ નજીકમાં વસતું હોય તેમ લાગતું ન હતું. એક પ્રકારની ઉગ્ર દુર્ગંધ પણ આવતી હતી. જોસફ જરા ભય પામ્યો પણ માઇકલનો હાથ પકડી આગળ ચાલવા લાગ્યો. કાંઇજ બોલ્યો નહિ.

તે મકાનમાં પ્રવેશ કરી બે ત્રણ ઓરડા તથા બે ત્રણ સીડીઓ વટાવી એક બંધ બારણા આગળ તે બન્ને જણ આવી પહોંચ્યા. માઇકલે બારણા ઉપર ધીમા ત્રણ ટકોરા માર્યા. એક વૃદ્ધા હાથમાં નાનું ફાનસ લઇ બારણું ઉઘાડી વચ્ચે ઉભી અને ફાનસ ઉંચુ કરી માઇકલ તરફ જોઇ તેને ઓળખતાંજ બોલી : " ગુડ નાઇટ મોંશીયો ચાન્સ્કી "

માઇકલે પણ સામું અભિવંદન કર્યું. વૃદ્ધાને જોતાંજ જોસફનાં નેત્રો સ્થિર થઇ ગયાં. રક્ત માંસને બદલે એક ખડખડતું હાડપીંજર, આંખના ઉંડા ખાડામાં તકતકતી બે ઝીણી આંખો અને શણનાં થડીયાં જેવા માથે ઉભા ધોળા વાળ. આ બિહામણા સ્વરૂપથી કોણ હેરત ન પામે ! જોસફને જોતાં તે વૃદ્ધાએ માઇકલ તરફ જીજ્ઞાસુનેત્રે જોયું.

" એ મારો મિત્ર છે. વિશ્વાસુ છે. એને માટે હું જોખમદાર છું. "

માઇકલના મુખમાંથી આ શબ્દો નીકળતાંજ વૃદ્ધાએ રસ્તો આપ્યો. તેઓ અંદર જતાંજ વૃદ્ધાએ પાછો લોખંડનો આગળો દઇ દ્વાર બંધ કર્યું.

જે ઓરડામાં તેઓ દાખલ થયા. તેની દીવાલો બધી ખડખડી ગઇ હતી. ચારે તરફ જાળાં બાઝેલાં હતાં. એક પુરાણા ખાટલા પર બિછાનું પાથરેલું હતું. નજીકમાં એક નાનું ટેબલ અને એક ભાંગેલી ખુરશી પડયાં હતાં. માઇકલ જોસફને લઇ બીજા ઓરડાનું બારણું ઉઘાડી અંદર દાખલ થયો.

ત્યાં એક લાંબુ ટેબલ, થોડીક ખુરસીઓ અને બે બાંકડા પડયા હતા. ઓરડો સાફસુફ કરેલો અને ધોળેલો હતો. એક બાજુની દીવાલમાં એક બારી હતી. પરન્તુ બારીને કપડાનો પડદો નાખેલો હોવાથી નદીનું પાણી જણાતું ન હતું. એક ઝીણો દીપક હતો, બાંકડા પર છ સાત જણ બેઠેલા હતા. તેમના ચ્હેરા મ્લાન અને વિષાદપૂર્ણ જણાતા હતા. કોઇનાય ચ્હેરા પર આનંદ કે ઉત્સાહ ન હતો. કોઇ સીગાર, કોઇ ચીરૂટ ફુંકતા હતા. ઓરડાનું વાતાવરણ ધુમ્રમય થઇ રહ્યું હતું.

માઇકલ દાખલ થતાં પરસ્પર અભિવાદન કરવામાં આવ્યું, સૌ કોઇ જોસફ તરફ જીજ્ઞાસુદૃષ્ટિ કરવા લાગ્યા. પણ કોઇએ કાંઇ બોલ્યું નહિ. માઇકલ તેમના મનની વાત જાણી ગયો. તે ધીમે સ્વરે બોલ્યો.

“ એ મારો મિત્ર છે. એનું નામ મોંશીયો જોસફ કુરેક, તે જ્યુરિચથી આવ્યો છે. ત્યાં સ્મિથ એન્ડ સન્સના કારખાનામાં કામ કરતો હતો. અત્યંત વિશ્વાસુ અને લોખંડી મગજનો માણસ છે. ”

માઇકલ તથા જોસફ ખુરસી પર બેસી સીગારેટ ખેંચવા લાગ્યા. બીજા પણ કેટલાક લોકો આવ્યા. જોસફને જોઇ અંદર અંદર વાતો કરવા લાગ્યા. ત્યારબાદ આઠ દસ મિનિટ પછી એક જણે તે ઓરડામાં પ્રવેશ કર્યો. તેને જોતાંજ બધા સમ્માન સહ ઉભા થયા. આ નવો આવનાર આ ગુપ્ત સમિતિનો સંપાદક પોલીટસ્કી હતો. તેનો ચ્હેરો તો યાહુદીને મળતો હતો. તો લાંબો હોવાથી જરાક ખુંધા જેવો લાગતો હતો. કપાળ વિશાળ અને નેત્રો અત્યંત નાના પણ કુટિલ હતાં. માથા તથા દાઢી મુછનાં વાળ બધા સફેદ થઇ ગયા હતા. મૂછો મોટી ભરાઉદાર અને દાઢી પણ લાંબી હતી. તેને જોતાંજ એક પ્રકારનું માન ઉત્પન્ન થાય તેમ હતું. સૌ કોઇ પહેલી નજરેજ જોઇ શકે તેમ હતું કે તે કોઇ સાધારણ માણસ ન હતો. પણ ઇશ્વરે તેને નેતા થવાની યથાર્થ શક્તિ આપીને જ આ પૃથ્વી પર મોકલ્યો હતો.

ખુરસી પર બેસતાંજ તે રૂશીયન ભાષામાં બોલ્યો:— “ બંધુઓ ! મને આવતાં વાર થઇ છે તે માટે ક્ષમા કરશો. એક ઘણાજ અગત્યના કામમાં મારે રોકાવું પડયું હતું. ”

જે સ્થળે આ લોકો ભેગા થયા હતા તે “ લીબર્ટી કલબ ” ના નામથી ઓળખાતું હતું. આ કલબનો ઉદ્દેશ હતો. સ્વીટઝર્લેંડમાં રહેતા રૂશીઅનોને પરસ્પર સહાય કરવાનો. પરન્તુ એક અપ્રકટ હેતુ પણ હતો. સેંકડો માણસો આ કલબના સભાસદ હતા. આ કલબનું મકાન આજ હતું છતાં સભા મળવાનું સ્થાન નવું નવું નક્કી કરવામાં આવતું. કોઇ વખત કોઇ કોશી ગૃહમાં, તો કોઇ વખત કોઇ ધનાઢ્ય રૂશીઅનને ત્યાં, તો કોઇ વખત ગંભીર અરણ્યમાં પણ સભા મળતી. ખરી રીતે જોતાં તેઓ ‘ નિહિલિસ્ટ ’ હતા.

પેલા મોટા ટેબલ આગળ સભાપતિ બેસતાંજ બધાં તેની આજુ બાજુ હારમાં ગોઠવાઇ ગયા. સભાનું કામ શરૂ થતાં માઇકલ ઉભો થઇ બોલ્યો : “ મહેરબાન પ્રમુખ સાહેબ! આજ મારા એક મિત્રને અહીં પરિચિત કરવા તેડી લાવ્યો છું. તેનું નામ જોસફ કુરેટ છે.”

માઇકલે ઇશારત કરતાં જોસફ ઉભો થયો. માઇકલે તેના તરફ આંગળી કરતાં કહ્યું “ આજ તે મારો મિત્ર. એને આપણી સમિતિમાં દાખલ કરવા હું વિનંતિ કરૂં છું. આપણી ભાષા તે સારી રીતે જાણે છે અને આશા, આકાંક્ષા અને લક્ષ્ય પ્રતિ તેની સંપૂર્ણ આંતરિક સહાનુભૂતિ છે. એ યુવાન વિશ્વાસપાત્ર, દૃઢપ્રતિજ્ઞ અને જીવનની મમતા રહિત છે.

તીક્ષ્ણદૃષ્ટિ કરી તેનું હૃદય વાંચતો હોય તેમ પોલીટસ્કી જોસફ તરફ જોઇ રહ્યો. તેની અંતર્ભેદી દૃષ્ટિથી જોસફ જરાવિચલિત થયો નહીં.

“ તમે રૂશિયન છો ? ” તેણે જોસફને પૂછ્યું.

“ ના ”

“ તમે ક્યાંના વતની ? ”

“ મારો જન્મ જર્મનીમાં થયેલો. ”

“ અમારી ભાષા તમે ક્યાંથી શીખ્યા હતા ?

“ મારા માતા પિતા એ ભાષા જાણતા હતાં તેમની પાસેથી શીખેલો છું. ”

“ તમારા માતાપિતા હયાત છે ? ”

“ હા. ”

“ તે ક્યાં રહે છે ? ”

“ ઝ્યુરિચ ”

“ અહીં તમે શા ઉદ્દેશથી આવ્યા છો ? ”

ક્ષણવાર વિચાર કરી જોસફ બોલ્યો:– " મારા મનની ગ્લાનિથીજ મેં જ્યુરિચનો ત્યાગ કર્યો છે. ત્યાં હું એક કારખાનામાં કામ કરતો હતો. તે લોકો મને એક કુતરાથીય હલકો ગણતા. મારે માટે તેમનો આ વ્ય-વહાર અસહ્ય થઇ ઉઠયો હતો. જેનામાં જરાય આત્મ–સન્માન કે મનુષ્યત્વ હોય તે એ ચલાવી લઇ શકે નહિ. એક ગુલામના જેવું જીવન ગાળવું મારે માટે અસહ્ય થઇ ઉઠયું હતું. મારાજ પરિશ્રમનું ફળ તેઓ ભોગવતા અને મને જે પગાર મળતો તેમાંથી પુરૂં પેટેય ન ભરાતું. તેમ છતાંય તેઓ મને નજરથી જોતાં કેમ જાણે હું મનુષ્ય જ ન હોઉં. એ મારે માટે અસહ્ય હતું. "

જોસફની વાતથી ખુશી થઇ પોલીટસ્કી બોલ્યો: " જોસફ કુરેટ ! તમારી વાત મનુષ્યોચિતજ છે. તમે શું કામ કરતા હતા ? "

" મેં મીસ્ત્રીના કામમાં કુશળતા મેળવી છે. "

" એ પણ અગત્યનુંજ છે. હવે હું તમને પૂછું તેનો બરાબર વિચાર કરીને જવાબ આપો. " પોલીટસ્કીએ આગળ ચલાવ્યું, " અમારી સમિતિમાં જોડાવાની તમારી આંતરિક ઈચ્છા છે ?

" હા. "

" જે ઉચ્ચ આશા અને અચળ આકાંક્ષા ને લક્ષ્ય કરી અમે કામ કરીએ છીએ તેને તમારીજ આશા અને આકાંક્ષા માની લઇ પ્રતિ-જ્ઞા કરવા તૈયાર છો ? "

" હા. મને જે કરવાનું કહેવામાં આવશે તે ગમે તેટલું દુષ્કર યા ભયંકર હશે તો પણ હું કરીશજ. જે સ્થળે જવાનું કહેવામાં આવશે તે સ્થળ ગમે તેટલુ દુર્ગમ યા વિપદ્–જનક હશે તો પણ હું ત્યાં જઇશ. કર્ત્તવ્ય ગમે તેવું કઠણ હશે તો પણ હું પ્રાણાર્પણે પણ બજાવીશ. "

" તમારી કબુલાત સંતોષજનક છે. જો તમને અમે અમારા મંડળમાં દાખલ કરીએ તો તે પહેલાં તમારી પરીક્ષા કરવી પડે, અને તે પરીક્ષા ઘણીજ કઠોર છે. "

" ભલેને રહી કઠોર! મને તે વિચલિત નહી કરી શકે. ગમે તેવી કઠોરતાય હું સહન કરવા તૈયાર છું, "

" ઘણુંજ સારૂં. થોડીવાર તમે બહારના ઓરડામાં બેસો. હું મારા આ બીજા મિત્રો સાથે મસલત કરીલઉં. ભાઇ માઈકલ ! તમારા મિત્રને થોડી વાર બહારના ઓરડામાં બેસાડી આવો. "

માઇકલ જોસફ ને લઇ બહારના ઓરડામાં આવ્યો ત્યારે વૃધ્ધા પેલી ભાગેલી ખુરસીપર બેસી મોજાં ગુંથતી હતી. તેણે એક વાર જોસફ તરફ જોયું પણ કાંઇ બોલી નહિં. જોસફને બેસાડી માઇકલ ચાલ્યો ગયો. જોસફે વખત ગાળવા સીગાર સળગાવી.

"તમે શું રૂશીઆથી આવો છો ?" વૃદ્ધાએ જોસફને પૂછ્યું

"ના" કહી જોસફ મૌન રહ્યો; વૃદ્ધાએ પણ તેને બીજું કાંઈ પૂછ્યું નહિં.

લગભગ અરધા કલાક પછી માઇકલ આવી જોસફને પાછો તેડી ગયો.

પ્રથમ બેઠો હતો તેજ ખુરસીપર જોસફ બેઠો એટલે પોલીટસ્કી બોલ્યો: "ભાઇ જોસફ કુરેટ ! અમારી સમિતિના સભાસદ અને તમારા મિત્ર માઇકલ ચાન્સ્કીએ તમારી બધી વાત અમને કહી છે. અને મેં મારા અન્ય સભાસદ બંધુઓ સાથે મસલત કરતાં અમે એ નિર્ણય પર આવ્યા છીએ કે તમને અમારી સમિતિમાં દાખલ કરવા. અને જે મહદ્-કાર્યનો ભાર અમારા ઉપર છે તેનો કાંઇક અંશ તમને સોંપવામાં આવશે. તમને કદાચ દૂર દેશ પણ મોકલવામાં આવશે. અને તે કાર્ય બજાવતાં કદાચ તમારા પ્રાણની પણ આશંકા રહેશે. તમે પ્રાણની મમતા છોડી અમારી સમિતિમાં દાખલ થવા તૈયાર છો ?"

"ઘણીજ ખુશીથી."

"તમે ખરેખરજ મનુષ્ય છો. ત્યારે આજથી ત્રીજી રાત્રે તમે ફરીથી અહીં આવજો. તે દિવસે પ્રતિજ્ઞા કરાવી તમને મંડળના સભ્ય બનાવવામાં આવશે. કાંઇક કામ પણ સોંપવામાં આવશે અમારી સમિતિમાં દાખલ થનારને ગુજરાન માટે ચિંતા કરવી પડતી નથી. તેના ખર્ચ માટે અમુક રકમ મળે છે તે ઉપરાંત ઉત્તમ કાર્ય કરનારને પુરસ્કાર પણ મળે છે. અમારી સમિતિના ધારા ધોરણ બહુજ કઠોર છે. અને તે પ્રાણ-પણે પાળવા પડે છે તેનું કાંઇક શોચનીય દૃષ્ય પણ વખતે તમે જોઇ શકશો."

સભાનું કામ પુરૂં થયું. માઇકલ તથા જોસફ તે મકાનમાંથી બ્હાર પડયા. ત્યાં આવતી વખત જોસફની સાથે ઉત્સાહ અને આનંદ હતાં પણ જતી વખત ચિંતા અને વિચાર તેનાં સાથી થયાં હતાં. થોડે દૂર જઇ માઇકલ બોલ્યો.

“ભૂખ લાગી છે ? કાંઇક ખાઇશું ?”

“એક પ્યાલો કોફી ને કાંઇ નાસ્તો લઇએ તો ખોટું નહિ.’

બન્નેજણ એક કાફેમાં ગયા.

“હજીય કાફે ઉઘાડાં છે ?” જોસફે પૂછ્યું.

“હજી તો માત્ર બારજ વાગે છે.”

બન્ને જણ પોતપોતાના વિચારમાં હતા. કોઇ કાંઇ બોલ્યું નહીં. નાસ્તો કરી તેઓ ઘેર જવા નીકળ્યા.

‘મારે ક્યાં જવું પડશે ?” જોસફે પૂછ્યું.

“શું કહી શકાય ? કોઇ પણ જાણતું નથી. જતી વખત તને કહેવામાં આવશે અને તે પણ માત્ર તુંજ જાણીશ.”

“પ્રમુખે કહ્યું કે શોચનીય દ્રષ્ય કદાચ જોશો તે શું ?”

“ભાઇ જોસફ ! તે હું કહી શકું તેમ નથી. આમે ને આમે ધીરજ રાખી બે દિવસ કાઢી નાખ. લે, આ ઘર આવી પહોંચ્યું. થાકી ગયા છીએ, જલ્દી સુઇ જઇએ. અમારૂં જીવન રહસ્યમય છે અને તે રહસ્ય મૃત્યુ સુધી રહેશેજ.”



# પ્રકરણ ૧૦ મું.

## ઠગને ઘેર ઠગ.

સ્મિથ એન્ડ સન્સના કારખાનામાં બનતા માલની નિકાશ કરવા માટે તેમણે કૅલોન નગરમાં એક દુકાન ખોલી હતી. આન્નાએ તે દુકાનના મેનેજર ઉપર એક પત્ર લખ્યો હતો. તેના પર લખ્યું હતું. "ગોપનીય અને જરૂરી" અર્થાત "Confidential and urgent."

આઠેક દિવસમાં ત્યાંથી જવાબ ફરીવળ્યો. આ ગોપનીય પત્રમાં આન્નાએ કાઉન્ટની પરિવારિક સ્થિતિ તથા તેના ચારિત્ર્ય માટે તપાસ કરવા જણાવ્યું હતું. તેના જવાબનો મર્મ નીચેમુજબ હતોઃ—

"આપનો જરૂરી પત્ર મળતાંજ મેં તપાસ શરૂ કરી. હાલના કાઉન્ટ વોન ઓરન બર્ગના કોઇ વડવાએ સોળમી શતાબ્દિમાં યુદ્ધ સમયે સારૂં.પરાક્રમ બતાવવાથી જર્મન સામ્રાટ તરફથી તેને કાઉન્ટની ઉપાધિ અને એક સારી જાગીર મળી હતી. લગભગ એક સૈકા સુધી તો તેના વંશજો સારી સ્થિતિમાં રહ્યા. પરંતુ પાછળથી કેટલાંક કારણસર જાગીર ચાલી ગઇ અને તેઓ નાણાંની તંગીમાં રહેવા લાગ્યા. હાલના કાઉન્ટના પિતાની સ્થિતિ બહુજ કફોડી હોવા છતાં તે અમિતવ્યયી અને વિલાસી છે. તેણે પોતાના વડા પુત્રને સારી કેળવણી આપવા યત્ન કર્યો. પરંતુ હાલનો કાઉન્ટ ચાર પાંચ વર્ષ રૂશીઆમાં ચાલ્યો ગયો. ત્યાં તેણે કેવી રીતે નિર્વાહ ચલાવ્યો તથા કેવું જીવન ગાળ્યું તે જાણી શકાય તેમ નથી. પણ ત્યારબાદ તે પાછો જર્મની આવતાં તેના પિતાના એક હિતચિંતક મારફત તેને લશ્કરી અમલદારની જગ્યા મળી. હાલ તે કોબલેન્સમાં રહે છે.

પણ તમે જાણો છો કે જર્મન સેના વિભાગમાં પગાર બહુ ઓછા છે અને અમલદારો એ પગારમાં પુરૂં પણ ન થતું હોવાથી બહુ લાચાર દશામાં રહે છે. કાઉન્ટ બાળપણમાં ઉચ્છૃંખલ અને સ્વચ્છંદી હતો પણ હાલના તેના ચારિત્ર્ય માટે કાંઇ વિગત મળતી નથી. લશ્કરી અમલદારોમાં જેઓ કુંવારા હોય છે તેઓને મોટે ભાગે "રક્ષિતાઓ" હોય છે. પણ કાઉન્ટને તેવી કોઇ રક્ષિતા હોવાનું જણાતું નથી. પરન્તુ તેથી ચારિત્ર્ય ઉચ્ચજ છે એમ હું કહી શકતો નથી. નાણાંની તંગીને લીધે પણ આ બનવાજોગ છે."

કાગળ વાંચી આન્નાનો આનંદ સમાતો નહતો. કાઉન્ટના ચારિત્ર્ય માટે તેને જરાય સંદેહ ન આવ્યો. હવે જેમ બને તેમ તે કાઉન્ટ સાથે બર્થાના લગ્નની તજવીજની તદબીર શોધવા લાગી. તેની ખાત્રી હતી કે કાઉન્ટની ગરીબાઇ પોતાના લાભમાં હતી. કારણ બર્થાના પિતાએ બર્થા માટે મૂકેલી મોટી રકમની વાત જાણતાંજ કાઉન્ટ બર્થાને પરણવા એકે પગે થઇ રહેશે.

આ તરફ કાઉન્ટને આવ્યે લગભગ પંદર દિવસ થવા આવ્યા હતા. દરરોજ માની ભલામણથી બર્થા નવા નવા પોષાકમાં સજ થઇ કાઉન્ટ સાથે સમય ગાળતી અને કાઉન્ટ પણ અવનવી વાતોમાં મસ્ત બનતો. કાઉન્ટની ચતુરાઇ અને હાજર જવાબીથી બર્થાને તેના તરફ માન ઉપજ્યું હતું.

છતાં બર્થા આ બધા સમયમાં એક પણ દિવસ જોસફને ભૂલી નહતી. પ્રથમ તો તેણે જોસફના પત્રની આશા રાખી હતી. પણ તે ન મળતાં તે ઉદ્વિગ્ન થઇ. અને તેને લાગવા માંડયું કે જોસફ અવળી સમજથી તેનો ત્યાગ કરી ગયો છે. પોતાનો કાગળ તેને મળ્યો હોવોજ જોઇએ એમ તે માનતી હતી. અને તેથી જોસફનો પત્ર ન મળતાં તેને ક્રોધ અને અભિમાન પેદા થયું.

એક દિવસ આન્નાએ બર્થાને એકાન્તમાં પૂછ્યું:—"કાઉન્ટ તારા પ્રેમમાં લુબ્ધ બન્યો હોય તેમ લાગે છે?"

"ના. મા. જરાય નહીં."

"હાય હાય! એશું કહેવાય?"

"તુંય કેવી વાત કરે છે મા? એક તો એ વિદેશી. વળી તેનું ચારિત્ર કે કુળમર્યાદાની તો તને ખબર નથી અને આવા વિચાર કેમ તારા

મનમાં આવે છે:? એ બધી તપાસને બદલે પ્રેમની વાત જાણવા કેમ આટલી ઉતાવળી થઇ ગઇ છે. ?"

આન્નાએ મંગાવેલા સમાચારની તેના વિના બીજા કોઇને ખબરજ નહતી.

"જાણું છું રે જાણું છું. તું મને એટલી બધી મૂર્ખ સમજે છે ? મેં બધી ગે તપાસ કરી છે. આ વખત કાઉન્ટેસ થઇ બેસવાનો ત્હારે માટે ખરેખરો સુયોગ છે. આવો લાગ કાંઇ છોડાય ! મારી દીકરી આટલી બધી અબુધ હોય તે મનાયજ કેમ ? મેં કાઉન્ટની બધી તપાસ કરાવી છે અને પરિણામમાં મને સંતોષ થયો છે."

જોસફની નિષ્ઠુરતાથી દગ્ધ થયેલા હૃદયમાં આન્નાના આ શબ્દોથી આનંદ થયો. એક તો જોસફને મેળવવાની શકયતા ન હતી અને તેમાં તેના પરના અભિમાને બર્થાનું હૃદય ફેરવ્યું. તેને કાઉન્ટેસ થવાની લાલચ થઈ. તેણે ક્ષણ પછી કહ્યું:—

"પણ મા! કાઉન્ટે મારી સાથે પ્રેમની કાંઇજ વાત કરી નથી. હું ભીખારણની માફક તેના પ્રેમની માગણી કરતી જાઉં તે શું સારૂં ?"

"જરાય નહીં" આન્ના દ્રઢ સ્વરે બોલી "સ્ત્રી પુરૂષ પાસે પ્રેમની યાચના કરે એતો અશકયજ. શરમથી વળી એમતો બનેજ નહિં."

"તે ઉપરાંત બીજું પણ એક છે. કાઉન્ટ બીજી કોઇ રૂપસુન્દરીને ચ્હાતો નહીં હોય એ કેમ જણાય ?" બર્થાએ પૂછ્યું.

"એમ બનવું અસંભવ નથી. છતાં મારૂં મન સાક્ષી પુરે છે કે એમ નથી. ગમે તેમ હોય, હું તેના મનની વાત કઢાવીશ. આપણે બોલ-નાચની એક મીજલસ ગોઠવીએ. આજ બપોરે તેના આમંત્રણનું તું લીસ્ટ કરજે. તે સમયે હું કાઉન્ટને તેડી ફરવા જઇશ અને બધું ઠીક કરી લઇશ. તું નિશ્ચિંત રહે."

તેજ દિવસે બપોર પછી આન્ના ગાડી જોડાવી કાઉન્ટને લઇ ફરવા ગઇ. કાઉન્ટનું મન તો આ મોજમજાહથી ખુશ ખુશાલ થઇ ગયું હતું. કાઉન્ટના મનનો ભાવ જાણી લેવા આન્નાએ વાત છેડી:

"કાઉન્ટ ! તમે કૃપા કરીને અહીં આવ્યા તેથી હું કેટલી સુખી થઇ છું તે બતાવવાનોય ઉપાય નથી. પરંતુ તમે પાછા જલ્દી ચાલ્યા જશો એ વિચાર આવતાં મારૂં હૃદય ચીરાઇ જાય છે."

"મારૂંય મન તો ઘણું દુભાય છે પણ ઉપાય નથી, હવે દશ બારેક દિવસમાંજ મારી રજા પુરી થશે. એટલે આઠેક દિવસ પછી તો નીકળવુંજ પડશે." કાઉન્ટે જવાબ આપ્યો.

"ત્યાં તમારા દિવસો તો મોજમજાહમાંજ જતા હશે ? "

"નારે ના. એ તો સ્વપ્નેય ધારશો ના. લશ્કરી અમલદારોનું કર્તવ્યજ કઠોર હોય છે. રાત દહાડાનું ગદ્ધાવૈતરૂં. મોજમજાહનો સમયજ ક્યાંથી મળે !"

"એ ગદ્ધાવૈતરૂં ના કરો તોય ચાલે. નોકરી છોડો તો તે તો મટીજ જાય."

"નોકરી છોડું શી રીતે ? અન્નનું સંસ્થાન તો જોઇએને ? ચાલે શી રીતે ? મારા પિતા તો આ ખિતાબ વગર બીજું કાંઇજ મૂકી ગયા નથી."

"એ તો સાચી વાત છે, પણ હું તમને એક રસ્તો બતાવું. જેથી થોડા દિવસ નહિ પણ જીંદગીભરની નીરાંત થઇ જશે."

આન્નાનો હેતુ શો છે તે કાઉન્ટ સમજ્યો નહિં. તે જીજ્ઞાસુનેત્રે તેની સામે જોઇ રહ્યો.

"બાપની મીલ્કતની વારસ હોય એવી કોઇ પૈસાદાર કન્યાને પરણો તો આ બધી મુસીબત ટળી જાય." આન્નાએ સમજાવ્યું.

"વાત ખરી, પણ એ કહેવા જેટલું કરવું સ્હેલું નથી." કાઉન્ટે આકાશ સામે જોઇ નિશ્વાસ નાખતાં કહ્યું. "એવી કોઇ પૈસાદાર રમણી આ અધમને વધાવી લેવાની રાહ જોઇને તો બેસી નથી રહી. આજકાલ એવો દાવ પડવો બહુજ કઠણ છે."

"એવો પ્રયત્ન કર્યો હતો ખરો ! યોગ્ય સ્થળે યત્ન કર્યો હોય તો ન મળે એમ બને નહિ." આન્નાએ જાળ ફેલાવવા માંડી.

"શી રીતે કહું ? હજી તો એવો પ્રયત્ન કોઇ દિવસ કર્યો નથી. મને કદી આવો વિચાર પણ આવ્યો નથી."

"ક્યાંથી આવે ? એ વિચાર તમને આવેજ નહિ. એ તો પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય. તમારો ચ્હેરોજ કહી આપે છે કે તમે કોઇ બીજા શિકાર પાછળ પડયા છો."

"તમારૂં કહેવું ન સમજાયું. ફરો !"

"સમજોજ છો તો ! એમ કંઇ તમારી ચાલાકી મારા આગળ ચાલવાની નથી. હું ખાત્રીથી કહું છું કે તમે કોઇ ગરીબ સુંદરીની પાછળ ધસડાયા કરો છો. તમારૂં અંતઃકરણ તેને સોંપી તમે હૃદયસૂના બની રહ્યા છો."

"ના. ના." કાઉન્ટે જોરથી માથું ધૂણાવતાં કહ્યું. "આ તમારૂં અનુમાન જરાય સાચું નથી. તમે બહુ ભૂલ કરો છો."

"તમારૂં મન ક્યાય ચોટયું નથી? સાચું કહો છો?" આન્ના હસી.

"તમે ન માનો તો શો ઉપાય?"

આન્નાએ જોયું કે હવે વધુ કહેવાનો માર્ગ નથી. છતાં પોતાના મનની વાત કહ્યા વિનાય છૂટકો ન હતો. ગાડી ધીમે ધીમે વૃક્ષોની છાયા નીચેથી પસાર થતી હતી તેણે કહ્યું:

"જુઓને કાઉન્ટ! બધાંય કુટુંબોમાં યા બધાંયનાં જીવનમાં એવી કંઇકને કંઇક બીના બનીજ જાય છે. થોડા દિવસ પહેલાં મારાજ ઘરમાં એવુંજ કાંઇક બન્યું હતું."

"એવું શું બન્યું હતું? કહો તો ખરાં."

"તમે તો ઘરના માણસ જેવા છો તમને કહેવામાં હરકત શી? એને ઘટનાને બદલે એક ફારસ કહીએ તેજ વધુ ઉત્તમ છે. ઘણીજ હસવા જેવી વાત છે. કાઉન્ટ! પ્રેમમાં પડવાથી માણસની શુદ્ધિ બુદ્ધિનું ઠેકાણું રહેતું નથી. હલકા માણસોની સ્પર્ધા હું જોઇ શક્તિ નથી. તેથી મારૂં તો મગજજ તપી ગયું હતું. મારી એક દાસી છે. દેખાવમાં કાંઇ જેવી તેવી નથી. તેને તો તમે જોઇ છે. હું સારા સ્તુવોલ્ઝની વાત કરૂં છું."

"હા. તેને તો જોઇ છે."

"તેનીજ વાત છે. બહુજ આજ્ઞાધીન છે. તેથી મને લાગ્યું કે કોઇ સારૂ ઠેકાણું હોય તો તેને હુંજ પરણાવી આપુ. અમારા કારખાનામાં એક છોકરો મીસ્રીનું કામ કરતો હતો. તેનો ચ્હેરો કોઇ સારા કુળના છોકરા જેવો હતો. તેની સાથે તેનું લગ્ન કરવાનો નિશ્ચય કર્યો. આ લગનમાં તે દાસીને ચાર હજાર ફ્રાંક તથા કપડાં બપડાંનો તમામ ખર્ચ આપવાને હું તૈયાર થઇ. પણ શું કહું? તે છોકરો આટલા બધા પૈસા મળતાંય સારા સાથે લગ્ન કરવા તૈયાર થયો નહિં. એ તો કહેવા મંડયો તે તો મારી દીકરીને ચ્હાતો હતો. જોયું તેનું સાહસ?"

"તમારી કન્યાને પરણવા ઇચ્છતો હતો?" કાઉન્ટે વિસ્મયચિત્તે પૂછયું.

"પાગલ—પાગલ બીજું શું? હલકી જાત. તેનો બાપ તો હળ હાંકી ખાય છે. અને પોતે તો મારા કારખાનામાં એક મજુર કહીએ તોય ચાલે. તે પરણવા ચ્હાય મારી કન્યાને, કે જે પંદર લાખ ફ્રાંકની માલીક! પરન્તુ ઉન્માદને તે કાંઇ ભાન હોય?" આન્નાએ શસ્ત્ર ફેંકયું.

કાઉન્ટ આશ્ચર્ય દમન ન કરી શકતાં બોલી ઉઠયોઃ "શું કહ્યું? પંદર—લા—ખ ફ્રાંકની માલીક આપની કન્યા?"

દાવ લાગ્યો સમજી આન્ના તાચ્છિલ્યથી બોલીઃ "હાં મારા સ્વામીના મૃત્યુ સમયે તે બર્થા માટે કેટલુંક રોકડ રાખી ગયા છે. બધી મીલ્કત સાથે સરખાવતાં તે જુજ જેવું હોવા છતાંય તે પંદર લાખ ફ્રાંકથી ઓછી રકમ નથી. હુંજ માત્ર તેની વાલી છું. બર્થા જો મારી આજ્ઞા ન માને તો કેટલાંક વર્ષ સુધી હું આ સમ્પતિ તેના હાથમાં ન જવા દઉં એટલી મારી સત્તા છે."

"પંદર લાખ ફ્રાંક!" કાઉન્ટ ફરી બોલી ઉઠયો. "પછી પેલા મીસ્ત્રીનું શું કર્યું?"

"શું કર્યું? અરે તરતજ બંગલા બહાર હાંકી કાઢયો. પછી તે કારખાનામાં જઇ હુલ્લડ કરવા લાગ્યો, પોલીસ તેને થાણામાં લઇ ગઇ ત્યાંથી તે બહુ મુસીબતે છૂટયો અને લોકની નિંદાથી દેશ ત્યાગી થઇ ગયો."

"મને ક્ષમા કરજો. કાઉન્ટ ક્ષણ પછી બોલ્યો. પણ આપની કન્યા તેને ચ્હાતી હતી? જરાય ઢળી હતી?"

પ્રશ્ન સાંભળતાંજ ઘૃણાથી આન્નાનું મુખ લાલ બની ગયું. તે ભવાં ચઢાવી, મોઢું વિકૃત કરી બોલી. "કાઉન્ટ! કાઉન્ટ! તમારે મોઢે આવી વાત—" વૃદ્ધા આ પ્રશ્ન સહન કરી શકી નહિં. તેને મુર્છા આવવા જેવું થયું. તે બેઠકે પર બેઠાં બેઠાં હાથમાંનો પંખો હલાવી શાન્ત થવા યત્ન કરવા લાગી. ક્ષણ પછી બોલી. "મારી દીકરી એવા સ્વભાવની હોય એ વિચારજ મારૂં અપમાન કરવા જેવો નથી?"

આન્નાના હાવભાવથી કાઉન્ટ બોલી ઉઠયો. "હું આશા રાખું છું કે મારા આ પ્રશ્નથી આપ ગુસ્સે નહીં થાઓ."

"ના પણ એ ઘણી ઘૃણાજનક વાત કહેવાય."

કાઉન્ટ કાંઇક ઉંડા વિચારમાં હતો, આન્ના સમજી ચુકીકે તેના મગજમાં પંદર લાખનું ભુત ભરાયું હતું. પોતાની કન્યા હવે જરૂર કાઉન્ટેસ થવાની એ વાતમાં હવે તેને જરાય શંકા નહતી. તે મનમાં ને મનમાં હસી અને પછી બોલીઃ "કાઉન્ટ! મારી ઇચ્છા છે કે તમે થોડી વધારે રજા મંગાવો. દહાડા ક્યાં ચાલ્યા ગયા તે તો જણાયાજ નહીં. મારા દિકરાઓની પણ એજ ઇચ્છા છે. જ્યુરિચની ચારે બાજુ જોવા લાયક સ્થાનો ઘણા છે તે પણ હજી તમે જોયા નથી. મારી ઇચ્છા તમને ફ્રીટ્રને તથા બર્થાને લઇને એક વખત વોલેનસ્ટેડ જવાની છે"

"જ્યારે અહીં આવ્યો છું ત્યારે કશું જોવા જેવું રહી જાય તે ઠીક તો નહિંજ. આજ રાત્રેજ થોડી વધુ રજા માટે લખીશ."

કાઉન્ટ ચાલતી ગાડીમાં બેસી ગયો. પંદર લાખ ફ્રાંકે તેના મગજમાં નવોજ વિપ્લવ જગાડયો.

"જરૂર લખજો, કાઉન્ટ!" આન્ના પણ ખુશ થઇ. તેનું હૃદય પણ ગજગજ ઉછળવા લાગ્યું.

સાંજે પાછા ફર્યા પછી પોતાના ઓરડામાં આન્ના બેઠી હતી ત્યાં આવી બર્થાએ પૂછ્યું:–"શી ખબર છે? મા! કશું જણાયું?"

"જરૂર કાઉન્ટ બીજી થોડી રજા લઇ અહીં રોકાવા તૈયાર થયો છે. તેને સાથે લઇ વોલેનસ્ટેડ જવાનું નક્કી કર્યું છે. તારે તથા પીટરે પણ સાથે આવવાનું છે."

"વોલેનસ્ટેડ?"

"હા. ત્યાં તને કાઉન્ટ સાથે ભળવાનો વધુ સમય અને પ્રસંગ મળશે. થારી ખાતરી છે કે તું હવે સહજ યત્ન કરીશ તો જરૂર તેના હૃદય પર જીત મેળવીશ. તે તને મેળવવા આકુળ વ્યાકુળ થઇ જશે'

"મને કે મારા પઇસાને મેળવવા?' બર્થા હસતાં બોલી.

"એ બધું એકજ કહેવાય. તારા વગર ઐશ્વર્ય તારૂં એની નજરમાં આવે નહિં. તારી કીમત તે સમજી શકયો છે. તેમ કાઉન્ટેસ વોન ઓરનબર્ગ ખિતાબની કિંમત શું છે તે હું જાણું છું. તું જરા જોઇ વીચારીને ખેલીશ તો કાઉન્ટને જરૂર મ્હાત કરીશ.'

ઠગને ઘેર ઠગ પરોણા જેવી રમત શરૂ થઇ.

"પણ યાદ રાખજે મા! કેટલીકવાર મોઢે આવેલો કોળીઓજ મૂકી દેવો પડે છે.

"ના હવે મુકવો પડે તો તે તારો દોષ. જો એવો અપરાધ કરીશ તો હું કદી ક્ષમા નહિ કરૂં. કાઉન્ટેસ થવા તારે પ્રાણ પણ આપવો પડશે. આવો દાવ મળ તાંયતાં જો તું કાઉન્ટેસ ન થાય તો મારૂં હૃદય બંધ થઇ જશે. હાર્ટફેઇલ થશે. હું મરી જઇશ."

---

# પ્રકરણ ૧૧ મું

## દીક્ષા-ગ્રહણ

જોસફ જાણી ચૂકયો હતો કે જે માર્ગે તે દોરાતો જતો હતો તે કાંટાવાળો હતો. ચારે તરફ આફતના મેઘ ગાજી રહ્યા હતા. ભાવિ કેવળ અંધકારમય હતું. પરન્તુ તે ડરતો નહતો. યૂરોપમાં રાજ્યતંત્રોનો ધ્વંસ કરવા માટે ચારે તરફ ગુપ્ત મંડળો અને કાવતરાં ચાલી રહ્યાં હતાં. આવાં મંડળોમાં જોસફ દાખલ ન થાય તે બાબત તેનાં માબાપ હમેશ સતર્ક રહેતાં હતાં. પરન્તુ તેમનો તે પ્રયત્ન અને ઉપદેશ આખરે વ્યર્થ ગયાં. બર્થા તરફથી તે એટલો બધો નિરાશ થઇ ગયો હતો કે તેને પોતાનાં જીવનની પણ દરકાર નહતી. આન્ના સ્મિથે જો તેને ન્યાય આપ્યો હોત તો તેનું જીવન કેવળ બદલાઇ જાત. પરંતુ વિધાતાની તે ઇચ્છા નહતી.

માઇકલ ચાન્સ્કી સાથે ગાઢ પરિચયમાં આવતાં તે સમજી શકયો કે તેને જેવા પ્રકારની મદદની જરૂર છે તેવોજ તે હતો. બંનેનાં આશા, આકાંક્ષા અને સંકલ્પ અભિન્ન હતાં. પોતાના જેવા શ્રમજીવીઓને ધનિકો તરફથી સહેવા પડતા અત્યાચાર તથા તેમની દુર્દશાથી જોસફનું હૃદય વિદ્રોહી બની ગયું હતું. તે રાજનીતિની દરકાર કરતો નહતો પરંતુ માઇકલ રાજનીતિ જાણનારો હતો. તે અતિ ઉત્સાહી નિહિલિસ્ટ હતો. તેની ખાત્રી હતી કે નિહિલિસ્ટ મંડળ ઉપર વિશાળ રૂશ દેશની મુકિતનો આધાર હતો. જે દિવસે તેમનું આ કઠોર વ્રત્ત પૂર્ણ થશે તેજ દિવસે રૂશીઆની દુઃખ-રાત્રિનો અંત આવશે. જોસફ પણ તે વીરોમાંનો એક હતો. જે કાંઇ સૌથી વધુ વિપદજનક, જે પૂરૂ કરવા માટે સાહસી, બુદ્ધિ-

માન, કર્ત્તવ્યનિષ્ઠ નિડર અને દ્રઢપ્રતિજ્ઞ માણસો નિહિલિસ્ટ મંડળમાં દુર્લભ હોય તેવું કામ જોસફ અનાયાસે કરી શકે તેમ હતો. એ બાબતમાં તેને જરાય શંકા નહતી.

આથીજ તે જોસફને ગુપ્ત સમિતિમાં પરિચિત કરી તેમાં દાખલ કરવા લઇ ગયો હતો. ત્યાંના સભ્યો પણ તેની વાત સાંભળી આવા બાહોશ, નીડર યુવકને પોતાના મંડળમાં દાખલ કરવા અધીરા બની રહ્યા હતા. નિહિલિસ્ટોની શકિત કેટલી પ્રચંડ હતી અને તે કેવા કઠોર નિયમ વડે પરિચાલિત થતી હતી તેમ દલપતિની આજ્ઞા ન માનનાર યા વિશ્વાસઘાત કરનારને કેવી ભયંકર શિક્ષા થતી હતી, તેમજ મંડળના કાર્યોદ્ધાર માટે સભ્યો કેવી રીતે નિડરતાથી મૃત્યુને ભેટતા હતા, તેનું દ્રષ્ટાંત આપી જોસફના મનનો ભાવ જાણવાની દલપતિને ઇચ્છા થઇ હતી.

ત્રીજી રાત્રે જોસફને લઇ ગુપ્તસમિતિમાં જતી વખત માઇકલ બોલ્યો:

" જે ગુપ્ત મંડળમાં હું આજ તને લઈ જઉં છું તેમાં દાખલ થવાની તારી ખરેખરી આંતરિક ઇચ્છા છે કે નહિ તે ફરી એકવાર વિચારી જો. હજીય પાછા ફરવાનો સમય છે. પરંતુ એકવાર પ્રતિજ્ઞા કર્યા પછી પશ્ચાત્તાપ કરવાથી કશુંજ વળશે નહિ. તે પછી તેમાંથી મુક્ત થવાનો માત્ર એક જ માર્ગ તારે માટે ખુલ્લો રહેશે. અને તે માર્ગ તે મોત. હજીય વખત છે. ત્હારા મનની વાત સરળ રીતે મને જણાવ.

"મારો નિશ્ચય દ્રઢજ છે. મારે વિચાર કરવાનો કાંઇ બાકી જ નથી. તમારા સંપ્રદાયમાં જોડાયા પછી મારે પશ્ચાત્તાપ કરવો પડશે એ તારી શંકા અસ્થાને છે." જોસફે દ્રઢતાથી જવાબ આપ્યો.

" છતાં હજી હું તને ખુલ્લું જણાવું છું. તું જાણે છે કે મારા દેશ સાથે ત્હારે કશોય સંબંધ નથી. હું પોલાંડ નિવાસી પોલ કહેવાઉં છું. તું જાણતોજ હોઇશ કે અમે હેવાનીયતભર્યા રૂશીયનોને અંતરના ઉંડાણમાંથી ઘૃણા કરીએ છીએ. રૂશીઆના સ્વેચ્છાચારી સમ્રાટ અને તેના અમલદારોના કઠોર આદેશથી હું મારી માતૃભૂમિથી નિર્વાસિત થયેલો છું. કારણ ? મારો અપરાધ એ કે હું મારા દેશને પ્રાણથી વધુ ચ્હાઉં છું. મારા દેશની—મારી જન્મભૂમિની મુકિતનો હું પક્ષપાતી છું. નાની કીડી પણ કચરાતાં કરડવાની ચેષ્ટા કરે છે. મેં પણ પ્રતિજ્ઞા કરી છે કે રૂશિયન રાજતંત્ર વિધ્વસ્ત કરવા તથા ત્યાં સામ્યવાદ ફેલાવવા યથાસાધ્ય ચેષ્ટા કરીશ. પરંતુ તારે રૂશીયાના વિરુદ્ધ એવું

# પ્રકરણ ૧૧ મું

## દીક્ષા-ગ્રહણ

જોસફ જાણી ચૂક્યો હતો કે જે માર્ગે તે દોરાતો જતો હતો તે કાંટાવાળો હતો. ચારે તરફ આફતના મેઘ ગાજી રહ્યા હતા. ભાવિ કેવળ અંધકારમય હતું. પરન્તુ તે ડરતો નહતો. યૂરોપમાં રાજ્યતંત્રાનો ધ્વંસ કરવા માટે ચારે તરફ ગુપ્ત મંડળો અને કાવતરાં ચાલી રહ્યાં હતાં. આવાં મંડળોમાં જોસફ દાખલ ન થાય તે બાબત તેનાં માબાપ હમેશ સતર્ક રહેતાં હતાં. પરન્તુ તેમનો તે પ્રયત્ન અને ઉપદેશ આખરે વ્યર્થ ગયાં. બધી તરફથી તે એટલો બધો નિરાશ થઇ ગયો હતો કે તેને પોતાનાં જીવનની પણ દરકાર નહતી. આન્ના સ્મિથે જો તેને ન્યાય આપ્યો હોત તો તેનું જીવન કેવળ બદલાઇ જાત. પરંતુ વિધાતાની તે ઇચ્છા નહતી.

માઇકલ ચાન્સ્કી સાથે ગાઢ પરિચયમાં આવતાં તે સમજી શક્યો કે તેને જેવા પ્રકારની મદદની જરૂર છે તેવોજ તે હતો. બંનેનાં આશા, આકાંક્ષા અને સંકલ્પ અભિન્ન હતાં. પોતાના જેવા શ્રમજીવીઓને ધનિકો તરફથી સહેવા પડતા અત્યાચાર તથા તેમની દુર્દશાથી જોસફનું હૃદય વિદ્રોહી બની ગયું હતું. તે રાજનીતિની દરકાર કરતો નહતો પરંતુ માઇકલ રાજનીતિ જાણનારો હતો. તે અતિ ઉત્સાહી નિહિલિસ્ટ હતો. તેની ખાત્રી હતી કે નિહિલિસ્ટ મંડળ ઉપર વિશાળ રૂશ દેશની મુક્તિનો આધાર હતો. જે દિવસે તેમનું આ કઠોર વ્રત્ત પૂર્ણ થશે તેજ દિવસે રૂશીઆની દુઃખ-રાત્રિનો અંત આવશે. જોસફ પણ તે વીરોમાંનો એક હતો. જે કાંઇ સૌથી વધુ વિપદજનક, જે પૂરું કરવા માટે સાહસી, બુદ્ધિ-

સ્થાપીશું. એ વિશાળ સામ્રાજ્યના કરોડો અધિવાસીઓને સુખી કરીશું. તેમની સ્વાધીનતાના આનંદનો અમે ઉપભોગ કરીશું. દેશના હૃદય ઉપરનો પાષાણનો બોજો ખસેડી નાખીશું. એજ અમારી કામના-અને એજ અમારૂં વ્રત. એ વ્રતના ઉદયાપનમાં અમારૂં સર્વસ્વ-અમારૂં જીવન અમે અર્પણ કર્યું છે. અમે જાણીએ છીએ કે આ વ્રત ઘણુંજ કઠોર છે, અમે જે અગ્નિ પ્રજ્વલિત કરીએ છીએ તેમાં અમારાજ જીવનની આહુતિ અપાશે, અમારે મૃત્યુને આલિંગવું પડશે. પણ તેમાં નુકશાન નથી. અમારી ખોટ બીજાઓ પૂરી પાડશે. એક જણ મરતાં તેના વંશજો બમણા ઉત્સાહથી તેની ખોટ પૂરશે. પુત્ર પિતાનો કર્તવ્યભાર ઉપાડી લેશે. અમારો સંકલ્પ સિદ્ધ થતા સુધી આ રીતે કામ ચાલશે.

"અમારી આશા, આકાંક્ષા અને સંકલ્પ સંબંધી બધુંય તમે સાંભળ્યું. હવે કહો કે મન વચન અને કર્મ વડે તમે અમારા મંડળમાં જોડાવા રાજી છો કે? જો તમારી ઇચ્છા ન હોય તો હજીએ તમે અમારો સંસર્ગ છોડી પાછા જઇ શકો છો. હજીએ સમય છે. તમે પાછા જશો તોય તમારા અનિષ્ટની શંકા નથી. અમે ખુશીથી તમને છુટા કરીએ છીએ."

"આપનો સંસર્ગ છોડી ચાલ્યા જવા માટે હું અહીં આવ્યો નથી." જોસેફ બોલ્યો. "હું દૃઢ સંકલ્પ કરીનેજ આવ્યો છું. મારા વ્યર્થ જીવનનો સદુપયોગ થાય એજ મારી ઇચ્છા છે. મને આપના મંડળમાં દાખલ કરો. મારૂં જીવન અને મૃત્યુ સાર્થક થાય."

"બહુ સારૂં. અમારા મંડળમાં દાખલ થવા તમારે રીતસર દીક્ષા લેવી પડશે. અમારી આજ્ઞા પાળવા પ્રતિજ્ઞા કરવી પડશે. જે મંત્રથી દીક્ષિત થશો તે હું કહું છું. મારી સાથે સાથે તમારે તેનો ઉચ્ચાર કરવાનો છે. બોલો—" હું, જોસફ કુરેટ, સર્વશકિતમાન પરમેશ્વરની સમક્ષ ઉભો રહી, તથા કુમારી મેરીની પવિત્ર મૂર્ત્તિને સ્પર્શ કરી સર્વાંતઃકરણે અંગીકાર કરી પ્રતિજ્ઞા સહ કહું છું કે હું ધીરભાવે, આગળ પાછળનો વિચાર કરીને કોઇનાથી પણ ન ભમાતાં, સ્વઇચ્છાથી "સ્વાધીનતા સમિતિ"માં જોડાઉં છું. હું મન વચન અને કર્મવડે વિશ્વભાવે આ મંડળનું કાર્ય કરીશ. મંડળની સંકલ્પસિદ્ધિ માટે હું મારી તમામ શકિત, તમામ દ્રવ્ય, તથા મારૂં સર્વસ્વ અર્થાત પ્રાણપણે સમર્પણ કરીશ. મંડળની કોઇ પણ વાત કોઇ પણ સબબસર કોઇનીય સમક્ષ પ્રકટ કરીશ નહિં. પ્રાણ જતાં પણ મારી સાથે કામ કરનારામાંનાં કોઇનાં નામ ઠામ કે કાર્યપ્રણાલી સંબંધી

કાંઇ પણ વાત પ્રકટ નહિ કરૂં. નિડરતાથી મૃત્યુને આલિંગીશ, પરંતુ મારા મુખથી કાંઇ પણ ગુપ્તવાત બહાર નહીં નીકળે. હું જે જાણી શકીશ તે કોઇનેય પણ જણાવીશ નહીં. મંડળના કાર્ય સિવાય બીજા કોઇ પણ કાર્યમાં મારો વ્યકિતસ્વાર્થ રાખીશ નહીં. જો જીવનમાં કદી પણ આ પ્રતિજ્ઞા ભંગ કરૂં તો મારે માથે વજ્ર તુટી પડે."

જાણે પોતાના શ્રાદ્ધનાજ મંત્રો ભણતો હોય તેમ જોસફ પ્રમુખની સાથે સાથે બધા શબ્દો બોલી ગયો. તેના કંઠમાં આંતરિકતા અને શ્રદ્ધા સ્પષ્ટ જણાતાં હતાં. બહાર હજી વૃષ્ટિ તથા મેઘ-ગર્જન ચાલુજ હતું. જાણે જોસફને તેની પ્રતિજ્ઞાનું ગુરૂત્વ જણાવતું હોય તેમ જણાતું હતું.

ત્યારબાદ સભાસદોને સંબોધી પ્રમુખ બોલ્યો: " ભાઇઓ ! આપણા આ નવ-દીક્ષિત ભાઇ યથાનિયમ પ્રતિજ્ઞા કરી આપણા મંડળમાં જોડાયા છે. એ પ્રતિજ્ઞા ભંગ કરતાં તેમને શી શિક્ષા થાય તે તેમને સંભળાવો."

" મ્હોત " બધા એક સાથે બોલી ઉઠયા. સાથે સાથે તીક્ષ્ણ ધારવાળા ચારે છરા જોસફના ગાલને સ્પર્શ કરી રહ્યા. તેના શીતળ સ્પર્શથી જોસફ કંપી ઉઠયો. પરન્તુ બીજી ક્ષણેજ છરા લઇ લેવામાં આવ્યા.

ક્ષણ પછી પ્રમુખ બોલ્યો: " હાં. પ્રતિજ્ઞાભંગની શિક્ષા મ્હોત ! કર્ત્તવ્યપાલનમાં જરાય ત્રુટી થતાં, યા વિશ્વાસઘાત કરતાં તેની એક સજા મ્હોત. પાતાળમાં પેસી જઇ લોકોની નજરથી છૂપાઈ જવા છતાં પ્રતિજ્ઞા ભંગ કરનારનો વિશ્વાસઘાતીનો નિસ્તારજ નથી. મ્હોત તેની છાયાની માફકજ તેની પાછળ પાછળ જાય છે. તેનું પ્રમાણ જોઇએ છે ? આ તેનું પ્રમાણ. પ્રત્યક્ષ કરો."

ક્ષણમાંજ ઓરડામાંનો દીપક પ્રકાશી ઉઠયો. સાથે સાથે છરાવાળા ચાર જણે જોસફને અવળો ફેરવી પેલા લાંબા ટેબલ સામો ઉભો રાખી ટેબલપરની કાળી બનાત ખેંચી લીધી. બનાતની નીચે એક મૃતદેહ હતો. તેના તરફ જોસફથી દ્રષ્ટિ ખેંચાઈ. તેણે જોયું કે તે કોઇ પુરૂષનું શબ હતું. વળી તે જોઈ શકયો તે મરનારનું વય પાંત્રીશેક વર્ષથી વધુ નહતું. તેનું મુખ અસ્ત્રાઘાતથી વિકૃત કરી મૂકેલું હતું. દાઢી, મુછો તથા માથું મુંડેલું હતું. એટલુંજ નહિં પણ ભંમર સુદ્ધાં મુંડી નાખેલી હતી. બન્ને આંખોનાં પોપચાંય કાપી લીધાં હતાં. આંખો તો જાણે બહાર ઉથલી પડતી હોય તેમ લાગતી હતી: અત્યંત બીભત્સ દ્રશ્ય.

આ દ્રશ્ય જોતાંજ પોતે બેભાન થઇ જશે એમ જોસફ્ને લાગ્યું. તેણે ઘણી મુશ્કેલીથી નજર ફેરવી લીધી. આવી નિષ્ઠુરતાથી તેનું મન તિરસ્કારથી ડોલી ઉઠયું. સભાપતિ તેના મનનો ભાવ જાણી લઇને બોલ્યો:—

"આવું દ્દષ્ટાંત વિરલ હોય છે એટલું સારૂં છે. પ્રતિજ્ઞા ભંગ કરનાર યા વિશ્વાસઘાતકને આવીજ સજા થાય છે. અમારા સહકર્મીઓમાં એવા માણસોની સંખ્યા વધુ નથી. આ માણસે વિશ્વાસઘાત કર્યો હતો. પૈસાના લોભે પોલીસની પાસે આપણી ગુપ્ત વાત પ્રકટ કરી હતી. થોડા ઘણા પૈસા માટે જે હતભાગી પોતાના લાખો દેશબંધુઓને દુઃખી કરી શકે, અત્યાચારથી રીબાતાં કરોડો હૃદયોની આશા, આકાંક્ષા વ્યર્થ કરવામાં જરાય કુંઠિત ન થાય તેનું આવું મૃત્યુજ ઇચ્છવાજોગ છે. ગઇ કાલેજ આ માણસને પોતે કરેલા અપરાધનું ફળ મળ્યું છે. ગયા વીસ બાવીસ વર્ષમાં માત્ર ત્રણ જણને આવી સજા થઈ છે. પહેલો અને બીજો અપરાધી એક દંપતિ હતાં. પુરૂપ ઉચ્ચ કુળનો હતો. અને તેની સ્ત્રી વળી તેના કરતાંય ઉંચા કુળની હતી. તેઓ રાજીખુશીથી અમારા આ ગુપ્તમંડળમાં ભળ્યાં હતાં. તેમની મદદથી અમને ઘણો લાભ પણ થયો હતો. પરંતુ કેટલાક દિવસ પછી અમને જણાયું કે અમારા મંડળમાં જોડાયાથી તેમને પશ્ચાતાપ થાય છે. અમને તેમની વિશ્વાસઘાતકતાનો બીજો કાંઇ પરિચય ન મળતાં પણ—તેમની મારફત ભવિષ્યમાં અનિષ્ટ થઈ શકે એ શંકાથી—તેમના પ્રાણદંડની આજ્ઞા કરવામાં આવી હતી. પુરૂપને નૌકામાં લઇ જઈ હત્યા કરવામાં આવી હતી. તેનું શબ સરોવરમાં નાખી દેવામાં આવ્યું હતું. ને પોલીસના હાથમાં આવતાં તેને થાણામાં લઈ જવામાં આવ્યું. અમારૂં અહિત કરવાની તેની સ્ત્રીની ઇચ્છા કોઇ રીતે નહતી. પરન્તુ થાણામાં જઈ તે શબને તે ઓળખી શકી હતી. અમારા જાસુસે છૂપાઇને, તેને પોતાના મૃત સ્વામીના શબને ચુંબન કરતાં જોઈ હતી. આથી તેને જીવતી રાખવી સહીસલામત નથી જાણી તેની પણ હત્યા કરવામાં આવી હતી. તેને એક બે વર્ષનો બાળક હતો. અમારી ઇચ્છા હતી કે અમેજ તેનું પાલનપોષણ કરીશું અને પછી તેને મંડળમાં જોડી દઇશું. પણ અમે તેને મેળવી શકયાં નહિ. કોણ કેવી રીતે તેને ત્યાંથી લઇ ગયું તે પણ જાણી શકયા નહિ.

આ લાંબો વખત થયાં હજીય તેની શોધ ચાલુ છે. પણ હજી પત્તો લાગ્યો નથી. જો ભવિષ્યમાં પત્તો લાગશે તો તેને અમારા મંત્રે અમે

દીક્ષિત કરીશું અને જો તે અમારા મંડળમાં ભળવા ના પાડશે તો તેને તેનાં માબાપને માર્ગે પળવું પડશે. તમે આજ્ઞા ન માનો યા વિશ્વાસ ઘાતક થાઓ તો શું પરિણામ આવે તે જણાવવા આ ગુપ્ત વાત તમને કરી છે. પ્રતિજ્ઞા કર્યા પછી અમારાથી અલગ થવાનો માર્ગજ નથી. પાતાળમાં પેસી જવામાંય નહિં. જગતમાં તેનું મૃત્યુ અનિવાર્યજ "

" હું કદી અબાધ્ય નહિં થાઉં તેમ વિશ્વાસઘાત પણ નહી કરૂં. " જોસફ બોલ્યો.

" હા. એ વિશ્વાસે તો તમને દાખલ કરવામાં આવ્યા છે. કેટલાક દિવસ પછી તમારે રૂશિયા જવું પડશે અને જે કામ તમને સોંપવામાં આવશે તે ઘણુંજ વિપદાશંકાવાળું છે. પરન્તુ તમે કદાચ બુદ્ધિમાન, અને ચતુર યુવાન છો. વિશેષ તો એ કે તમે રૂશીઅન નથી જેથી અમારો વિશ્વાસ છે કે તે કાર્ય તમારી માર્ફતજ પાર પડશે. તમને સફલતા મળતાં પુરસ્કાર પણ મળશે. તમારૂં ગૌરવ કરવામાં આવશે. હવે આપણી સભાનું કામ પુરૂં થયું છે. "

ત્યારબાદ એ ઓરડાની મધ્ય જમીનના ભાગમાંથી એક પાટીયું ખસેડી નાખવામાં આવ્યું. તેની નીચે સુરંગ હતી. ત્યાંથી વહેતા નદીના પાણીનો કલકલ નાદ જોસફ સાંભળી શકયો. ક્ષણવારમાં પેલા શબને તેમાં ધકકેલી દેવામાં આવ્યું. માઇકલ જોસફનો હાથ પકડી ત્યાંથી ચાલી નીકળ્યો.



## પ્રકરણ ૧૨ મું.

---

# આશાનો આનંદ.

---

આના સ્મિથ સાથે ઘેર પાછો ફરતાં કાઉન્ટ પોતાના રૂમમાં જઇ બારણુંબંધ કરી આરામ ખુરસી પર પડયો, તેનામનમાં માત્ર એકજ વાત ઘુમતી હતી "પંદર લાખ ફ્રાંક" જ્યાં પોતાનું જીવન નિભાવવાનાજ સાંસા હોય ત્યાં વિલાસિતાની તો વાતજ શી ? અને એવી સ્થિતિમાં પંદર લાખનો લોભ લાગે તેમાં આશ્ચર્ય પણ શું ?

આગળ પાછળનું ભાન ભુલી કાઉન્ટ વિચારે ચઢયો. પંદરલાખ ફ્રાંક ! કોણ જાણે બુઢ્ઢી પાસે કેટલાય પૈસા હશે ! આહા ! તે મળેતો ? મળેજ. કેમ ન મળે ? બર્થા પ્રસન્ન થાય તો નસીબ ફરી જાય. સુંદરી અને સુવર્ણ બન્ને મળે એમાં હરકતેયશી છે. ? હિમ્મત જોઈએ. હવે તો કોઇ રીતની વિપદ આવે તેમ છે. નહિં. કાંઇક તો કરવુંજ. હાથમાંનો શિકાર–"

"ભોજન તૈયાર છે" નેપથ્યમાંના અવાજ સાથે બારણા પર ટકોરા વાગ્યા.

ઉતાવળે ઉતાવળે કાઉન્ટ ભોજન ડ્રેસ પહેરી ભોજનશાળામાં હાજર થયો. સૌ તેની રાહ જોતાં હતાં. તે કાઇક છોભીલો પડયો. પોતાને માટે બધાંને ખોટી થવું પડયું તે બાબત કાંઇક બોલવા જતો હતો ત્યાં તેના મનની વાત જાણી જતાં બુઢ્ઢી બોલી:—

"તમારો ચ્હેરોજ જણાવી આપે છે કે તમે ઉંઘી ગયા હશો. એ વખતે તમને ખલેલ કરી એ ઠીક ન થયું,"

બુઢ્ઢીના શબ્દોએ કાઉન્ટની મુઝવણ ટાળી દીધી. તે બોલ્યો "ઉંઘ્યો તો ન હતો. ફક્ત ઝોકું આવ્યું હતું."

"આવેજ. એમાં નવાઇ શી છે? હું પણ આવીને સુઇજ ગઈ હતી. તો તમે તો હજી બાળક છો. તમને તો આવેજ. એમાં કાંઇ નવાઇ નથી. એમાં શરમાવા જેવું શું છે?"

ખંધી આન્ના જાણી ગઇ હતી કે કાઉન્ટના મનમાં પંદર લાખની ઉત્કંઠા વધી પડી છે. અને તેજ તેને વાર થવાનું કારણ છે. માટેજ તેણે આમ તેના મોડા થવાની વાત ઉડાવી દીધી હતી. કાઉન્ટ પણ પછી ઉત્સાહથી વાતચિતમાં ભળ્યો. અને આમની તેમની વાતોથી બધાંને ખુશી કરવા લાગ્યો.

"મારૂં પરમ સૌભાગ્ય કે કાઉન્ટ મારા અતિથિ બન્યા છે. ઓહો! કેટલાય ડ્યુક, માર્કિવસ, બેરનો આપણા અતિથિ થઇ ગયા પરન્તુ કોઇને મોઢેય આવી ચમત્કારિક વાતો સાંભળી છે? વાતોથી આપણને આટલો આનંદ કોઈ પણ આપી શક્યું છે? તેમની તાકાત શી?" બુઢ્ઢીએ સ્વાર્થ, ડોળ અને દંભની હદ કરવા માંડી.

નાચની મીજલસનાં આમંત્રણો તથા બીજી વ્યવસ્થાના પરામર્શને બ્હાને બીજે દિને સવારમાંજ આન્ના બર્થા તથા કાઉન્ટને સાથે લઇ પોતાના ઓરડામાં બેઠી. અને ઘડીએ ઘડીએ કામના બ્હાના નીચે વીસ વીસ પચીસ પચીસ મીનીટ બહાર જવા લાગી. અર્થાત્ પંદર લાખની જાળમાં ફસાયલો કાઉન્ટ પોતાની ચાલાકીનો બરાબર શિકાર થઈ પડે તેવો સમય તેમને આપવા લાગી. પરન્તુ કાંતો શરમને લીધે હો, યા પોતાનું કર્ત્તવ્ય સ્થિર ન કરી શકવા માટે હો, પણ કાઉન્ટે બર્થાને પ્રેમની વાત ન કરી. હા. તેણે તેજ દિવસે કેટલાંક અઠવાડીઆંની રજા માટે ફરીથી પત્ર લખી દીધો.

આ નાચની મીજલસમાં નગરના તમામ સંભ્રાંત સ્ત્રી પુરૂષોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. વર્તમાનપત્રનો એક પણ સંપાદક સુદ્ધાં બાકી રાખ્યો નહતો. કારણ એ તો આન્નાનું જયઢોલ હતું.

આમંત્રિત સ્ત્રી પુરૂષોમાં ફ્રો, જેમ્સાર્ડ કરીને એક રમણી હતી. તેના પતિનું પણ લોખંડનું કારખાનું હતું. ફ્રો. જેમ્સાર્ડ અને આન્ના સ્મિથ પરસ્પર અદેખાઇથી બળી મરતાં હતાં. પોતાનું ગૌરવ બતાવવા માટે આ દંપતિને આમંત્રણ કરવામાં આવ્યું હતું.

"માઇ ડીયર ફ્રો!" ફ્રો જેમ્સાર્ડે આન્નાને કહ્યું "આજના આનંદમાં વખત ક્યાં પસાર થઇ ગયો તે જણાયું નહિં. તમારો અતિથિ તો કોઇ ઉત્તમ પુરૂષ છે. આજના આનંદોપભોગ માટે અમે

તમારાં ઋણી છીએ. લાડકવાઇ બર્થા તરફ કાઉન્ટનો પ્રેમ એવો તો સ્પષ્ટ જણાઇ આવે છે કે હું ખાત્રીથી ભવિષ્યવાણી કહી શકું છું કે કાઉન્ટ તમારો જમાઇ થશે અને બર્થા કાઉન્ટેસ બનશે આવો સુંદર અને કુળવાન જમાઈ મળવો મુશ્કિલ છે. તેમ બર્થા પણ કાઉન્ટેસ થવાજ સરજાયલી છે. આહા ! એ દિવસ આવતાં અમને કેટલો આનંદ થશે ! જીવનના ખેલમાં દરેક વિષયમાં તમારા આગળ હારજ માનવી પડી છે. એ સ્વીકારતાંય આનંદ થાય છે.

" માઇ ડીયર ફ્રો જેમ્સાર્ડ ! ગામમાં પેસવાનાં સાંસા અને પટેલને ઘેર ઉન્હાપાણી જેવી વાત તમે કરો છો. છતાં તમે કદાચ કહો કે આગળ ઉપર એમ થશે તો તેમાં કાંઇ ખોટું ન લેખાય. " આન્નાએ કહ્યું. મનમાં તે સમજી ચુકી કે ફ્રો જેમ્સાર્ડના હૃદયમાં ઇર્ષ્યાનો અગ્નિ સખત તોફાન મચાવી રહ્યો હતો.

ફ્રૌ જેમ્સાર્ડ ત્યાંથી ખસી પોતાના પતિની નજીક જઇ તેના કાન પાસે ધીરેથી કહેવા લાગીઃ—" આ બુઢ્ઢી લુહારણનો મદ તો જુઓ !" એનો પગેય જમીન પર પડતો નથી. આશાય કેટલી છે. આકાશના તારા તો પોતાના હાથમાં જ જુએ છે, કાઉન્ટ બર્થા સાથે પરણશે એવી તો આશા રાખે છે. એ રાંડે કોઇ લુહારના છોકરાને ખોળ્યો હોત તોય લેખે લાગત. અને આ કાઉન્ટ ! એ કોઈ ભૂખે મરતો રખડેલ જ લાગે છે. નહિ તો તે વળી આમ લુહારની છોકરી તરફ પાગલ બને ?'

" એમજ હશે. થોડા દિવસ જોને, એટલે વાગતુ વાગતુ એની મેળે માંડવે આવશે. " તેના સ્વામીએ જવાબ દીધો.

" નાચ બંધ થયો. મીજલસ વેરાઈ. રાત્રી લગભગ વીતી જવા આવી હતી. કાઉન્ટે બર્થાનો હાથ પકડી કહ્યુંઃ—"ઓહ ! કેટલી ગરમી ! ચાલો જરા બાગમાં ઠંડી હવા લઇએ. "

બર્થા તો રાજી જ હતી. બન્ને જણે ગુપચુપ બાગનો રસ્તો લીધો. થોડી વાર બન્ને જણ આમ તેમ ફરવા લાગ્યાં પણ કોઈ કાંઇ બોલ્યું નહિ. થોડી વાર પછી કાઉન્ટ ચાલતાં ચાલતાં એકદમ અટકી જઇ આવેગભર્યો બોલી ઉઠયોઃ

"ફ્રૌલીન બર્થા ! આજ તું મારી નૃત્ય-સંગિની થઇ હતી. કદાચ હું તને મારી જીવનસંગિની થવા આગ્રહ કરૂં તો તને કંઇ હરકત છે ?"

એવો અણધાર્યો આ પ્રશ્ન હતો કે બર્થા કંઈ પણ જવાબ આપી શકી નહિ. બે એક મીનીટ જમીનભણી તાકી રહી તે અસ્ફુટસ્વરે બોલી:—"જુઓને, કાઉન્ટ ! આ બાબત મારા મનમાં અત્યાર સુધીમાં વિચાર સરખોય આવ્યો નથી. તાબડતોબ આનો જવાબ આપવો મુશ્કિલ છે. મને કાંઇક વિચાર કરવાનો સમય આપો."

"ઘણીજ ખુશીથી. વિચાર કરી જોજો. પણ મને જલ્દી ઉત્તર આપજો. મને આશા છે કે તમે મારા ઉપર પ્રસન્ન જ થશો. તેનું કારણ હું તમને અત્યંત પ્રેમથી ચ્હાઉં છું. હૃદયના ઉંડા પ્રેમથી ચ્હાઉં છું. અને એવો સાચો પ્રેમ કદી નિષ્ફળ થશે જ નહિ." આમ કહી કાઉન્ટે માથું નમાવ્યું, બર્થાના ઓષ્ટનો સ્પર્શ કર્યો, બર્થાનું મુખ લાલ થઈ ગયું.

થોડી વાર પછી બર્થા પોતાના રૂમમાં આવી આંખો મીંચી ખુરસી પર પડી. તેણે આંખ ઉઘાડી ત્યારે તેની મા તેના સામે ઉભી હતી. તે બોલી:

"બર્થા ! આજ તને કાઉન્ટની સાથે નાચતાં જોઇ બધાં શું કહેતાં હતાં, તને ખબર છે ? જેમની આંખો હતી તેમની આંખો દગાઇ ન હતી અને તેમનું અનુમાન પણ કાંઇ ખોટું ન હતું."

બર્થા ચાળા કરતી બોલી: "કોણ શું અનુમાન કરે છે તે જાણવા હું નવરી નથી. જેને જેને જેમ ફાવે તેમ ભલે અનુમાન કરે. પણ આજ મેં જે વાત સાંભળી તે તેમના અનુમાન કરતાં અનેક દરજ્જે સત્ય."

"શી વાત, બેટા ! કાઉન્ટ કાંઈ બોલ્યા ?" આન્નાની આતુરતા વધી.

"હા, જરા વાર પહેલાંજ કાઉન્ટે મારા આગળ લગ્નની વાત કરી છે."

બર્થાને બાઝી પાડી, તેને ચુંબન કરતાં આન્ના બોલી: "પરમેશ્વર ધન્ય તમે. આજ મારૂં સ્વપ્ન સફલ થયું."

## પ્રકરણ ૧૩ મું.

## સોલોમન કોહેન.

માઇકલ ચાન્સ્કીની સાથે ઘેર આવતાંજ જોસફને દઢ રીતે લાગ્યું કે આજ તે ગઈ કાલનો માણસ ન હતો. આજ સાંજ સુધી તે સ્વતંત્ર હતો. પણ હવે તે વિના મૂલ્યે નિહિલિસ્ટોનો ગુલામ હતો. તે પાછો ભૂતકાળ તરફ તો જઈ શકે તેમજ ન હતો પરંતુ ભવિષ્ય પણ તેને માટે તિમિરાચ્છિન્ન હતું.

તે રાત્રે જોસફને પોતાનાં મંડળની કેટલીક વાત માઇકલે કહી. તેનો મર્મ એ હતો કે તેમણે છૂપી રીતે ઝારનું ખૂન કરવાનું કાવતરૂં રચ્યું હતું. તે પહેલાં સેંટ પીટર્સ બર્ગ અને સેંટ પોલ નામના બે મોટા કિલ્લાઓમાં કેટલાક બાહોશ નિહિલિસ્ટોને પકડી કેદ કરવામાં આવ્યા હતા. અને તેમના પર સખ્ત જુલમ ગુજારવામાં આવતો હતો. તેમને છોડાવવાની કોશીષ ચાલુ હતી; અને તે માટે તે બન્ને કિલ્લાઓના નકશાની જરૂર હતી કે જેની મદદથી ગુપ્ત રીતે કિલ્લામાં પ્રવેશી શકાય આ નકશા તૈયાર કરવાનું કામ માઇકલને સોંપવામાં આવ્યું હતું. કારણ માઇકલને ત્યાં કેદ કરવામાં આવ્યો હતો. બે વર્ષ કેદખાનું સેવ્યા પછી તે ત્યાંથી કોઇ રીતે ન્હાસી છૂટયો હતો એટલે તે કીલ્લાઓથી તે માહિતગાર હતો.

રૂશીઆની બહાર જે જે નિહિલિસ્ટો રહેતા હતા તેમને રૂશીઆમાંના પોતાના સભ્યો સાથે સમાચાર આદાન પ્રદાન કરવામાં ઘણીજ મુશ્કેલી હતી. કારણ રૂશીઆમાં જતા આવતા પત્રો તો પોલીસ તપાસતી હતી તે ઉપરાંત ત્યાં જનારા તથા ત્યાંથી આવનારા માણસોનો સામાન તથા કાગળપત્રો એક એક કરી તપાસવામાં આવતા એટલુંજ નહિ

પરંતુ તે દરેકને નગ્ન કરીને તેમની ઝડતી લેવા પણ પોલીસ ચૂક્તી નહિ આથી ત્યાંના સમાચાર તેમને ઘણી વખત મળતા પણ નહિ.

જોસફ કુરેટ નહોતો રૂશીયન કે નહોતો પોલાંડવાસી. તેથી એવા એક નિઃસંપર્કીય માણસદ્વારા સંદેશા ચલાવવાની અને તેમાં સફળ થવાની આશા માઇકલ તથા તેના સાથીદારોના મનમાં હતી. જોસફ કદી રૂશીઆમાં ગયો નહતો તેથી તેનાપર નિહિલિસ્ટ તરીકે શંકા કરવાનું કોઇને કારણ નહતું.

એક અઠવાડીઆ પછી જોસફને પાછું ગુપ્તસમિતિમાં હાજર થવું પડયું. તે સમયે પ્રમુખે તેને જણાવ્યું કે તેને રૂશીઆ જવાનું છે અને તેની સાથે એક કાગળ આપવામાં આવશે. તે કાગળ વનસ્પતિમાંથી બનાવેલો હોવાથી કપડાના જેવો નરમ હતો. તાણતાં કે ગડી વાળતાં ચોળાય કે ફાટી જાય તેમ નહતું. તેમાં એવી રીતે લખવામાં આવતું કે લખેલા અક્ષરો દેખાતાજ નહિ. શાહીનો એક ડાઘ પણ ન માલુમ પડતો. કેટલીક શાહીથી લખેલા કાગળોને તાપ આગળ રાખવાથી કે પાણીથી ભીંજાવવાથી તેમાંના અક્ષરો જણાઇ આવે છે. પણ આ કાગળ પર તેમ કરવાથી પણ અક્ષરો જણાય તેવા નહતા. તેને વાંચતાં પહેલાં એક જાતનો અર્ક પાણી સાથે મેળવી તેના પર લગાડવાનો હતો અને પછી તેને અજવાળામાં ધરવાથી અક્ષરો વાંચી શકાતા હતા. આ કાગળ તથા શાહી એક પ્રખ્યાત રૂશીઅન રસાયણશાસ્ત્રીએ તૈયાર કર્યાં હતાં. તે નિહિલિસ્ટ હતો. રૂશીઅન સરકારને તેના પર શક આવતાં તે ઘણી મુશ્કેલીથી નાસી જઇ લંડનમાં રહ્યો હતો. કેટલાક દિવસ પહેલાં ત્યાં તે ક્ષયરોગથી મૃત્યુ પામ્યો હતો.

એક નિહિલિસ્ટ દરજી પાસે એક જાકીટના અસ્તરમાં તે કાગળ સીવી લઇને તેજાકીટ જોસફને આપવામાં આવ્યું. તથા એક ડ્રાફ્ટ (હુંડી) મોટી રકમનો આપવામાં આવ્યો. આ ડ્રાફટ એક ફ્રેન્ચ બેંક ઉપરનો હતો. સેંટ પીટર્સબર્ગની એક પ્રખ્યાત બેંક મારફત તેનાં નાણા વસુલ કરવામાં આવતાં હતાં. જેનાં નામનો ડ્રાફ્ટ હોય તે જાતે બેંકમાં હાજર

જેમને પકડવામાં આવતા તેમના કેસો પણ આ નાણાથી ચાલતા. આવા ઘણા ડ્રાફ્ટો રૂશીઆ મોકલવામાં આવતા હતા.

પાસપોર્ટ વિના રૂશિયામાં દાખલ થવાય તેમ ન હતું તેથી જોસફને એક ગુપ્ત નામ ગ્રહણ કરવું પડયું. અને એક બનાવટી પાસપોર્ટ તે નામનો તેને આપવામાં આવ્યો. તે ઉપરાંત તેને સમજાવવામાં આવ્યું કે કોઇ પણ પુછે તો તેણે જણાવવું કે તે જાતે જર્મન હતો; રૂશીયન ભાષા બીલકુલ જાણતો ન હતો અને સેંટ પીટર્સ બર્ગમાં સોલોમન કોહેનને ત્યાં નોકરી કરવા જતો હતો. સોલોમન કોહેન જર્મન હતો, પરન્તુ ધર્મે યાહુદી હતો. તે વીસ વર્ષ થયાં સેંટ પીટર્સ બર્ગમાં વેપાર અર્થે રહેતો હતો. આ બધી બીના પ્રમુખે તેને સમજાવી. તે ઉપરાંત ઘણી સાવચેતી રાખવાની ભલામણ કરતાં એ પણ જણાવ્યું કે જો તે નિષ્ફળ થાય તો તેથી નિહિલિસ્ટોને કેટલું નુકશાન હતું તથા તેના પોતાના જીવને પણ કેટલું જોખમ હતું.

બીજેજ દિને સવારમાં જોસફ પ્રમુખની આજ્ઞા મુજબ ‘ મેલ ’ ટ્રેનને બદલે પેસેન્જરમાં રવાના થયો. તે પ્રથમ બર્લીન આવ્યો અને ત્યાં એક દિવસ રોકાઇ બીજે દિને ત્યાંથી ટીકીટ લઇ રવાના થયો. આમ તેને રસ્તામાં પાંચ દિવસ થયા. રૂશીઆની સરહદ આવતાં તેની ઝડતી લેવામાં આવી. તેનાં વસ્ત્રો એક એક કરી તપાસવામાં આવ્યાં. પણ કાંઇ સંદેહજનક કાગળપત્ર ન મળવાથી તેને રૂશીઅન સરહદમાં પ્રવેશ કરવાની અનુમતિ આપવામાં આવી.

આ સમયે રૂશીઆના દરેક સ્ટેશને પોલીસો ઉતારૂઓની ખેંચ-તાણ કરી ઝડતી લેતા. તેમને અનેક પ્રશ્નો કરવામાં આવતા. તેમના ગાંસડા પોટલાં ઉપરાંત ટોપીથી તે જોડા સુધીનો તમામ પોષાક કઢાવી તપાસવામાં આવતો. જરાક સંદેહ ઉત્પન્ન થતાં તેમને હાજતમાં રાખ-વામાં આવતા. આવા સમયે જોસફનું રૂશીઆમાં આગમન નિહિલિસ્ટોને ઘણું આનંદદાયક હતું.

સેંટ પીટર્સબર્ગના સ્ટેશનમાંજ એક મોટા રૂશીઅન અમલદારની ઓફીસ હતી. જોસફ ગાડીમાંથી ઉતર્યો કે તરતજ તેને ત્યાં લઇ જવામાં આવ્યો. તે અમલદારે રૂશીઅન ભાષામાં બે ત્રણ સવાલ પૂછ્યા. પણ જોસફે ઇશારતથી સમજાવ્યું કે તે જર્મન હતો અને રૂશીઅન ભાષા બીલકુલ જાણતો ન હતો. આથી એક જર્મન દુભાષિયાને બોલાવવામાં આવ્યો. તેની મારફત જોસફને કરેલા પ્રશ્નોના ઉત્તરનો ભાવાર્થ એ

હતો કે તે બર્લિનથી આવતો હતો, મીસ્ત્રીનું કામ કરતો હતો, અને સોલોમન કોહેનને ત્યાં જવાનો હતો.

તેની ટીકીટ બર્લિનથી લીધેલી હતી. તે જોયા બાદ તેની પાસેનું એક બંડલ તપાસવામાં આવ્યું. તેમાં કપડાં વગેરે જરૂરનો સામાન હતો. તે ઉપરાંત એક નાની થેલી હતી. તેમાં મીસ્ત્રીના કામને લગતાં ઓજારો હતાં તે પણ તપાસવામાં આવ્યાં. તે ઓફીસરે જોસફને જવાની રજા આપી. તેના ગયા બાદ તે હસતાં હસતાં બોલ્યો: "આવા ભોટનેય બુઢ્ઢો સોલોમન નોકર રાખે છે! આખરે યહુદી ખરો ને!"

સેંટ પીટર્સબર્ગના ગીચ વસ્તીવાળા લત્તામાં સોલોમનનું મકાન હતું. જોસફ ત્યાં આવી પહોંચ્યો.

સોલોમન માત્ર નામેજ યાહુદી નહિ, પરંતુ તેના ચ્હેરા, વર્તન અને અર્થલોલુપતામાં પણ પાકો યાહુદી હતો. તેના ધંધા વિષે તો એટલુંજ કહેવું બસ થશે કે કોઇપણ ધંધો એવો ન હતો કે જે તે ન કરતો હોય. સ્ટીમરોના ફ્રેટના કંટ્રાકટથી માંડીને વ્યાજવટાવ, આડત અને હારમોનિયમ, ફીડલ આદિ વાદ્યો અને સુથાર તથા મીસ્ત્રીનું કામ પણ તે માથે લેતો. દુનિયામાં જેટલી જાતના ધંધા હોય તે તમામ તેનાજ હતા. એક છાપખાનું રાખી તેમાંથી વર્તમાનપત્ર પણ તે પ્રકટ કરતો હતો. જાતેજ તે સંપાદક હતો. થોડા દિવસ પહેલાં પેટંટ દવાઓનું પણ એક કારખાનું તેણે ઉઘાડયું હતું. તે મન વચન કર્મે જર્મન હતો. રૂશીઆનો તે અંતરથી દ્વેષ કરતો હતો. પરંતુ બહારથી રૂશીઆ પ્રતિનો તેનો પ્રેમ એવો તો હતો કે બીજા કોઇનો પ્રેમ તેવો હશે કે કેમ તે શંકાજ રહે. તેવીસ વર્ષ પહેલાં તે રૂશીઆમાં આવ્યો હતો. તેની સ્ત્રી અત્યંત સૌંદર્યવતી હતી. તેઓ યુવાસ્થામાંજ ત્યાં આવ્યાં હતાં. તેને એક કન્યા હતી. તેનું વય તે વખતે ચાર વર્ષનું હતું. પૈસો પેદા કરવા સોલોમને અત્યંત શ્રમ ઉઠાવ્યો. દશ વર્ષમાં તો તેની પાસે અઢળક પૈસો થયો. કેટલોક વખત પહેલાં કેટલાક રશીઅનોએ તેના ઘરપર ધાડ પાડી તે દંપતીને બાંધી અત્યંત માર માર્યો હતો. સોલોમન ધીમે ધીમે નિરોગી થઈ ઉઠયો; પરન્તુ તેની સ્ત્રી મૃત્યુ પામી. સોલોમન પત્નિશોક ભૂલ્યોનહિ.

આ બનાવથી તેનો રૂશીઅનો તરફનો તિરસ્કાર વધુ પ્રબળ બન્યો. સરકાર તરફથી બદમાસોને પકડવાનો કાંઈ પ્રયત્ન ન થવાથી તે સરકાર-

નો પણ દ્વેષી બન્યો છતાં બહારથી તો સરકારનો એવો ખયરખ્વાહ રહ્યો હતો કે કોની દેન છે કે તેના ઉપર જરાય શંકા લાવે ! રાજ્યભક્તિના ઈનામ તરીકે તેને મોટા મોટા કંટ્રાકટ મળતા. મોંઢેથી તે ગવર્નમેંટની દરેક વાતનું સમર્થન કરતો પરંતુ અંદરખાનેથી તેના શત્રુને મદદ કરવાના લાગ ચુકતો નહિ, યાહુદીઓ સ્વભાવથીજ સહિષ્ણુ અને ધીર હોય છે. સોલોમન સહિષ્ણુ બની સુયોગની રાહ જોવા લાગ્યો.

સોલોમનની કન્યા રેબેકાની ઉમ્મર હાલ ચોવીસ વર્ષની હતી. તેની માતનું સૌંદર્ય તેને વારસામાં મળ્યું હતું આખા સેંટ પીટર્સ બર્ગમાં તો શું પરંતુ રાજકુળમાં પણ એના જેવી સુંદરી બીજી ન હતી. સોલોમનના પરિવારમાં માત્ર આ કન્યાજ હતી કારણ તેણે પત્નિ શોકમાં ફરીથી લગ્ન કર્યું ન હતું. પોતાની માતાનું આવા અત્યાચારથી અકાળમૃત્યુ અને રાજ્યની તે અત્યાચારીઓને સજા કરવામાં ઉદાસીનતાથી રેબેકા પણ સોલોમનની માફક ઝારની હાંસી કરતી હતી.

"જે રાજ્યમાં સ્ત્રીજાતિ પર આવા અત્યાચાર થાય, અને તે અત્યાચારીઓને સજા કરવાને બદલે રાજા પોતાના મોજવિલાસમાં મશગુલ રહે તે રાજ્ય અને રાજાનો નાશ થવોજ જોઇએ" એમ રેબેકાના હૃદયમાં દ્રઢ થઇ ગયું હતું.

સોલોમન કોહેન કેટલાક વખતથી નિહિલિસ્ટ મંડળમાં જોડાયો હતો. કોઇ બાઇબલ સ્પર્શ કરીને "સોલોમન રાજદ્રોહી છે" એમ કહે તોય કોઈ પણ રાજકર્મચારી તે વાત માને તેમ નહતું. એટલુંજ નહિ પરન્તુ તેની રાજ્યભક્તિની છાપ એવી હતી કે ખુદ ઝાર પણ એ વાત માનવા તૈયાર થાય તેમ નહતો. છતાં રૂશીઆના તમામ શત્રુઓમાં આ સોલોમન જેવો ગુપ્ત અને પ્રભાવશાલી બીજો કોઇ શત્રુ નહતો. તે નિહિલિસ્ટોને મદદ કરવામાં પોતાના રક્તસમા દ્રવ્યનો છુટે હાથે ઉપયોગ કરતો. તેની પાસે કેટલાય નોકરો હતા છતાં તેના ઘરમાં તેણે એક પણ રશીયન નોકર રાખ્યો નહતો.

જોસફ ત્યાં આવવાનો હતો તે સમાચાર તેને અગાઉથી વેપારના પત્રદ્વારા મળી ગયા હતા. "રોગીને આરામ થયો છે." એટલે કેદખાનામાંથી નિહિલિસ્ટ કેદી સહીસલામત નાસી છૂટયો છે આવી તેની સાંકેતિક ભાષા હતી, એટલે એ દ્વારા આ સમાચાર તો તેને મળી ચુકયા હતા. જોસફ સોલોમનને ત્યાં આવ્યો ત્યારે એક જર્મન પરિચારિકાએ તેની અભ્યર્થના કરતાં પૂછયું:—

"શેઠ ! એક જર્મન મીસ્ત્રી આવવાની વાત કરતા હતા તેજ તમે કે ? તમે ક્યાંથી આવ્યા છો ?"

"બર્લિનથી" જોસફે ટુંકામાં ઉત્તર આપ્યો.

"ઘણે દુરથી આવ્યા છો. થાકી ગયા હશો. પ્રથમ અંદર ચાલો. કાંઇક નાસ્તો કરી જરા સ્વસ્થ થાઓ. પછી શેઠ સાથે તમારી મુલાકાત કરાવી તમારે સુવા બેસવાની વ્યવસ્થા કરી આપીશ."

કેટલાક દિવસ પછી આજ સારી રીતે જમી જોસફે પોતાની ક્લાન્તિ દૂર કરી. જમી રહ્યા પછી પરિચારિકા તેને એક ઓરડામાં લઈ ગઇ. ઓરડાના દરવાજા આગળ એક જાડો મુખમલનો પડદો નાખેલો હતો. ઓરડો મોટો હતો પરંતુ તેની છત કંઈ બહુ ઉંચી ન હતી. તે ઓરડામાં નાના પ્રકારનું ફરનીચર હતું તથા એક બાજુ એક મોટો લોખંડનો સ્ટવ પડયો હતો. વચ્ચોવચ એક મોટા ટેબલ પર ચોપડા તથા કાગળોનો થોક હતો. સોલોમન કોહેન તે ટેબલ પાસે બેસી કાંઇક લખતો હતો. ટેબલ પર એક લેમ્પ બળતો હતો. પણ તેના ઉપર એવું એક આવરણ હતું કે તેથી આખા ઓરડાનો અંધકાર દૂર થતો ન હતો. તે ઓરડાના એક ખૂણામાં બીજું એક નાનું ટેબલ હતું અને એના પર પણ એક લેમ્પ બળતો હતો. તેની નજીક એક ખુરસી પર બેસી રેબેકા સીલાઈ કામ કરતી હતી.

પરિચારિકા જોસફને ત્યાં લાવી પોતાના માલીકને "શેઠ! આ નવા મીસ્ત્રી આવ્યા છે." કહી ચાલી ગઇ.

સોલોમનનું વય પચાસથી વધુ ન હતું પરંતુ તેના વાળ સફેદ થઇ ગયા હતા. પેટ સુધી લટકતી લાંબી દાઢીની પણ તેજ દશા હતી. તેની આંખો ચળકતી અને દ્રષ્ટિ અંતરભેદી હતી. નાસિકા તિક્ષ્ણ અને સીધી હતી. માથે મોટી તાલ હતી. નાળીયેરના કાચલાની માફક એક નાની ટોપી તેના માથા પર પડી હતી. શરીરે એક જુનો ઝભ્ભો (ગાઉન) પહેર્યો હતો. કલમ કાને ખોસી તિક્ષ્ણ દ્રષ્ટિથી જોસફના સામું ક્ષણવાર જોઇ રહી મૃદુ સ્વરે તે બોલ્યો:—

"તમેજ નવા મીસ્ત્રી કે ! ચ્હેરો તો તમારી બુદ્ધિની સાક્ષી પુરે તેવોજ છે." સોલોમન આમ બોલતાં ઉઠી બારણું બંધ કરી પાછો આવી બેઠો અને બોલ્યો, તમારું નામ શું ?"

" મારું નામ જોસફ કુરેટ "

" આપણે પછી વાત કરીશું. હાલ હું તમને મારી કન્યા સાથે ઓળખાણ કરાવું."

સોલોમનની વાત સાંભળી રેબેકા ત્યાં આવી; અને તેણે જોસફના તરફ પોતાનો હાથ લંબાવ્યો. તેના ચહેરા સામું જોઇ જોસફ આશ્ચર્ય-ચકિત થઇ ગયો. આવું અનુપમ સૌંદર્ય તેણે કદી જોયું ન હતું. બર્થા પણ સુંદરી હતી છતાં જોસફને લાગ્યું કે બર્થા રેબેકાની દાસી થવા જેટલી યોગ્ય ન હતી. આતો જાણે પ્રત્યક્ષ સૌંદર્યજ.

જોસફનો હાથ પકડી રેબેકા મધુર સ્વરે બોલી " તમે અમારા સ્વદેશવાસી છો. તમે અમારે ત્યાં આવ્યા તેથી મારૂ હૃદય આનંદથી ઉભરાઈ જાય છે. મારી વહાલી માતૃભૂમિની સ્મૃતિ આજ તમારા આગ-મનથી વધુ ને વધુ તાજી બને છે. જ્યારે દેશ છોડયો ત્યારે હું કેવળ બાલિકા હતી. છતાં દેશની વાત હું જરાય ભુલી નથી. ત્યાં પાછા જવાને જે વ્યાકુળતા થાય છે તે જણાવાનીય મારી શકિત નથી. "

જોસફ એક શબ્દેય બોલી શકયો નહિ. તેની શકિત હરાઇ ગયેલી લાગી. તે મુગ્ધ થઈ મૌન ઉભો. તેને લાગ્યું કે તે સ્વપ્ન જુએ છે. તેના મનનો ભાવ જાણી ગઇ હોય તેમ રેબેકા હસતી હસતી બોલી: "તમે ઘણાજ થાકેલા જણાઓ છો, તમારા આરામમાં હું ખલેલ નહીં કરૂં. હું ધારૂં છું તમારે કેટલાક દિવસ અહીં રહેવાનું થશે. આપણે વળી ફરી મળીશું."

રેબેકા પાછી પોતાની જગ્યાએ જતાં જોસફ કાંઇ પ્રકૃતિસ્થ થયો. રેબેકા પ્રતિના શિષ્ટાચારમાંની પોતાની ખામી જણાતાં તેને ગ્લાનિ ઉત્પન્ન થઈ.

સોલોમન ફરી બારણુ તપાસી આવી જોસફના ખભા પર હાથ રાખી બોલ્યોઃ—

" જોસફ કુરેટ ! જે દેશમાં તમે આવ્યા છો ત્યાં દિવાલોનેય કાન હોય છે અને રસ્તાના પત્થરોને પણ આંખો હોય છે. ચારે તરફ જોઇને પગલું ભરવાનું છે. એટલું જ નહિ પણ વિશ્વાસ મુકતી વખત પણ સાવધાન રહેવાનું છે. મારા કહેવાનો મર્મ સમજ્યા ?"

" હાં સમજ્યો."

"હમણાં પરિચારિકા આવી મારી આજ્ઞાથી તમને તમારા સુવાના ઓરડામાં લઇ જશે. ત્યાં હું ફરી મળીશ ત્યારે આપણે વાત કરીશું. સમજ્યા ?"

" હા. સમજ્યો."

સોલોમનની આજ્ઞાથી પરિચારીકા આવી બીજા માળના એક સુસજ્જિત ઓરડામાં જોસફને લઇ ગઇ. દશેક મીનીટ પછી સોલોમને તે ઓરડામાં પ્રવેશ કરી કોઇ કંઇ છૂપાયું છે કે નહિ તેની તપાસ કરી. પછી જોસફના પલંગ પાસે આવી બોલ્યો:

"જોસફ ! તમે વિશ્વાસુ હોવાથીજ તમને અહીં મોકલવામાં આવ્યા છે. પરંતુ તેનું કાંઇ પ્રમાણ ?

" હા. તેનું પ્રમાણ આપું છું." એમ કહી ઉઠી જોસફે જાકીટનું અસ્તર ફાડી પેલો ડ્રાફ્ટ તથા કાગળ સોલોમનના હાથમાં મૂકયો.

તેની તપાસ કર્યા વગર સોલોમને તે ખીસ્સામાં મૂકયો અને હસીને બોલ્યો " જોસફ ! તમે જેવા વિશ્વાસપાત્ર છો તેવાજ બુદ્ધિમાન અને સાહસીક છો. તમારા કાર્યથી મને ઘણોજ સંતોષ થયો છે. હવે તમે નિરાંતે આરામ કરો. "

સોલોમન ચાલ્યો ગયો. જોસફ સૂતો પણ નિદ્રા દેવીએ તેનાપર કૃપા કરી નહિ. રેબેકાની વાતજ વારંવાર તેના મનમાં ઘુમવા લાગી. તેનું અવર્ણનીય અનુપમ સૌંદર્ય, મીઠી વાણી અને તેના સ્વદેશપ્રેમે જોસફના ઉપર મોહ જાળ ફેલાવી અંતે નિદ્રામગ્ન થતાં પણ તે સ્વપ્નમાં જોવા લાગ્યો કે જાણે રેબેકાના શાન્ત મૃદુ હાસ્ય ભર્યા મુખે પણ કાંઇક કરૂણ નેત્રે તેના તરફ જોતી તેના ઉશિકા આગળ ઉભી હતી.



## પ્રકરણ ૧૩ મું.

# એન્ગેજમેન્ટ.

શરુઆતમાં કાઉન્ટ સાથે મળતાં બર્થાના મનમાં જોસફની સ્મૃતિ જાગી ઉઠતી અને તેને દુખ થતું. પોતાના પ્રેમથી તેની એવી દુર્દશા થઈ હતી અને પોતે તેનો વિશ્વાસઘાત કરી રહી હતી એમ તેને લાગતું. પરંતુ ધીમે ધીમે જેમ વાસણ રીઢું થાય છે તેમ તે કાઉન્ટની પક્ષપાતિની બની ગઇ હતી, છતાં તે કાઉન્ટને પોતાના અંતરથી ચહાતી હતી કે કેમ તે તો પોતેય ન્હોતી જાણતી. કાઉન્ટેસ થવાનો લોભ અને રાત્રિ દિવસનો તેની માતાનો આગ્રહ તેનું મન બદલાવવાને પુરતાં હતાં.

કાઉન્ટનો સંબંધ આન્ના સાથે એક અતિથિ કરતાં જમાઇના જેવોજ થતો જતો હતો. જમાઇ સાસરામાં જઇ જેવા આનંદથી સ્ફુર્તિ માણે તેમ કાઉન્ટ પણ મઝામાં દિવસ ગાળતો હતો. આન્ના પણ સાસુના જેવો વ્યવહાર કરતી હતી. ધીમે ધીમે કાઉન્ટની રજાના દિવસો પૂરા થવા આવ્યા છતાં કાઉન્ટના તરફથી વિવાહની વાત ફરી નીકળી નહિ. બુઢ્ઢી આન્નાના મનમાં હજારો તર્કવિતર્ક થવા લાગ્યા. કોઇ કોઇ વખત તેને એમ પણ લાગતું કે માત્ર અયશઆરામ કરવાના હેતુથીજ કાઉન્ટ આમ વર્તતો હશે. પણ કાઉન્ટની સ્ત્રીઓને રંજન કરવાની દક્ષતાથી વળી તેના તરફ તે સરળ દ્દષ્ટિથી જોતી.

અંતે એક દિવસ પોતાના ખાસ રૂમમાં બોલાવી તેણે કાઉન્ટને કહ્યું:—“ કાઉન્ટ ! આજ મારા ખાસ રૂમમાં મેં તમને એટલા માટે બોલાવ્યા છે કે મારે તમારી સાથે કાંઇક ખાસ વાત કરવાની છે, બર્થા

તરફનું તમારૂં ખેંચાણ મારી તો શું પણ કોઇનીએ આંખથી છુપું રહ્યું નથી. આખા નગરમાં એજ વાતો ચાલી રહી છે. બર્થાનું હૃદય તથા તેનું વર્તન પણ એજ સાક્ષી પુરે છે. તમારા આ ખેંચાણનું પરિણામ શું ! તમારી રજા તો પુરી થવા આવી. કહો આ વાત ખરી છે કે ? "

" ખરી છે. હું બર્થાને મારા અંતઃકરણપૂર્વક ચ્હાઉં છું. હું તમારી આગળ આ વાત કરવાનો હતો પરંતુ ન કરી શકયો તેનું કારણ એ હતું કે મને લશ્કરી નોકરીમાં કાંઇ સારો પગાર મળતો નથી. તે ઉપરાંત બીજી કોઇ ઉપજનો રસ્તો પણ નથી. સામાન્ય ખર્ચજ ચલાવવો જ્યાં મુશ્કેલ થઇ પડે ત્યાં હું બર્થાને સારી રીતે શી રીતે રાખી શકીશ ? આ વિચારેજ હું અટકયો હતો. નહિ તો મ્હેં કયારનીય તમને વાત કરી હોત ? "

" આવા નજીવા કારણસર તમારે મુંઝાવાની કાંઈજ જરૂર નથી. તમે જાણો છો તો ખરાજ કે બર્થાને તેના બાપ તરફથી પંદર લાખ ફ્રાંક મળવાના છે. તમે બર્થા સાથે લગ્ન કરો તો તે તમારાજ છે. પછી તમારે નોકરી શા માટે કરવી પડે ? અને પંદર લાખ ફ્રાંક શું તમને ઓછા પડે ? "

" પંદર લાખ ઓછા પડે ? અરે અમારા તરફ ભાગ્યેજ કોઇ જમીનદાર હશે કે જેને પંદર લાખથી વધુ કીંમતની મીલકતેય હોય. " કાઉન્ટ આનંદને ન દબાવી શકયો.

આન્નાએ ગંભીરતાથી પૂછ્યું:—" ત્યારે હવે શું કહો છો ? "

વળી પાછો કાઉન્ટ ગંભીર બન્યો અને બોલ્યો:—" તમે જાણો છો કે ટુંકા પગારમાં પોઝીશન સાચવી રહેવામાં કેટલીક વખત દેવું કરવું પડે છે. હુંય દેવાનો ભોગ થતાં બચ્યો નથી. વળી તે ચુકવ્યા વિના તેમજ નોકરીમાંથી રાજીખુશીથી નામ કઢાવ્યા વિના મારાથી અહીં આવી શકાય નહિ. આમ બન્ને બાબતમાં નાણાંની જરૂર છે અને લગ્ન પહેલાં તમારી પાસે માગણી..........."

કાઉન્ટ બોલતાં બોલી ગયો. પરંતુ તેને લાગ્યું કે આમ બધી વાત કરી દેવી તથા લગ્ન પહેલાં માગણી કરવી તે અઘટિત છે તેથી ગુંચાવા લાગ્યો. આન્ના ક્ષણવાર તેના સામે જોઇ રહી પછી બોલી:—

" હા. વાત તો ખરી છે. તમારે દેવું ચુકવવા તથા નોકરીમાંથી માનસહ નામ કમી કરાવવા કેટલા પૈસાની જરૂર પડે ? "

" ઓછામાં ઓછા એક લાખ ફ્રાંક "

આવડી મોટી રકમ સાંભળી આન્ના શું કહેશે ? તથા પોતાનું સુખસ્વપ્ન હંમેશને માટે ભાગી જશે કે શું ? એવી શંકા તેને થવા લાગી પરંતુ જ્યારે તે બુઢ્ઢીનો જવાબ તેણે સાંભળ્યો ત્યારે તે આશ્ચર્યથી મુગ્ધ બની ગયો.

" બ......સ ! એક લાખજ ફ્રાંક ! આટલી નજીવી રકમ માટે તમે જીંદગીભર દુઃખી થવા ઇચ્છો છો ? અને મારી બર્થાનું સુખ પણ નાશ કરવા ઇચ્છો છો ? એ તે કઇ એવી મોટી રકમ છે ? એટલી રકમ તો મારી એક દિવસની આવકની થાય છે. ફીકર નહિ. અહીંથી જતાં પહેલાં મને યાદ દેવડાવજો. હું તમને આપીશ. "

કાઉન્ટ આનંદમાં ભાન ભૂલી ગયો. તે ઉઠી બુઢ્ઢીને ગળે વળગી પડયો અને તેના બંને ગાલે ઓઠનો સ્પર્શ કરતાં બોલ્યોઃ " તમે ખરેખરજ મારી મા છો. આજ તમને મારી ખરા દીલથી મા કહી હું ધન્ય થયો છું. "

ધન્ય રૂપબાઇ ! ધન્ય તમારી મોહિની શકિત.

" આજ તમને જમાઇ તરીકે બોલાવતાં મને સંતોષ થાય છે. ચાલો, આપણે જરા ફરી આવીએ. હું બર્થાને પણ તૈયાર થવા કહી દઉં. "

બુઢ્ઢી ઉઠી બર્થાના ઓરડામાં જઇ બર્થાને બાઝી પડી અને તેના મોઢા ઉપર ઉપરાઉપરી ચુંબન કરવા મંડી. બર્થા બોલીઃ—

" શું છે મા ! કેમ આજ આટલો બધો આનંદ થાય છે ? "

" ખરેખર બેટા ? આજથી તું કાઉન્ટેસ વોન ઓરનબર્ગ થઇ. કાઉન્ટ લગ્ન માટે સંમત થયા છે. એક દિવસમાંજ તમારા વાગ્દાન ( એન્ગેજમેન્ટ ) ના સમાચાર બહાર જણાવવામાં આવશે. હવે મારૂં જીવન ધન્ય થયું. "



## પ્રકરણ ૧૫ મું.

---

# બર્થા-કાઉન્ટેસ વૉન ઓરનબર્ગ.

બર્થા કાઉન્ટેસ થશે અને પોતે કાઉન્ટેસની માતા તરીકે ઓળખાશે એ આનંદથી બુઢ્ઢી આન્નાનું મગજ લગભગ વિકૃત જેવું થઈ ગયું. ફ્રીટઝ તથા પીટર પણ પોતે કાઉન્ટના સાળા અને કાઉન્ટેસના ભાઈ થવાથી ઘણા આનંદ પામ્યા છતાં ફ્રીટઝને લાગ્યું કે બુઢ્ઢીએ આ કામમાં બહુજ ઉતાવળ કરી છે પણ તે કાંઇ બોલ્યો નહિ. છતાં પીટર જરા વધુ ગંભીર હતો. તેણે કહ્યું: "મા ! આવી ઉતાવળ કરવી કામની નથી. જેની સાથે વધુ પરિચય નથી. જેના સ્વભાવ, ચારિત્ર્યનો પૂરો અનુભવ નથી. જે માત્ર પંદર વીસ દિવસ એક અતિથિ તરીકેજ રહેલ છે તેના ઉપર આટલો બધો વિશ્વાસ મૂકી લગ્ન જેવી બાબતમાં આમ ઉતાવળ કરવી તે ઠીક નથી."

પણ બુઢ્ઢી આ સાંભળી રહે એવી હતી ? તે તડુકી ઉઠી કે "આજકાલના છોકરાની અક્કલ તો જુઓ. જાણે હું તો કેવળ મૂર્ખજ છું ! જા. જા. મારી દીકરીનું લગ્ન હું મારી પોતાની જોખમદારીથી કરૂં છું. બધીય જોખમદારી મારે માથે છે. તમારે માથું મારવાની કંઇ જરૂર નથી."

બન્ને ભાઇઓ તેનો સ્વભાવ સારી રીતે જાણતા હતા. તેથી કાંઇ બોલ્યા નહિ. કારણ કાઉન્ટેસ વોન ઓરનબર્ગના ભાઇ થવાની આશા તેઓ પણ છોડી શકે તેમ નહતું.

આન્નાએ બર્થા અને કાઉન્ટની એન્ગેજમેન્ટના સમાચાર પેપરોમાં એટલુંજ નહિ, પરંતુ કાઉન્ટના વંશ, ચારિત્ર્ય, ગુણ વગેરે સંબંધી પણ એક લાંબો કાગળ છપાવી જ્યુરિચનાં તમામ સંભાવિત કુટુંબો તથા પોતાના સ્નેહિ સંબંધીઓ પર મોકલી આપ્યો. તેનો આનંદ માતો નહતો. અઠવાડીયું પુરૂ થતાં કાઉન્ટને જવાનો સમય થયો. આન્નાએ પોતાના વચન મુજબ એક લાખ ફ્રેન્ક કાઉન્ટને આપ્યા. કાઉન્ટ વિદાય થયો.

લગ્ન થતાં પહેલાંજ એક પરદેશીના હાથમાં આવડી મોટી રકમ ગયેલી જોઈ ફ્રીટઝ તથા પીટર બળી ઉઠયા. ફ્રીટઝ બોલ્યોઃ—

"મા! દિવસે દિવસે ત્હારી અક્કલ મારી જાય છે કે શું? એક વિદેશીના હાથમાં લગ્ન પહેલાં આટલી મોટી રકમ આપતાં તને જરાય વિચાર ન થયો? કોણ જાણે છે કે તે બર્થાને ખરેખર ચ્હાય છે? તારા દબાણથી તે લગ્ન કરવા તૈયાર થયો હશે તોય શી ખબર? કદાચ આવી મોટી રકમ હાથમાં આવ્યા પછી તે છટકી જશે અને પાછો નહીં આવે તો તારે પસ્તાઇને મરવું પડશે. તેં શાથી જાણ્યું કે તને નહિ છેતરે? તેનો ધંધોજ આમ પૈસા મારવાનો હશે તો તને શી ખબર છે?"

આન્નાના હૃદયમાં પ્રલયનો અગ્નિ ઉત્પન્ન કરવા આ શબ્દો બસ હતા. તે એકદમ ઉકળી ઉઠી બોલીઃ—

"તારા મ્હોંડામાં આવા શબ્દો? કાઉન્ટ વિશ્વાસઘાતક! રે છોકરા! તને દુનિયાનો શો અનુભવ છે કે આવી આવી વાતો કરે છે! કાઉન્ટ માટે આવા અપમાનભર્યા શબ્દો બોલતાં ત્હારી જીભ કેમ ટૂટી નથી પડતી? પૈસા મારા છે. મારા પૈસા હું લુંટાવી દઇશ તેમાં ત્હારે શું? મને આવા શબ્દો કહેવાનો તને અધિકાર શો છે?"

બન્ને જણ ચૂપ થઇ ગયા. કોઇ કાંઇ બોલી શક્યું નહીં. બર્થા પણ વાગ્દાન થયા પછી કાઉન્ટની પક્ષપાતિની બની ગઈ હતી. તેના વિરૂદ્ધ કોઈ કાંઇ કહે તે તે સહન કરી શકતી નહિ. તે પણ કાઉન્ટ પાછળ એક રીતે દિવાનીજ બની ગઇ હતી. પરન્તુ આ દિવાનાપણામાં પ્રેમ નહતો, મોહ હતો. કારણ હજી તે જોસફને ભૂલી નહતી. પ્રથમ યૌવનના ઉન્મત્ત પ્રેમતરંગો વારંવાર યાદ આવતા. જોસફનું મુખ રાત દિવસ તેના હૃદયમાં ડોકીયાં કરતું. બર્થા તેને દૂર કરવા યત્ન કરતીઃ "જોસફ પ્રેમહીણો વિશ્વાસઘાતી, ઠગારો!" વગેરે બોલતી તેની સ્મૃતિને ભૂંસી નાખવા મથતી હતી.

ધીમે ધીમે લગ્નની તૈયારીઓ થવા લાગી. બંગલાને રંગરોગાન તથા બીજી બધી ધામધૂમો જોરથી ચાલી. લગ્નના પોષાક માટે બર્થા અને આન્ના જ્યુરિચની એક એક દુકાને ફરી વળ્યા પરન્તુ કાઉન્ટેસને લાયકનો પોષાક તેમને જ્યુરિચ નગરમાં મળતોજ ન હોય તેમ આન્નાને લાગ્યું. તેણે પેરિસ ફેશનેબલ પોષાક માટે ઓર્ડર આપ્યા. કોઇ દિવસ જ્યુરિચમાં ન થઈ હોય તેવી ધામધૂમ કરી અઢળક ખર્ચ કરવાની આન્નાની ઇચ્છા હતી. તે મુજબ બધી તૈયારીઓ થવા લાગી.

કાઉન્ટે ગયા બાદ રોજ બર્થાને પ્રેમપત્રો લખવા માંડયાં. બર્થા પણ વર્ષો સુધી જોસફને પ્રેમપત્રો લખી એ વિદ્યામાં કુશળ બની ગઇ હતી. તે રોજ જાતે પોસ્ટ ઓફીસમાં જઈ કાઉન્ટના કાગળો લાવતી અને કલાકોના કલાકો બેસી પ્રત્યુત્તર લખતી. જાણે પ્રેમપત્રોનું દ્વંદ્વ-યુદ્ધજ ચાલ્યું ન હોય!

કાઉન્ટે આન્ના ઉપર પત્ર લખી જણાવ્યું કે ડીસેંબર પહેલાં તે નોકરીમાંથી છૂટો થઇ શકે તેમ નહોતું. માટે લગ્નનું મુહૂર્ત ડીસેંબરમાંજ રાખવું. બર્થાને આથી ઘણું અભિમાન આવ્યું, પણ તે લાચાર હતી. કાઉન્ટે પોતે નવેંબરમાં આવશે એમ બર્થાને જણાવ્યું હતું. કાઉન્ટ નવેંબરના છેલ્લા અઠવાડીઆમાં પોતાના એક પિતરાઇ ભાઇ તથા એક નોકર સાથે જ્યુરિચ આવી પહોંચ્યો.

લગ્નના દિવસ માટે આન્નાએ ઘણી ધામધૂમ કરી હતી. પરન્તુ તેને દૈવ પ્રતિકુળ લાગ્યા. સવારથીજ આકાશમાં વાદળાં જામ્યા હતા, અત્યંત જોરથી પવન સુસવાતો હતો વીજળીઓ ચમકતી હતી અને વૃષ્ટિ પણ ધીમે ધીમે વધતી જતી હતી. પ્રકૃતિદેવીની આ ભયંકરતાનો પડઘો આન્નાના હૃદયમાં પણ પડયો. તેને લાગ્યું કે આ અપશુકન છે અને તેથી લગ્નનો દિવસ બદલાવાની ઇચ્છા પણ થઇ. પણ હવે તે કાંઇ બોલી શકે તેટલો સમય ન હતો. પ્રકૃતિ ઉપર તેને એવો તો ક્રોધ આવ્યો કે જો કદાચ તે તેના કારખાનાનો એકાદ નોકર હોત તો તેના તે હાલહવાલ કરી મૂકત.

લગ્ન માટે મહા સમારોહથી બધા દેવળમાં જવા નીકળ્યા. પરન્તુ ભયંકર વૃષ્ટિથી જે આડંબર કરવા આન્નાએ ધાર્યો હતો તે ન થયો. છૂટક છૂટક જેને જેમ ફાવ્યું તે રીતે તેઓ દેવળમાં પહોંચ્યા. બહારના પણ ઘણાં માણસો આ લગ્ન જોવા ત્યાં આવ્યાં હતાં.

લગ્ન થઇ ગયા અને સૌ ઘેર આવ્યાં છતાં પ્રકૃતિ દેવીએ તો જાણે આ લગ્નથી બર્થાનું ભવિષ્ય કહેતી હોય તેમ પોતાનું કાર્ય ચાલુજ રાખ્યું. ' હનીમુન ' માટે જર્મની જવાની ગોઠવણ કરી રાખી હતી તે મુજબ કાઉન્ટ અને કાઉન્ટેસ વૉન ઓરનબર્ગ જર્મની જવા ઉપડી ગયા.

સ્મિથ એન્ડ સન્સના કારખાનામાં કામ કરતો એક બીજો જોસફનો મિત્ર હતો. જોસફ સંટપીટર્સબર્ગથી વખતો વખત તેને પત્ર લખતો. તેણે તેજ દિને આ લગ્નના સમાચાર તથા કાઉન્ટ માટે ચાલતી ગપ્પો જોસફને લખી જણાવી. તથા સાથે સાથે ભલામણ પણ કરી કે " આ લગ્નથી આઘાત ન પામતાં રૂશીઆમાં કોઇ સુંદરી યુવતીના પ્રેમમાં પડવું હવે ખોટું નથી. "



## પ્રકરણ ૧૬ મું



## રેબેકા કોહેન

સોલોમન કોહેનને ત્યાં જોસફ અત્યંત સુખમાં રહેતો હતો. તેની કર્તવ્યપરાયણતાથી સોલેમને તેના પર પુત્રવત્ પ્રેમ કરતો હતો.

સામાન્ય મનુષ્યો કરતાં સોલોમન વિલક્ષણ હતો. તેણે તેના નામ પ્રમાણેજ ગુણ રાખ્યા હતા. તે એટલો તો તિક્ષ્ણ દૃષ્ટિવાળો, કૂટનીતિજ્ઞ, વિવેચક, દૂરદર્શી, બુદ્ધિમાન અને અત્યંત સતર્ક હતો કે રૂશીઆને માટે તે ઘણોજ ભયંકર હતો. નિહિલિસ્ટ મંડળના મેરૂદંડની ઉપમા તેને આપવામાં જરાય અતિશયોક્તિ ન થાય. એ મંડળને અનેક પ્રકારે સહાય કરવા છતાં તે એટલો સતર્ક રહેતો હતો કે પોલિસ કોઇ દિવસ પણ તેના તરફ શંકાની દૃષ્ટિ કરી શકી ન હતી. તે અત્યંત ઉત્સાહી નિહિલિસ્ટ હતો એ વાત રાજતંત્રમાંના કોઇના સ્વપ્નમાંય આવી ન હતી, છતાં નિહિલિસ્ટોના નેતાઓ સાથેના તેના પત્રવ્યવહારને જરાય વિરામ ન હતો. રૂશીયાના પાટનગરમાં બેઠે બેઠે તે નિહિલિસ્ટ હિલચાલનાં સૂત્રોની દોરીઓ ખેંચતો હતો. પરન્તુ ગવર્નમેન્ટ તે જરાય જાણી શકતી નહીં. આથીજ કહીએ છીએ કે તે સાધારણ મનુષ્ય ન હતો. છતાં તેનું વર્તન તથા વાણી એવાં હતાં કે બધાં એમ જ ધારતાં કે એના જેવો સરળ પ્રકૃત્તિવાળો, વિનયી અને સદાશયી મનુષ્ય આ જગતમાં ભાગ્યેજ હશે.

લોકોની ધારણા હતી કે સોલોમન પૈસાનો પુજારી—બીજો શાયલોક હતો. પરંતુ તે જેમ અઢળક પૈસો પેદા કરતો તેમ ખાનગી રીતે તેનો ખર્ચ પણ એટલોજ હતો. તેની ઉપજના પ્રમાણમાં તે ભેગું કરી શકયો ન હતો. તેના હજાર જાતના ધંધા હોવાથી જોસફ હંમેશાં કંઇને કંઇ કામમાં ગુંથાએલોજ રહેતો અને તે કાર્ય પણ તે દક્ષતાથી પૂરૂં કરતો.

થોડાજ વખતમાં જોસફ અને રેબેકા વચ્ચે સ્નેહ બંધાયો. રેબેકાના વર્તનથી જોસફ મુગ્ધ બની પોતાનું હૃદય હારી બેઠો. પોતાનાં આત્મીય સ્વજનથી વિમુખ થઇ પડેલો વિદેશી જોસફ રેબેકાનાં સહાનુભૂતિ અને સ્નેહથી કૃતજ્ઞ બની ગયો. તેના અપૂર્વ સૌંદર્યથી મુગ્ધ થવા છતાં તે મુગ્ધતામાં લાલસા ન હતી. એક ભક્તની માફક પવિત્ર હૃદયથી તે તેની પૂજા કરતો. ક્રમે ક્રમે તેમના વચ્ચેની મિત્રતા ગાઢ બની. આ સમયે તેને ઝ્યુરિચથી તેના મિત્ર દ્વારા બર્થા અને કાઉન્ટના લગ્નના સમાચાર મળ્યા. તેના હૃદયને ઘણો આઘાત થયો. તેને હજી આશા હતી કે કોઇ દિવસ એવો આવશે કે તે બર્થાને મેળવી શકશે. પરંતુ તે ક્ષીણ આશાનો પણ લોપ થઇ ગયો. તેને જીવન પર ઘૃણા ઉપજી પરંતુ રેબેકાના સદ્‌વ્યવહારથી તે પ્રકૃતિસ્થ થયો. વળી તેને વિચાર આવ્યો કે જો રેબેકા તેના પર પ્રસન્ન થાય તો તેને પ્રાપ્ત કરી તે સુખી થઇ શકે ખરો. જે સ્ત્રીએ તેનું હૃદય લઇ લઇ ખેલવાના રમકડાની માફક તેની સાથે ખેલ કરી તેને છેતર્યો–તેનો વિશ્વાસઘાત કર્યો એવી નીચ સ્વભાવની સ્ત્રી માટે તે શા માટે હાય વરાળ કરીને મારે? તેનું હૃદય ધીમે ધીમે નવીન આશાથી રેબેકામય બની ગયું.

પરન્તુ રેબેકાનું હૃદય અદ્‌ભુત અને રહસ્યમય હતું. તે તેના પર સ્નેહ રાખતી, તેની કાળજી રાખતી, મમતાથી તેનું કોમળ હૃદય પરિપૂર્ણ થઇ જતું પરંતુ તેમાં પ્રેમાસ્પદ પ્રણયિનીનો પ્રેમ જોસફને જણાતો નહિ. તે પોતાના ઉપર એવો પ્રેમ રાખે છે એવો વિશ્વાસ જોસફને આવતો નહિ. રેબેકાએ કોઇ પણ દિવસ એવો સહજ પણ ભાવ જોસફ આગળ પ્રકટ કર્યો ન હતો. આથી જોસફ તેનું હૃદય પારખી શક્યો નહિ. એક વખત છેતરાયેલો યુવક પોતાનું હૃદય ખોલવાનું પણ સાહસ કરી શક્યો નહિ. આમ અગ્નિ સાથે રમત કરવી ઠીક નથી એમ વિચારી સોલોમન કોહેનની રજા લઇ આમ તેમ રખડી જીવન પુરૂં કરવાનો તેણે નિશ્ચય કર્યો.

તેના મનની આ સ્થિતિ હતી તે સમયે એક દિવસ તેને સમાચાર મળ્યા કે તેણે રશીઆથી પાછું સ્વીટ્ઝર્લેંડ જવાનું છે. આ સમાચાર મળતાં તેનું હૃદય વ્યથિત થવા લાગ્યું. આ વખતેજ તેને સમજાયું કે રેબેકાને છોડી જવામાં તેને કેટલું દુઃખ થતું હતું. પરંતુ નિહિલિસ્ટોની આજ્ઞા અનુલ્લંઘનીય હતી તે તે જાણતો હતો. કમને પણ સ્વીટઝર્લેંડ જવું જ પડશે એ તેની ખાત્રી હતી. આ આજ્ઞા ઉલ્લંઘન કરવાનો કોઇ માર્ગ

ન જણાતાં છેવટે તે સોલોમનને શરણાપન્ન થયો. સ્વીટઝર્લેંડ ન જતાં તેનીજ પાસે પોતાને રહેવાનું થાય એવી વ્યવસ્થા કરવા તેને આગ્રહ કર્યો. સોલોમને કહ્યું: "એમ બનીજ નહીં શકે. નેતાનો હુકમ માન્ય કરવો જ પડશે." છતાં તેણે જોસફની ઇચ્છાનુસાર પ્રયત્ન કરવા માંડયો. જોસફને જવા દેવામાં તે પણ નારાજ હતો. તેના જેવો વિશ્વાસુ અને કર્તવ્યપરાયણ બીજો એક પણ માણસ તેની પાસે ન હતો. જોસફના જવાથી તેને ઘણું જ નુકશાન થાય તેમ હતું તે તે જાણતો હતો.

છતાં જોસફ શા માટે જવા નારાજ હતો તે જાણવાની તેને ઉત્કંઠા થઇ. તેણે પૂછ્યું:—"સ્વીટઝર્લેંડ તો તારો સ્વદેશ. સ્વદેશ જવાની ઇચ્છા કોને ન થાય ? તું તારે દેશ જવાનો સુયોગ કેમ છોડે છે ?"

"તમારી તરફથી મને પિતાના જેવું સુખ મળે છે. મને અહીં આનંદ છે."

"તારા ન જવામાં એજ એક કારણ છે ?"

"દેશમાં મારે કંઇ જ બંધન નથી. અહીં—હું—હું—"

"શું કહે છે ? કેમ અટકે છે ? કહે જે કહેવાનું હોય તે કહી દે."

"હું આપની કન્યાને ચ્હાઉં છું."

જોસફની વાત સાંભળી સોલોમનનું મુખ એકાએક ગંભીર બની ગયું, ક્રોધથી એકાએક તે ઉકળી જતો હોય તેમ જણાયો. તેનાં નેત્રો લાલ થઇ ગયાં. પરંતુ મનનો ભાવ ગુપ્ત રાખી કાંઇક સંયમ રાખી બોલ્યો: "રેબેકાય તને ચ્હાય છે ?"

"હું જાણતો નથી. તેના મનનો ભાવ હું જાણી શકયો નથી."

"તેના મનનો ભાવ જાણવા કદી યત્ન કર્યો છે ? તેને કદી પૂછ્યું છે ?"

"ના. પૂછવાનું સાહસ હું કરી શકયો નથી. મારી વાતથી આપ ગુસ્સે થયા છો ? હું તેને મારા પ્રાણથી પણ વધુ ચ્હાઉં છું. મારા મનથી તે દેવી છે. હું મનમાં ને મનમાં તેની હંમેશ પૂજા કરૂં છું. એક ભકતની માફક પૂજા કરવી તે અપરાધ કે નહિ તે હું જાણતો નથી, પરંતુ એટલું તો સાચું કે આપની ઇચ્છા વિરૂદ્ધ હું કાંઇ જ નહીં કરૂં."

સ્થિરભાવે સોલોમન બોલ્યો: "ના. જોસફ ! મને તારા તરફ અસંતોષેય નથી થયો તેમ હું ગુસ્સે પણ નથી થયો."

" આપ ગુસ્સે નથી થયા જાણી મને અત્યંત આનંદ થાય છે. એક વાત જાણવાની મને ઘણી અધિરાઇ થઇ છે. મારી આશા કોઇ દીવસ સફળ થઇ શકશે ખરી ?"

એકાએક સોલોમનનું મુખ વધુ ગંભીર બની ગયું. તેના કપાળની નસો તરી આવી. ઉત્તેજનાથી તેના હાથની મુઠીઓ વળી ગઇ. આ જોઇ જોસફ કાંઇક ભયભીત થઇ ગયો. તે કાંઇક બોલવા જતો હતો એટલામાં સોલોમન બોલ્યોઃ

"જોસફ ! તું એ આશા ત્યાગ કર. એ આશા પૂર્ણ થવી કેવળ અસંભવ છે."

" તમે અસંગત ન કહેતાં અસંભવ કેમ કહ્યું ?"

જોસફના મુખ પર સ્થિર દષ્ટિ રાખી સોલોમન બોલ્યોઃ

"અસંગત છતાંય અસંભવ. હું ફરીથી કહું છું કે કેવળ અસંભવ. એ આશા તું હૃદયમાંથી દુર કર."

" તમે વિજ્ઞ છો. વિવેચક છો. છતાં તમો મારા શરીરના રકત-પ્રવાહને અટકાવવાની આજ્ઞા કરો છો. મારી આશા સંભવ શી રીતે યા શા માટે તે હું જાણી શકું તેમ છું ?"

કાંઇક નિવૃત થતાં સોલોમન બોલ્યોઃ "જોસફ કુરેટ ! હું તારૂં તે કુતૂહલ દુર કરી શકું તેમ નથી. અત્યારે તો નહિં જ."

જોસફ કાંઇ ન બોલતાં નીચું જોઇ તે ઓરડામાંથી જવા તત્પર થયો. તેને ગંભીર સ્વરે સોલોમને કહ્યુંઃ "સાંભળ જોસફ ! એક વાત મારે જાણવી છે. તું રેબેકાને ચ્હાય છે તે તે જાણે છે ? તને એવો કદીય ભાસ થયો છે ?"

જોસફ પાછો ફરી બોલ્યોઃ "ના. હું જાણતો નથી, છતાં પોતાના પર પ્રેમ રાખનારને સ્ત્રીઓ તરતજ ઓળખી શકે છે—પ્રેમ જાણી શકે છે. સ્ત્રીનું હૃદય સ્વચ્છ હોવાથી પ્રેમિકનો પ્રેમ તેમાં પ્રતિબિંબિત થાય છે."

આના જવાબમાં સોલોમને જે કહ્યું તેથી જોસફનું આશ્ચર્ય વધી ગયું. સોલોમન બોલ્યોઃ

"તારી વાત શુદ્ધ પ્રેમિકના જેવી જ છે. તારો પ્રેમ હદ ઓળંગે તે પહેલાં નિઃસંદેહ થવાની જરૂર છે. તેં મને જે બધી વાતો કરી છે તે તું રેબેકાને પણ કહી જો. એમ કરવાથી તેના મનનો ભાવ જણાઇ આવશે. તું જોઇ શકીશ કે તારી આશા પૂર્ણ થવાનો રતિ માત્ર સંભવ નથી."

ત્રણ દિવસ વિતવા છતાં જોસફ રેબેકાને એ વાત કહી શકયો નહિ. તેના ભાવભંગી અને વર્તનની તે પરીક્ષા કરવા લાગ્યો. છેવટે તેની ખાત્રી થઇ કે રેબેકા તેને ચ્હાય છે. પરન્તુ રેબેકા તેને ચ્હાતી હોય પછી તેમનાં લગ્ન શાથી અસંભવ બને તે તેને સમજાયું નહિ. તે જાણતો હતો કે સોલોમન ગરીબાઇનું બ્હાનું કાઢે તેમ ન હતો કારણ નિહિલિસ્ટો સામ્યવાદી હોય છે. ત્યાર પછી હરકત શી?

રેબેકાના મનનો ભાવ જાણવા માટે જોસફ વ્યગ્ર બની ગયો. પરન્તુ પૂછતાં તેને સંકોચ થવા લાગ્યો. અંતે એક સમય લાગ મળતાં તેણે હિમ્મત કરી. કદાચ સોલોમને જાણી જોઇને જ એવો પ્રસંગ આણી આપ્યો હોય એમ લાગતું હતું. એક દિવસે એક નાટકમાં તેડી જવા સોલોમને રેબેકાને વચન આપ્યું. જવાનો સમય થતાં રેબેકા તૈયાર થઇ સોલોમનને કહેવા લાગી:—

"ચાલો, બાપુ! થીએટરમાં જઇએ."

સોલોમન તે વખતે કાંઇક લખતો હતો. ઉંચુ જોઇ તે બોલ્યો: "એક ઘણાજ જરૂરના કામમાં ગુંથાયો છું બ્હેન! મારાથી તો તારી સાથે નહીં અવાય!"

"મને પહેલાં કહેવું હતું ને! હું કપડાં પહેરીને આવી અને તમે હવે આમ કહો છો. પહેલું કહ્યું હોત તો હું તૈયારજ ન થાત."

"હું ન આવી શકું તોય તને હરકત નહીં આવે. જોસફ તારી સાથે આવશે."

પિતાની આજ્ઞાથી રેબેકા જોસફને તેડી નાટક જોવા ગઇ. તેઓ નાટકશાળામાં પહોંચ્યાં પણ જોસફ કેટલાય યત્ન કરવા છતાં રેબેકાને કાંઇ કહી શકયો નહિ. આવતી વખત ઉપર તેણે કહેવાનું મુલતવી રાખ્યું. નાટક પૂરૂં થતાં તેઓ નાટકશાળામાંથી નીકળ્યા. ઠંડી જોરથી પડતી હતી. ચારે તરફ બરફ જામેલો હતો. રાત્રિ નિર્મળ હતી. બન્ને જણ જોડા જોડ ગાડીમાં બેસી ઘર તરફ ચાલ્યાં. ગાડી ચાલવા માંડતાં જોસફ બોલ્યો:

"આ રીતે તમને સાથે લઇને ફરવા જવામાં મને કેટલો આનંદ થાય છે તે હું તમને શી રીતે જણાવું, રેબેકા?

"તમને એકલાનેજ આનંદ થાય છે એમ નથી. મને પણ ઘણોજ આનંદ થાય છે."

રેબેકાના શબ્દોથી જોસફનું મુખ લાલ થઇ ગયું. તેના હૃદયના ધબકારા વધવા લાગ્યા. તેને લાગ્યું કે આશા ફળશે ખરી. તે બોલ્યો:

"તમારી વાત સાંભળી અત્યંત સુખી થયો છું. કારણ—કારણ રેબેકા—"

ઘણો યત્ન કરતાંય જોસફના મુખમાંથી વધુ શબ્દો ન નીકળ્યા. રેબેકા તેના તરફ સ્નિગ્ધ દૃષ્ટિથી જોઇ બોલીઃ—

"કારણ કહીને અટકો છો કેમ? જે કહેતા હોય તે કહો. અચકાઓ નહિ"

સહાનુભૂતિપૂર્ણ કોમળ કંઠસ્વર સાંભળી જોસફનો સંકોચ દૂર થયો. તેને કાંઈક હિમ્મત પણ આવી. પોતાનો હાથ રેબેકાના હાથ પર મૂકી તે બોલ્યોઃ "કારણ હું તમને ચ્હાઉં છું."

જોસફની વાત સાંભળી રેબેકા ચંચળ થઇ ઉઠી. જોસફ તરફ એકવાર દૃષ્ટિ કરી તેણે બીજી તરફ નજર ફેરવી. અંધકારમાં જોઇ શકાતું હોત તો જોસફ જોઇ શકયો હોત કે તેનાં નીલમ સ્યાં બન્ને નેત્રો અશ્રુથી ભરેલાં હતાં.

છતાં રેબેકાનો ભાવાંતર તે જાણી શકયો. તે ડરતો ડરતો બોલ્યોઃ "મારી વાતથી તમને ખોટું લાગ્યું છે?"

માનસિક ચંચળતા દબાવતાં તે બોલીઃ "ના, જોસફ! ત્હારી વાતથી મને ખોટું લાગ્યું નથી."

કાંઇક અભિમાનભર્યા સ્વરે જોસફ બોલ્યોઃ "ખોટું ન લાગ્યું હોય તો મારી વાતથી તમે ચંચળ બની ગયાં કેમ? કહે, રેબેકા! તું કહે કે 'હું તારો અપ્રીતિભાજન નથી' એ મારી ધારણા ખોટી છે?"

રેબેકા દૃઢ સ્વરે બોલીઃ "જોસફ! તું જાણતો નથી કે મારા હૃદયમાં છૂરિકાઘાત કરી તું મને કેવી રીતનું દુઃખ આપી રહ્યો છે."

જોસફ સ્તંભિત થઈ ક્ષણવાર મૌન રહી પછી અસ્ફુટ સ્વરે બોલ્યોઃ "તારી વાત એક કોયડા જેવી દુર્બોધ્ય છે. હું તેનો મર્મ સમજી શકતો નથી."

"ભલે તે કોયડોજ રહ્યો. તારે તેનો મર્મ સમજવાની જરૂર નથી."

"ના, રેબેકા! મારે એ જાણવું જ જોઇએ. મારી વાતથી તું અસંતુષ્ટ થઇ છે એમ જાણ્યું હોત તો કદાપિ તે જાણવાનો આગ્રહ કરત નહિ. પણ હું જાણું છું કે તું મારી ઉપેક્ષા—અવગણના કરતી નથી."

"તારી અવગણના કરૂં? શું મારૂં હૃદય સ્ત્રીહૃદય નથી?" રેબેકા દુઃખ ધરતી બોલી.

રેબેકાની નજીક મોઢું લાવી જોસફ બોલ્યોઃ "ત્યારે તું પણ મને વ્હાય છે ?"

રેબેકા અત્યંત ચંચળ બની ઉઠી. બે એક મીનીટ તો કાંઇ બોલી નહિ, ત્યારબાદ તે દીર્ઘનિઃશ્વાસ નાખી બોલીઃ— "હા. હું તને વ્હાઉં છું. બ્હેન તેના ભાઇને વ્હાય એવી રીતે હું તને વ્હાઉં છું."

જોસફ દીર્ઘનિઃશ્વાસ નાખી બોલ્યોઃ "હું એવો પ્રેમ ઇચ્છતો નથી. રેબેકા ! હું તો તારો ભાઈ નથી ! નારી પોતાના પ્રિયતમને જે ભાવે વ્હાય એ ભાવનો હું ભૂખ્યો છું. હું તો તને મેળવવા ઇચ્છું છું."

"જોસફ ! ફરીથી મારા હૃદયમાં આવો કાતિલ ઘા ન કર. એનું દુઃખ અસહ્ય છે."

"હું તને ઘા કરૂં છું ?" જોસફ ખિન્ન-સ્વરે બોલ્યોઃ "શું કોઇપણ સ્ત્રી પોતાના પ્રેમિકને મુખે પ્રેમની વાત સાંભળી તેને કાતિલ ઘા સમજે ! તું જ કહે છે કે તું મને વ્હાય છે !"

"હા. બ્હેન ભાઇને વ્હાય તેમ હું તને વ્હાઉં છું." આટલું બોલી રેબેકા બન્ને હાથે મુખ ઢાંકી રૂદન કરવા લાગી. હૃદયનો આવેગ શમાવી ન શકવાથી તે રડી. ડુસકે ડુસકે રડી. જોસફ વિસ્મિત થઇ ગયો. તે જાણતો હતો કે ગમે તેવા દુઃખમાં પણ રેબેકાની સંયમ-શક્તિ અસાધારણ હતી. છતાં તેને આમ રડતી જોઇને હતબુદ્ધિ થઇ ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળી શક્યો.

મનનો ભાર હલકો થતાં રેબેકા ભગ્ન-સ્વરે બોલીઃ "જોસફ ! આ વાત ફરીથી મને કદી કરીશ નહિ. કારણ હું તારી સાથે લગ્ન કરી શકીશ નહિ. આપણું મિલન અસંભવ છે."

"અસંભવ ?"

"હા. અસંભવ ફરી પણ કહું છું કે અસંભવ. આ જીવનમાં આપણું મિલન અસંભવ."

"પણ તેનું કારણ મને જણાવીશ નહિ ?"

"હાલ મને તે વાત ન પૂછીશ. વળી કોઇ દિવસ કહીશ. હું તને ભાઇની માફક વ્હાઇશ. તું મને બ્હેન તરીકે વ્હાજે. તારી સાથે પરણવું મારે માટે અસાધ્ય છે."

જોસફ કાંઇ બોલ્યો નહીં. ગાડી ધીમે ધીમે ઘર સુધી આવી પહોંચી. જોસફના હૃદયમાં જે કાંઇક આશાનો ક્ષીણ આલોક હતો તે પણ નિર્વાપિત થઇ ગયો. તેના હૃદયમાં ગાઢ અંધકાર છવાઇ રહ્યો. તે

મનમાં બબડયો: "જીવીને હવે સુખ શું છે? હવે તો મૃત્યમાંજ શાંતિ. હવે તો મરીને જ આ દુઃખમાંથી છૂટવું. જીવન મારે માટે તો વિડમ્બનામય જ."

ગાડી ઘર આગળ આવી પહોંચતાં જોસફે રેબેકાને હાથ ઝાલી નીચે ઉતારી, અને તેનો હાથ ઝાલી તે ચાલ્યો. અંધકારમાં જરાક દૂર જઇ તે એકાએક ઉભો રહી રેબેકાને મૃદુસ્વરે કહેવા લાગ્યો: "રેબેકા તારી ઇચ્છા યા આજ્ઞા મારે માટે તો અનુલ્લંઘનીયજ છે. તારા વિચારોને હું સમ્મત છું. તને બ્હેન માફક ચ્હાઇશ પરન્તુ મારા મનની વાત તું જાણી શકી છે. મારૂં અંતર તું જોઇ શકી છે. તારા એ આકર્ષણથી દૂર રહેવું મારે માટે અસાધ્ય છે. પરન્તુ પ્રણયી યુગલ જેમ પરસ્પર હૃદયે વળગી અધરે અધર મીલાવે છે તેમ તે આનંદ અને સુખ મને તું માત્ર એકજ વખત આપ. તે મારા જીવનની હંમેશની શાંતિ અને સ્મૃતિ રૂપ રહેશે!

રેબેકા મુખથી એક શબ્દ ન બોલી. તેણે એક દીર્ઘનિઃશ્વાસ નાખી ઉન્મત્તભાવે તેને આલિંગી જોસફના હૃદય પર મસ્તું નાખી દીધું. બન્નેના તૃષાતુર ઓઠો વ્યાકુળતા સહ જોસફે તેનું મુખ ચુંબન કર્યું. પરસ્પર જોડાઇ ગયા પછી સુદૃઢ બાહુબંધનમાંથી પોતાને મુક્ત કરતાં થોડી વારે રેબેકા બોલી:

"કેવી સુંદર માદકતા! કેવું સુખ! પણ જોસફ! તારી કબુલાત પાળવાની ઇચ્છા હોય તો હવેથી તું મને કદી પણ આ રીતે પ્રલુબ્ધ કરીશ ના."

"અત્યારેજ જો મારૂં મૃત્યુ થાય તો આહા! કેવું સુખકારક તે બને?" જોસફ બોલ્યો.

"ના, ના, ના, એ વાત મોઢે પણ લાવતો નહીં. જેણે મારો સર્વનાશ કર્યો છે તેને સજા કરવા માટે તારે જીવતા રહેવુંજ જોઇએ."

વળી આ કેવી વાત! જોસફ આશ્ચર્યમાં ડુબી ગયો.



## પ્રકરણ ૧૭ મું.

# પરામર્શ.



રેબેકાની સાથે જોસફને જે વાતચીત થઇ હતી તે તેમણે કોઇના આગળ પણ જણાવી નહતી. એટલુંજ નહિં પરન્તુ તેમના વચ્ચે પણ ફરીથી એ વાતની આલોચના થઇ નહતી. આ બીનાને એક અઠવાડીયું વીતી ગયા પછી એક દિવસે સોલોમને જોસફને પૂછયું: "રેબેકાના મનનો ભાવ જાણ્યો કે? તેણે શું કહ્યું?"

"આપની વાત અક્ષરશ: ખરી છે. તેણે કહ્યું કે એ આશા પૂર્ણ થવાનો જરાય સંભવ નથી."

ક્ષણવાર મૌન રહી ગંભીર ભાવે સોલોમને ફરી પૂછયું: "અસંભવ શામાટે તેનું કારણ તેણે કહ્યું કે?"

"ના."

સોલોમને બીજું કાંઇ પૂછયું નહિં. જોસફનું મન તે કારણ જાણવા અધીરૂં થઇ રહ્યું હતું. પણ રેબેકાને મોઢેજ તે સાંભળવાની આશા હોવાથી તે મૌન રહ્યો.

દિવસો વીતવા લાગ્યા પરન્તુ રેબેકાને મુખેથી તે કાંઇ જાણી શક્યો નહિ. તે અધીરો થઇ ગયો. તેના હૃદયમાં અશાન્તિ અને અસંતોષે યુદ્ધ મચાવ્યું. જે રેબેકાએ તેના મનપર અધિકાર જમાવ્યો છે તેને પ્રાપ્ત કરવાની આશા નહતી. રેબેકા ગમે તેટલો આદર ગમે તેટલી મમતા બતાવતી છતાં તે બન્નેનું અંતર અનુલ્લંઘનીય હતું. આથી એની મમતા પણ જોસફ માટે દુ:સહ થઇ ઉઠી. આથી કોઇ ઉત્તેજનાપૂર્ણ કાર્યમાં જોડાઇ જવાની જોસફને તીવ્ર ઇચ્છા થઇ. પરન્તુ નિહિલિસ્ટ મંડળમાં જોડાયા પછી તે સ્વતંત્ર નહતો.

જ્યુરિચ છોડયા પછી તેણે પોતાનાં મા બાપને એક પત્ર સરખોય લખ્યો નહોતો, તેમ તેમના તરફથી પણ તેને સમાચાર મળે તેમ ન હતું.

જોસફને રૂશીઆ મોકલીને જ નિહિલિસ્ટો છાના માના બેઠા નહતા. પણ તેમણે એક ભયંકર કાવતરૂં શરૂ કરી દીધું હતું અને તે વ્યર્થ ન જાય તે બાબત બહુજ સતર્કતા રાખવામાં આવી હતી. જોસફને સોલોમન તરફથી ખબર મળી હતી કે તે કાવતરાંનો ઉદ્દેશ સફલ કરવાનો મુખ્ય ભાર જોસફને સોંપવામાં આવનાર હતો. પરંતુ તે શું તે તેઓ જાણતા નહતા. આથી જોસફ ઉત્કંઠિતચિત્તે તે આજ્ઞાની રાહ જોવા લાગ્યો. નિહિલિસ્ટ મંડળના નાયકના આજ્ઞાવાહક નોકર તરીકેજ માત્ર આંધળા બનીને તે આજ્ઞા ઉઠાવવાને તત્પર ન હતો પરંતુ કઠોર કાર્યભાર માથે લઇ તેમાં સફળતા મેળવવા બધાને પાછળ રાખી પોતાને સ્વાધીનતાના સંગ્રામમાં આગળ જવાની તેને હોંસ હતી.

સોલોમન પાસે એક દિવસ તે પોતાનું મન ખુલ્લું કરતાં બોલ્યોઃ " કદાચ કોઇ વિપદ્જનક કાર્ય પૂરૂં કરતાં હું પકડાઇશ તો મારૂં મૃત્યુ અનિવાર્ય, પરંતુ તેથી શું નુકશાન છે ? મારાં માબાપ વગર મારે માટે આંસુ સારે એવું એક પણ માણસ નથી અને માબાપ પણ મારો શોક કાળે કરીને ભુલી જશે. "

દૃઢભાવે સોલોમન બોલ્યોઃ " ભાઇ ! એ વિચારોનું દમન કર. આપણા સંપ્રદાયના ઉદ્દેશ સફળ કરવામાં ત્રણ વિષય તરફ નજર રાખવાની છે. પહેલી સતર્કતા, બીજી દૂર દૃષ્ટિ અને સહિષ્ણુતા. તું ધીરજથી સમયની પ્રતીક્ષા કર. તારી આશા યથાસમયે પૂર્ણ થશે. સહિષ્ણુતાના અભાવે આપણો ઉદ્દેશ વ્યર્થ થશે અને આપણો નાશ અપરિહાર્ય થશે."

આ વાતને પખવાડીયું વીત્યા બાદ એક દિવસે ગંભીર રાત્રે જોસફના શયનકક્ષના દ્વારપર કોઇએ ટકોરા મારવાનો અવાજ થયો. આપણે જોઇ ગયા છીએ કે આ ઓરડો બીજે માળે હતો. ત્યાં બીજો કોઇ ઓરડો ન હોવાથી એકાંતમાં સોલોમન જોસફ સાથે બધા પરામર્શ ત્યાંજ કરતો હતો.

વારંવાર ટકોરા થતાં જોસફ જાગી ઉઠયો. તેણે જોયું કે સોલોમન ત્યાં ઉભો હતો. તેણે ગાઉન પહેર્યો હતો, માથે કાળી મખમલની ટોપી હતી, પગમાં સપાટ અને હાથમાં ચોર ફાનસ ઝીણું બળતું હતું.

અંદર આવી બારણું બંધ કરી તે ધીમે સ્વરે બોલ્યો " જોસફ ! તારી સાથે કંઇકવાત કરવાની છે. "

અત્યંત સાવચેતીથી સોલોમન આટલી મધ્ય રાત્રિએ અહીં આવેલો હોવા છતાંય તે એક જણની તીક્ષ્ણ દૃષ્ટિ ચૂકાવી શકયો ન હતો. બારણું બંધ થતાંજ એક જણ નિઃશબ્દો આવી બારણાને કાન લગાડી ઉભું રહ્યું. ઘણી વખત બહુજ સાવચેતી રાખવાથી સાવચેતી રાખવાનો હેતુનો નાશ થાય છે. અહીં પણ એમજ થયું.

હાથમાનું ફાનસ ટેબલ પર રાખી સોલોમન ખુરસી પર બેઠો. પછી તીક્ષ્ણ દૃષ્ટિથી જોસફ તરફ જોઇ ધીમા સ્વરે બોલ્યો:— "જોસફ! જે સુયોગની તું રાહ જોતો હતો તે આવી પહોંચ્યો છે."

આનંદથી જોસફના નેત્રો વિકાસ પામ્યાં. તે ધડકતે હૃદયે કંપતે સ્વરે બોલ્યો: "સરસ સમાચાર."

"મને ચોક્કસ ખબર મળ્યા છે કે આટલા લાંબા સમય પછી અમારો ઉદ્દેશ સફળ થવાનો સંભવ હવે જણાય છે. આ હતભાગ્ય દેશના દુઃખી નર નારીઓનાં દુઃખ દુર્ગતિ ટાળવાની બાજી જલ્દીજ રચાશે. એને માટે જે તૈયારીઓની જરૂર હતી તે બધી થઇ ચૂકી છે. એકાદ બે ચીજ માત્ર બાકી છે. જો આ કાર્ય સફળ થાય તો આખું જગત વિસ્મિત થઇ સ્થંભી જશે. આ દેશની રાજનીતિનું એવું પરિવર્તન થઇ જશે કે આખો યુરોપ સ્વપ્નની માફક નિહાળી રહેશે.

"એ બાજીનો ઉદ્દેશ શો છે?"

ચારે તરફ ફરીથી નજર કરી સોલોમન જોસફના મુખ તરફ જોઇ બોલ્યો: "રૂશ સમ્રાટનું ખૂન."

જોસફના હૃદય પર એકા એક આઘાત થયો હોય તેમ લાગ્યું. તેનો ચ્હેરો લીલાશ મારી ગયો. તેના શરીરે રોમાંચ થયા. તેનો આ ફેરફાર જોઇ સોલોમન આશ્ચર્ય પામતાં બોલ્યો "બંધુ! તારૂ હૃદય અત્યંત કોમળ છે. ત્હારે તેને લોખંડના જેવું મજબુત બનાવવું જોઇએ. જો આ કઠણ કાર્યમાં અગ્રસર થતા સંકોચ થતો હોય તો હજી પણ વખત છે. એક પગલું પણ આગળ ગયા પછી પાછા ફરવાનો સમય નહીં રહે. અસીમસાહસી વિના બીજાથી આ કાર્ય થાય તેમ નથી. હજી તું તારા હૃદયને પથ્થરનું બનાવી શકયો નથી."

જોસફ લજ્જીત થયો તેમ તેને રીસ પણ ચઢી. સોલોમને પોતાને કાયર ધાર્યો આથી તેને ખોટું લાગ્યું. જાણે નાટકનો અભિનય કરતો હોય તેમ છાતી પર હાથ રાખી તે બોલ્યો:

" તમે મને ઓળખી શક્યા નથી, હું ઉમ્મરે નાનો હોઈશ પ્રૌઢના જેટલો અનુભવ મને નહીં હોય, પણ સંસારમાં કેટલા માણસો મારી માફક આશાભંગ થયા છે? કેટલાનાં જીવનની ઇચ્છાઓ આશાઓ અને આદર્શો આમ ભાગ્ય વિડંબનાથી ચૂર્ણ વિચૂર્ણ થઇ ગવાં છે? આઘાત પર આઘાત સહન કરી જીવનારા મારા જેવા અભાગી આ દુનિયામાં કેટલા છે? મ્હોતના ડરથી મારો નિશ્ચય ફરે એમ નથી. એ વાતનો આપ વશ્વાસ રાખો "

" તને આઘાત કરવા મેં કહ્યું ન હતું, હું જાણું છું કે તારી કર્તવ્યનિષ્ઠા પ્રશંસનીય છે. તારાં સાહસ અને નિશ્ચયની દૃઢતા પર હું વિશ્વાસ મૂકું છું. હાલ તારી એ કર્ત્તવ્યનિષ્ઠા અને દૃઢતાની પરીક્ષા આવી પહોંચી છે. કાલે રાત્રે બાર વાગે આજ શહેરના એક નિર્જન ભાગમાં આપણી ગુપ્ત સમિતિની સભા થશે. ત્યાં કેટલીક ચર્ચા થશે. તને તે કાર્યનો ભાર સોંપવાનો ઠરાવ થશે. એ કાર્યમાં તારા પ્રાણનો ભય છે. કદાચ મૃત્યુને આલીંગવું પણ પડશે."

સોલોમનના શબ્દો સાભળી જોસફ ઉશ્કેરાઇ ગયો હતો. તે જેમ તેમ પોતાને શાન્ત કરતો બોલ્યો; " હું મૃત્યુ ભયથી ડરતો નથી. જે કાર્ય મને સોંપવામાં આવશે તે હું સફળ કરવા જરા પણ અચકાઇશ નહિં. "

સોલોમન ખુરસી ઉપરથી ઉઠી, મહા આનંદથી જોસફ સાથે કર મર્દન કરતાં હસીને બોલ્યો: " બંધુ! તારૂં સાહસ પ્રશંસનીય છે. પરમેશ્વર આ વિષમ વિપદમાં તારૂં રક્ષણ કરો. તું કાર્ય સાધન કરી નિર્વિઘ્ને પાછો આવીશ ત્યારે મને કેટલો આનંદ થશે તે તું શું જાણે? કાલે રાત્રે સાડા અગીઆર વાગે અહીંથી નીકળી રાજમાર્ગ પર જજે. ત્યાં સામી બાજુએ એક ફાટલાં લુગડાંવાળી, વિખરાયલા વાળવાળી. ભૂખે મરતી એક ભિખારણને તું જોઇશ. તે તારી સાથે વાત નહીં કરે તેમ તને જોયો છે એવું પણ નહીં જાણવા દે. તારે વગર બોલ્યે ચાલ્યે તેની પાછળ જવું. જો જે તે તારી નજરમાંથી બહાર ન જતી રહે. એક માઇલ ગયા પછી એક જુના મકાને પહોંચીશ. તે મકાનમાં અંધકારમાંજ પ્રવેશ કરજે. કેટલીક મીનીટ પછી એકજણ અંધકારમાંથી તને " કોણ છે?" એમ પ્રશ્ન કરશે. તું અસંકોચે જવાબ દેજે " સ્વાધિનતા " આ શબ્દ તે ગુપ્ત સભામાં પ્રવેશાધિકારનો સાંકેતિક શબ્દ છે. પછી તે માણુસ તારો હાથ પકડી કેટલીક સીડીઓ વટાવી એક ભોંયરામાંના એક

ઓરડામાં લઇ જશે. તે ઓરડામાં સભા મળવાની છે. તારે જે જે કરવાનું છે તે તને સમજાવ્યું. યાદ રાખજે. હવે તું સુઇજા. હું જાઉં છું."

સોલોમનની વાત પૂરી થઇ છે. જાણી બારણા બહાર ઉભેલી વ્યક્તિ તરતજ નિઃશબ્દે ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ. સોલોમન બારણું ઉઘાડી, જે રસ્તે આવ્યો હતો તે રસ્તે ચાલ્યો ગયો. કોઇ તેની આ ગુપ્ત વાત સાંભળી ગયું છે એવી તેને સહજ પણ શંકા ન હતી.

ઉત્તેજનાથી જોસફનું મગજ ગરમ થઇ ગયું હતું. તે સુતો પણ તેને ઉંઘ ન આવી. જીવનના સારા નરસા, આશા નિરાશાના પ્રસંગો એક પછી એક સ્મૃતિપટ પરથી સરવા લાગ્યા. તે દીર્ઘનિશ્વાસ નાખી આંખો મીચી બોલ્યો. " લાગે છે કે આ વખત આ બધાનો અંત આવી જશે. રેબેકા! રબેકા!!:



# પ્રકરણ ૧૮ મું.

## મુગો મુનીમ



આજે દિને રેબેકા તેના પિતા પાસેથી જાણી શકી કે તેજ રાત્રે જોસફને ગુપ્ત સમિતિમાં જવાનું છે. આ સમાચારથી રેબેકા અત્યંત ભયભીત થઇ તેના મનમાં ઘણું દુઃખ થવા લાગ્યું. એકવાર છુપી રીતે જોસફની મુલાકાત લેવા તે તૈયાર થઈ, પરન્તુ તેને સમય ન મળ્યો. અંતે સાંજ પડતાં પહેલાં તે જોસફને એકાંતમાં મળી.

તે ચંચળતાથી વિચલિત સ્વરે બોલી:–"સાંભળ્યું છે કે આજે આપણે એક ભીષણ અગ્નિ–પરીક્ષા માટે તૈયાર થવાનું છે અને તે પ્રજવલિત અગ્નિકુંડમાં તારે કુદી પડવાનું છે અને એ વિયોગાન્ત નાટકના મુખ્ય નાટક તરીકે તુંજ ચુંટાયો છે."

બોલતાં બોલતાં તેની આંખોમાંથી આંસુ વહી ચાલ્યાં, તેનો વિચલિત કંઠ અને આવેગ તથા ઉત્કંઠા લક્ષ્ય કરી જોસફ જોઇ શક્યો કે રેબેકાનો તેનાપર કેટલો પ્રેમ હતો. રેબેકાના શબ્દોથી દુઃખી થતો વિચલિત સ્વરે તે બોલ્યો: "તારી વાત સાચી છે, જણાય છે કે આજ રાત્રે મારા મોતનો પરવાનો બહાર પડશે."

રેબેકાનું હૃદય કંપી ઉઠ્યું. તેના નેત્રોમાં ભય જણાવા લાગ્યો. તે અસ્ફુટસ્વરે બોલી: "કેવી ભયાનક વાત ! તું કેમ આ મંડળમાં જોડાયો ?"

બહારથી બેદરકારી બતાવતો હસતો હસતો તે બોલ્યો: "એમાં કોને નુકસાન છે?"

"નુકસાન ? નુકસાન તો ખરૂંતો ! તારી ઉમ્મર શી ? હજી તો જીવનની અનેક આશા આકાંક્ષાઓ બાકી છે. માત્ર તારા જીવનનું પ્રભાત-

જ વ્યતીત થયું છે. જીવન મધ્યાન્હે હજી તું પહોંચ્યો નથી. આટલી નાની ઉંમ્મરમાં તું કેમ આટલો નિરાશ થયો છે? શા માટે જીવનને એટલું બધું ભારે અને દુઃખરૂપ મને કરીને, જેમાં તારો જરાય સ્વાર્થ નથી એવા કાર્યમાં આત્મોત્સર્ગ કરવા તત્પર થયો છે?"

"રેબેકા! હું મરણીઓ થઇને આ કાર્યમાં જોડાયો છું. જીવનની શરૂઆતમાં જ જો મૃત્યુને આલીંગવાનું હોય તો મનુષ્યની માફક મરવું જ વધુ ઉત્તમ. કુતરાની માફક બીજાના મોઢા સામું જોઇ રહી જીવવાથી લાભ શો?"

"સમજી તું આશાભંગ થવાથી જીવનથી આટલો કંટાળી ગયો છે. પણ હતાશ શા માટે થાય છે? બધાની શું દરેક આશા પૂરી થાય છે.? મને જે દુઃખ છે તેની સરખામણીમાં તારૂં દુઃખ તો અત્યંત તુચ્છ છે. છતાંય હું જીવું છું. મારે જીવવુંજ છે. કારણ હજી મારે વેર લેવાનું બાકી છે. અત્યાચારનું ફળ ન ચખાડાય તો મરીનેય સુખી ન થાઉ"

જોસફના હૃદયમાં દબાઇ રહેલું કુતૂહલ જાગી ઉઠયું. તે બોલ્યો, "રેબેકા! તારી આશા ભંગનું શું કારણ છે? શું હજીય તું તે મને નહીં કહે? તારા માટે પાતાળમાં જવા પણ હું તૈયાર છું. જો કોઇએ તારૂં અપમાન કર્યું હોય યા અપકાર કર્યો હોય તો તેને તેના કુકર્મનું ફળ હું જરૂર ચખાડીશ. તેમ નહીં બને તો તે માટે યત્ન કરતાં હું મારો જાન આપીશ કારણ હું તને ચ્હાઉ છું. હું ગમે તેટલા યત્ન કરૂં છું તોય મારો હૃદય ભર્યો પ્રેમ હું છુપાવી શકતો નથી. તારો આ ભાઇ બ્હેનનો અભિનય મને અસહ્ય થઇ પડયો છે."

રેબેકા ભગ્ન-સ્વરે બોલી: "તું મને પ્રેમની વાત કહીશ ના. મારા આગળ એ વાત નિરર્થક છે. એ હું તને અનેક વાર કહી ગઇ છું છતાં કેમ ફરી ફરી ને કહી મને નાહક દુઃખી કરે છે.?"

"પણ તું ખરેખરજ મારા ઉપર પ્રેમ રાખે છે."

"હા, બ્હેન ભાઇના ઉપર રાખે તેવો." રેબેકા મોઢું ફેરવી લેતાં બોલી તેનો હાથ પકડી જોસફ આવેગભર્યા સ્વરે બોલ્યો "એ વાત સાંભળવામાં સુંદર છે. પણ તેથી પ્રેમની ક્ષુધા મટતી નથી. એનાથી તૃપ્તિ થતી નથી."

અત્યંત કષ્ટે આત્મ-સંવરણ કરી, પોતાનો હાથ ધીમે ધીમે ખેંચી લેતી રેબકા બોલી: "તું તારૂં જીવન નષ્ટ કરીશ ના. હજીએ સાવચેત થા. હાથે કરીને અગ્નિમાં કુદી ન પડ, મારૂં અપમાન કરનારને શિક્ષા કરવા

તારે જીવવુંજ પડશે એ વાત શું મેં તને નથી કહી? ખરેખર ! મેં ઘણું સહન કર્યું છે, મને પીડનારને તારે યથાયોગ્ય શિક્ષા કરવીજ પડશે.”

“ તારૂં જીવન શાથી વિષમય થયું છે તે શું મને નહીં કહે ?

“ એકાદ દિવસ કહીશ, પણ હાલ તો નહિં. ”

“ હમણાં ન કહેવાનું કારણ ? ”

“ કેટલાંક કારણોને લીધે હાલ હું તને તારી ઉત્કંઠા દબાવી રાખવાનો આગ્રહ કરૂં છું. તું ધીરજ રાખ. એક દિવસ તું બધી વાત જાણી શકીશ. હુંજ તને કહીશ. પરંતુ હાલ હું તે કોઇ રીતે પ્રકટ કરી શકીશ નહીં.”

જોસફને વધુ બોલવાનો વખત ન આપતાં રેબેકા ઉઠી ત્યાંથી ચાલી ગઇ. જોસફ હતાશ થઇ ગયો. જીવન પ્રતિ તેને મમતા રહી નહીં. જો કે એકાએક ભયંકર વાવાઝોડુ આવી તેના જીવનનો ક્ષીણ તાર તોડી તેને છિન્ન ભિન્ન કરી ગયો

સોલોમન કોહેનનો એક રૂશીઅન નોકર હતો, તેનું નામ એલેકઝાન્ડર કોલન્સ્કી, બે વર્ષ પહેલાં તે ઉત્તર રૂશીઆથી આવ્યો હતો. તેની પાસે ઘણા સંભાવિત ગૃહસ્થોનાં સર્ટીફીકેટ–પ્રમાણપત્ર હતાં. તે સોલોમનના ઘરમાંજ રહેતો હતો. તેના હાથમાં સોલોમનનું હિસાબી ખાતું હતું. કામ જેટલુંજ તે બોલતો. કોઇ સાથે નકામી વધુ વાતચીત તે કરતો નહી. માલીકનું એક પાઇનું નુકશાન તે સહન કરી શકતો નહિ. તે ઘણો ચાલાક અને ચતુર હતો. સોલોમનના ઘરમાં તે ચારે ખૂણે તીક્ષ્ણ દૃષ્ટિ રાખતો છતાં સદા ઉદાસીનની માફક રહેતો. સોલોમનનો તેના પર વિશ્વાસ હતો અને તેનું માન રાખતો છતાં વેપાર સિવાયની ખાનગી બાબતમાં તે તેની સલાહ લેતો નહીં. તેને ખાનગી વાત પણ કરતો નહીં. તેના પૂર્વ જીવનનો ઇતિહાસ કોઇ જાણતું નહી. થોડાબોલો હોવાથી બધા “ મુંગા મુનીમ ” ના નામથી તેનો ઉપહાસ કરતા. પરંતુ તે તરફ લક્ષ આપતો નહીં. તેનુ હૃદય નીરસ હોવાનું બધા કહેતા. તે આમ મુંગો રહેવા છતા પોતાન માલીકની કન્યા રેબેકા સાથે વાતચીતનો પ્રસંગ તે ચૂકતો નહી. કારણ તેના હૃદયમાં રેબેકા માટે રસનો પ્રવાહ વહી રહ્યો હતો.

તેનાં નેત્રો હમેશાં રેબેકાનું અનુકરણ કરતાં. અરસિક હોવા છતાં રેબેકાને ખુશી કરવાના યત્નો તે હમેશ કરતો. તેના મનનો ભાવ રેબેકા જાણતી હતી છતાં રેબેકાના હૃદયમાં તેને સ્થાન મળ્યું ન હતું. રેબેકા મનમાં હસતી અને કોઇકોઇ વાર તેની સાથે રસિકતા કરતી:હતી. આથી કોલન્સ્કી

પોતાને કૃતકૃત્ય માની મોટી મોટી આશાઓ રાખતો. રેબેકા તેની પ્રકાશ ભાવે અવજ્ઞા ન કરતાં તેને બોલાવી મનમાં ખુશી થતી. આથી તેનુ સાહસ વધતું ગયું. એક દિવસ વાત વાતમાં તે બોલી ગયો " રેબેકા! હું તને ઘણોજ ચ્હાઉં છું. તું મને તારો ગુલામ બનાવી લે. મને કૃતાર્થ કર. બોલ રેબેકા! તું મારી સાથે લગ્ન કરીશ?"

તેના સાહસથી રેબેકા પ્રથમ હતબુદ્ધિ બની ગઇ. પણ તરતજ સ્વસ્થ થતાં તેને ક્રોધ ચડયો. તેને સમજાયું કે કુતરાને લાડ લડાવે તો મોઢુંજ ચાટવા આવે. પરંતુ ક્રોધ સંવરણ કરી તેણે કહ્યું " આપણા લગ્ન અસંભવિત છે. તારે તારા મનમાંથી એ વાતજ કાઢી નાખવી."

રેબેકાની વાતપર કોલન્કીને વિશ્વાસ ન આવ્યો. તેણે ધાર્યું કે તે મોઢે અમથીજ ના પાડે છે. પોતાના જેવો સોલોમનનો હિતચિંતક વિશ્વાસુ નોકર રેબેકાને પરણવા ચ્હાય તે તેનું સૌભાગ્યજ. પણ પાછળથી તેને સમજાયું કે રેબેકા તેને ચ્હાતી નહતી. માત્ર મીઠા શબ્દોથી તે તેને છેતરતી હતી. આથી તેને ઘણી રીસ ચઢી. રેબેકાને મેળવવા તે તળે ઉપર થઇ રહ્યો. રેબેકા જેવું રત્ન મેળવતાં સોલોમનનું સત્યાનાશ નીકળી જતું હોય તો પણ ભલે. પરન્તુ એને તો મેળવવીજ એ નિશ્ચય તેણે પોતાના હૃદયમાં દૃઢ કર્યો. છતાં બહાર તેણે પોતાના મનનો ક્ષોભ જરાય પ્રકટ થવા ન દીધો. હંમેશના ક્રમ મુજબ પોતાનું કાર્ય કર્યેજ ગયો.

કોલન્કી પોતાને ચ્હાય છે અને લગ્ન કરવા તૈયાર થયો છે એ વાત રેબેકાએ કોઇને કહી નહીં. તેમ કોલન્કીએ એ વાત ફરીથી કાઢીજ નહીં તેથી રેબેકાએ જાણ્યું કે તેનો રૂપનો નીશો ઉતરી ગયો હશે અને પોતાની ભૂલ સમજાઇ હશે તેથી તે શાન્ત થઇ ગયો છે." આથી તેણે તે વાત પોતાના પિતાને પણ ન કરી. જો સોલોમને આ વાત જાણી હોત તો પ્રેમથી વંચિત થએલો પોતાનો નોકર પોતાનો શત્રુ પણ બની જાય એમ સમજી તે સાવચેત રહ્યો હોત, પરંતુ રેબેકાની આ દુરદર્શિતાથી તેમ ન બન્યું અને પાછળથી તેનું ફળ તેને ભયંકર રીતે ચાખવું પડયું. કોલન્કી કેવો સ્વાર્થી અને ભંયકર હતો તે રેબેકાને સમજાયું નહિ. તેની આ ભૂલનું ભયંકર પરિણામ આવવાનું હતું તેનો તેને ખ્યાલ સરખોય આવ્યો નહિ.

કોલન્કીની આ નાસીપાસીની વાત જોસફ પણ જાણતો ન હતો. તે હંમેશાં પોતાના કામકાજમાં મસ્ત રહેતો હતો, કોલન્કીને ઓળખવા

છતાંય તેની સાથે તેનો ગાઢ સંબંધ ન હતો. જે દિવસે જોસફને ગુપ્ત સમિતિમાં જવાનું હતું તે દિવસે બપોરે જોસફને રસ્તામાં જતાં જોઇ કોલન્કી તેના સામો આવ્યો અને બોલ્યો:—

"તારી સાથે મારે ખાનગી કાંઇક વાત કરવી છે."

"મારી સાથે?" જોસફે પૂછ્યું.

"હા જોસફ! તારી સાથે"

જોસફ કોલન્કી સામે સંદિગ્ધ દૃષ્ટિએ જોતાં બોલ્યો: "શી વાત છે?"

"અડધો કલાક મારી સાથે આવી શકીશ નહીં? ચાલતાં ચાલતાં જ આપણે વાત કરીશું."

બન્ને જણ સાથે સાથે ચાલ્યા. થોડી વાર પછી કોલન્કી બોલ્યો:

"તેં રેબેકા કોહન સાથે પ્રેમાલાપ શરૂ કર્યો છે ખરું ને?"

આવા અસ્વાભાવિક પ્રશ્નથી જોસફ પ્રથમ કાંઇ ન બોલતાં કોલન્કીના સામે જોઇ રહ્યો. તેના મનમાં સંદેહ થયો કે કોલન્કી રેબેકાનો પ્રણયાકાંક્ષી હશે અને તેથી મને પ્રેમ પ્રતિદ્વંદ્વી જાણી ગુસ્સે થયો હશે. તેના પ્રશ્નનો ઉત્તર ન આપતાં જોસફે સામું પૂછ્યું "તેં કોઇ દિવસ રેબેકાને ત્હારો પ્રેમ જણાવ્યો છે?"

કોલન્કી ક્રોધે અધીર થઇ બોલ્યો: "હું તને પુછું છું, તેનો આ ઉત્તર નથી. મને મારા પ્રશ્નનો ઉત્તર જોઇએ. જવાબ દે. એ પૂછવાનો મારો અધિકાર છે."

"અધિકાર? શાનો અધિકાર?" જોસફ ભ્રૂકુંચિત કરતાં બોલ્યો.

"જવાબ માગવાનો અધિકાર. હું ત્હારી સાથે ઝઘડો કરવા ઇચ્છતો નથી. ફક્ત એટલું જાણવા માગું છું કે રેબેકાએ તને આશા આપી છે કે નહિ."

જોસફ સમજ્યો કે રેબેકા એને ચ્હાતી હશે. તે બોલ્યો: "મારો તિરસ્કાર તે કરતી નથી."

"સમજ્યો" ક્રોધથી કોલન્કી અધીર બની ગયો. તેને લાગ્યું કે જોસફને લીધેજ રેબેકાએ તેના પ્રેમનો અનાદર કર્યો છે. તે બોલ્યો: "ત્હારો ટોટો પીસી નાખું તોજ મારા મનની જવાળા શમાય."

"કારણ?"

"કારણ તુંજ મારા પ્રેમનો પ્રતિદ્વંદ્વી છે. તું મારા હાથમાંથી રેબેકાને છીનવી જવાનો યત્ન કરે છે." કોલન્કી ઉંચો નીચો થતાં બોલ્યો.

જોસફની ખાત્રી થઇ કે એને લીધેજ રેબેકાએ પોતાને ના પાડી હતી. રેબેકાએ એ વાત છૂપાવી તેથી તેને ઘણોજ ક્રોધ થયો. બન્ને જણ પોતપોતાના ભ્રમમાં ભૂલ્યા. જોસફે જો બે મીઠા શબ્દોથી તેની સાથે વાત કરી હોત તો તે તેનો જીવજાન મિત્ર થઇ જાત અને આવી પડનારી આફત હંમેશ માટે ટળી જાત પણ તેનો ક્રોધ તેના હાથમાં ન હતો. તેમ તેને જરા વિચાર કરવા જેટલો સંયમ પણ તે વખતે ન હતો. તે ક્રોધથી બોલ્યોઃ "તારા જેવા વિદેશી રૂશીઅન કદરૂપા બાહુકને પરણે એટલી એ બેવકુફ નથી."

કોલન્કીનો ક્રોધ વધી પડયો. તે જોસફના ઉપર કુદયો. બે હાથે તેનું ગળું દબાવ્યું. જોસફ તેના કરતાં બળવાન અને કસરતી યુવાન હતો. તેણે તેના હાથમાંથી છૂટી, તેને માથા સુધી ઉંચકી સામી દીવાલમાં પછાડયો.

રસ્તામાં જતા આવતા બેચાર જણ આ મારામારીનું કારણ જાણવા આતુર થઇ પ્રશ્ન કરવા લાગ્યા. જોસફ કાંઇ જવાબ ન દેતાં ધીમો ધીમો પોતાને રસ્તે ચાલ્યો. પછડાવાથી થતા દર્દથી ઉંહકારા કરતો કોલન્કી પણ ધીમે ધીમે ઉઠી જોસફને પકડી પાડી તેના સામે આવી બોલ્યોઃ "જોસફ કુરેટ! મારી સાથેના તારા આ વર્ત્તનનું ફળ તારે ભયંકર રીતે ભોગવવું પડશે."

જોસફ ગુસ્સાથી કંપતો હતો. તે તીવ્ર સ્વરે બોલ્યોઃ "મને ડર બતાવતાં શરમ નથી આવતી? ફરી જો મને હાથ અડકાડયો તો ધૂળ ભેગોજ થઇ જઇશ."

"મારામારી કરી લોકોને હસાવવાની મારી ઇચ્છા નથી. પરન્તુ ફરીથી કહું છું કે તારે ભયંકર ફળ ભોગવવું પડશે. તારા હૃદયના લોહી વડે આ અપમાનનો ડાઘ ધોવો પડશે. તું જાણતો નથી કે તું મારા હાથમાં કેવો સપડાયલો છે. તારૂં આવીજ બન્યું છે."

કોલન્કી ચાલ્યો ગયો. તેના છેલ્લા શબ્દો ન સમજાવાથી જોસફ કાંઇક ભયભીત થયો. કોલન્કીના શબ્દો માત્ર ડર બતાવતાજ હતા એમ તેના માનવામાં ન આવ્યું. તેને લાગ્યું કે તેની ગુપ્ત વાત કોલન્કી કોઇ પણ રીતે જાણી ગયો હોવો જોઇએ અને જો તેમ હોય તો તેનું પરિણામ કેવું આવે એ વિચાર આવતાં તેના શરીરમાં કંટક ભોંકાતા હોય તેમ તેને લાગ્યું. છેવટે તેણે મન વાળ્યું કે કોલન્કી અમસ્તો ગુસ્સામાંજ બોલી ગયો હોવો જોઇએ. તે ગુપ્ત વાત શી રીતે જાણી શકે?

છતાં તેને શાન્તિ ન થઇ. ઘેર જઇ કલાક સુધી વિચાર કર્યા પછી તેણે રેબેકાને મળી પૂછ્યું:

"એલેક્ઝાન્ડર કોલન્સ્કી વિષે બધી હકીકત તું જાણે છે?"

આ અચાનક પ્રશ્નથી રેબેકાનું મુખ ઉતરી ગયું. તે ગંભીર બની ગઇ. તે ચંચળતાથી અસ્ફુટ સ્વરે બોલી: "તું એ બીના શા માટે પૂછે છે?"

"કાંઇક કારણ છે. તું એનો જવાબ નહીં આપી શકે?"

બે એક મીનીટ પછી રેબેકા બોલી: "હું જે જાણું છું તે તને જણાવવામાં કશીજ હરકત નથી. તેણે એક વાર મારી પાસે પ્રેમ જાહેર કર્યો હતો. મેં તેની અવગણના કરી હતી."

"તેની મને ખબર છે."

"તેં શી રીતે જાણ્યું?"

"કોલન્સ્કીએજ મને કહ્યું છે."

જોસફે શાન્તચિત્તે બધી વાત રેબેકાને કરી. રેબેકાને સ્તબ્ધ બનેલી જોતાં તેણે પૂછ્યું; "કોલન્સ્કીએ મને જે ભય બતાવ્યો તે વાસ્તવિક છે? ભયનું કાંઇ કારણ છે ખરૂં?" "અપમાનિત માણસો ઘણી વખત એવો ભય બતાવે છે. પરંતુ તેમાં કાંઇ સાર હોતો નથી. તે આપણી ગુપ્ત વાત જાણતો નથી. તારા બળનો અનુભવ તેને થયો છે. હવે તે તારૂં નામ નહીં દે. એની વાત પર ધ્યાન આપવા જેવું નથી." રેબેકાએ ગંભીરતાથી કહ્યું.

રેબેકાના જવાબથી જોસફ નિશ્ચિંત થયો. પરંતુ તેના મનમાંથી ખટકો ગયો નહિ. તેણે કોલન્સ્કીના ઉપર તીક્ષ્ણ દષ્ટિ રાખવા તથા પોતાના સંદેહની વાત જલ્દીજ સોલોમનને કહી સતર્ક રહેવાનો નિશ્ચય કર્યો. કારણ સોલોમન નિહિલિસ્ટ છે એમ કોલન્સ્કી જાણે તો સોલોમનનો સર્વનાશ અનિવાર્યજ હતો.



## પ્રકરણ ૧૯ મું.

## ગુપ્ત-મંત્રણા-સમિતિ.

આઠના અગીઆરનો ટકોરો થતાં જોસફ તૈયાર થઇ ગરમ ઓવરકોટ પહેરી સોલોમનના રૂમમાં આવ્યો. સોલોમન બેઠો બેઠો કેટલાક કાગળોના ટુકડા અગ્નિકુંડમાં નાખતો હતો. જોસફને જોતાં તે બોલ્યો: "તું તૈયાર થઇને આવ્યો કે? ઇશ્વર તારૂં રક્ષણ કરો. આજ જે કાર્ય માથે લેવાનું છે તે સફળ થતાં આખું યુરોપ સ્થંભિત થઇ જશે."

રેબેકાને તે રૂમમાં ન જોતાં જોસફે પૂછ્યું: "રેબેકા નથી?"

"મોડું થવાથી સુઇ ગઇ હશે. કાંઇ કહેવું હતું?"

"ના. માત્ર જતી વખત વિદાય લેવી હતી."

જતી વખત રેબેકાને ન મળાયાથી જોસફનું હૃદય કકળી ઉઠ્યું. તે દાદર ઉતરી બહાર નીકળ્યો. બારણામાંજ એક બુરખાવાળી સ્ત્રી ઉભી હતી. તે રેબેકા હતી. તેને જોતાંજ જોસફ બોલ્યો:

"રેબેકા! અત્યારે અહીં શું કરે છે?"

"જતી વખત તને મળવા તથા અગત્યના બે શબ્દો કહેવા ઉભી છું. આજ તું જે કાર્ય માથે લેવાનો છે તે અત્યંત ભયંકર છે. જીવનું જોખમ છે. બહુ સંભાળીને પગલું ભરજે. જાણી જોઇને જીવ જોખમમાં નાખતો નહિ." રેબેકા બોલી.

"હં. ભલેને રહ્યું ભયંકર! મારી પાછળ કોણ રડવાનું છે? મારાં માબાપ વિના એવું કોઇ નથી કે જે મારે માટે દુ:ખી થાય." જોસફ અભિમાન કરતો બોલ્યો.

"છે. એક જણ એવું છે કે જે દુઃખી થશે–બળશે. હતાશ થશે. અને તે—હું. જોસફ! એક બ્હેન પોતાના ભાઇ માટે કેટલી દુઃખી થાય તે તું શી રીતે સમજી શકે?"

"છતાં બ્હેન કરતાં પત્નીને વધુ દુઃખ થાય છે. હું તને કેટલો ચ્હાઉં છું પણ? મારી તે આશા નાશ થઇ છે."

"જોસફ! મેં તને કહ્યું નથી કે એ વાત તું મને ન કરીશ. તારે મારી ખાતર—મારા શત્રુ પર વેર લેવા ખાતર જીવવુંજ જોઇશે."

"પણ હજી તું મને તે કારણ તો કહેતીજ નથી."

"ના હાલ નહીં કહું. મને તે ન પૂછીશ"

"ભલે મરણ અને જીવનની સંધીમાં ઉભો રહી હું તને તે નહીં પૂછું પણ જો હું પાછો ન ફરૂં–અને મારી ખાત્રીજ છે કે હું પાછો નહિજ આવું—તો મારા ઓરડામાં એક પેટી છે તેમાં મારા કાગળો અને કેટલીક ચીજો છે. તેનું એક બંડલ કરી મેં રાખ્યું છે તેના ઉપર મારા પિતાનું ઠેકાણું છે. તે બધું ત્યાં મોકલી દેજે. લે આ તે પેટીની ચાવી. હવે મને રજા આપો."

"તું તો મૃત્યુ માટે તૈયાર થયો હોય તેમ લાગે છે. પણ જોસફ! મારી વાત સાંભળ. આજનો ભાર તને સોંપવામાં આવે તે બાબત બહુ સાવચેત રહેજે. જીવન વિપન્ન કરીશ ના. સંભાળીને પગલું ભરજે. આ મંડળમાં બીજા ઘણાય દીર્ઘદર્શી અને પ્રૌઢ મનુષ્યો છે. તું નાની ઉમ્મરનો યુવાન છે. તને તે કાર્ય સોંપે તો તે કાર્ય બીજા કોઇને સોંપવાની તકરાર પણ તું કરી શકે છે. બહુ સાવચેત રહેજે."

બોલતાં બોલતાં રેબેકાનો અવાજ ધ્રૂજવા લાગ્યો.

"તારી શુભ કામના માટે તને ધન્યવાદ આપું છું. તું પણ સાવચેત રહેજે. જો જીવતો હોઇશ તો આપણે ફરી મળીશું. નહિ તો આજ આપણી છેવટની મુલાકાત."

જોસફે એકાએક નીચા વળી રેબેકાના મુખ પર ચુંબન કર્યું. પછી તેને છોડી ઉતાવળે પગલે તે સ્થળ છોડી ગયો. રેબેકા ભારે હૃદયે ઘરમાં ગઇ.

રસ્તાની સામેની બાજુએ એક ફાટેલાં વસ્ત્ર વાળી ટાઢમાં ધ્રૂજતી ભિખારણ જોસફની નજરે પડી, જોસફે તેના તરફ જોતાંજ તે ચાલવા મંડી. જોસફ પણ નિઃશબ્દે તેની પાછળ ચાલ્યો, કેટલેક દુર એક ગલીના

નાકાપર અંધકારમાં તે અદશ્ય થઇ ગઈ. એટલામાં "કોણ જાય છે!" એમ અવાજ અંધકારમાંથી જોસફના કાનપર આવ્યો. "સ્વાધિનતા" એ જવાબ જોસફે આપતાં એક માણસે આવી તેનો હાથ પકડયો અને તેને અંધકારમાં એક મકાનમાં લઇ ગયો. કેટલીક સીડી વટાવી ભોંયરાના એક દરવાજા પાસે તેણે જોસફને ઉભા રહેવાનું કહ્યું: "હવે શું કરવું" એ વિચારમાં જોસફ હતો એટલામાં દરવાજો ઉઘડી ગયો. એટલે પેલો માણસ જોસફને અંદર લઇ ગયો. અંદર ઓરડો વટાવી તેઓ બીજા એક મોટા ઓરડામાં આવ્યા. ત્યાં એક ઝીણું ફાનસ લટકતું હતું. ઓરડો વિશાળ હોવાથી આ ઝાંખો પ્રકાશ ઓરડાને વધુ અંધકારમય બનાવી મુકતો હોય તેમ લાગતું હતું. ત્યાં ઘણા માણસો બેઠા હતા, પેલા માણસે જોસફને સાને મોખરે એક ઉંચા આસનપર બેસાડયો. જોસફ સમજી ચૂકયો કે આજના કાર્યમાં તેનેજ નાયક તરીકે તે લોકો ઠરાવી ચૂકયા હતા.

ક્ષણ પછી સભાપતિ બોલ્યો: "જોસફ કુરેટ! તમે જાણો છો કે અમારો આ દેશ હજારો અત્યાચારથી કચરાઇ રહ્યો છે. સ્વચ્છંદી રાજ્યતંત્રના સ્વેચ્છાચારોથી કરોડો નરનારીઓનાં લોહી ચૂસાઇ રહ્યાં છે. તેમને રડવાની તો શું પણ નિઃશ્વાસ નાખવાની પણ રજા નથી. તે અત્યાચારમાંથી દેશને છોડવવા અમે લાખોની સંખ્યામાં આ સમિતિમાં જોડાયા છીએ. પરન્તુ આવા મહાન અને શક્તિવાળા રાજ્યતંત્ર સામે પ્રકાશભાવે વિદ્રોહ કરવામાં અમને વિજય દેખાતો નથી. તેથી અમે ગુપ્ત રીતે યત્ન કરી રહ્યા છીએ. અને અમારી ખાત્રી છે કે લાખો હૃદયોનું સંબળ હવે થોડાજ સમયમાં વિજય પામશે. જે કાર્ય કરવા આજે આપણે તૈયાર થયા છીએ તે સફળ થશે તો આખા યુરોપનો ઇતિહાસ નવોજ ઘડાશે. આ કાર્યરૂપી યજ્ઞમાં પુરોહિતનું કામ તમારે કરવાનું છે અને તેની કાર્યપદ્ધતિથી તમને હમણાંજ માહિતગાર કરવામાં આવશે."



# ગુપ્ત સમિતિનો આદેશ

ગુપ્ત સમિતિના સભાપતિએ ત્યારબાદ એક પુસ્તક ઉઘાડી તેમાંથી ધીમે ધીમે નામ બોલવા માંડયા. પ્રથમ જોસફનું નામ હતું. ત્યારબાદ બીજા અગીઆર જણનાં નામ હતાં. પછી તેણે ચોપડી બંધ કરી. આ બારે જણ એક લાઇનમાં ઉભા રહ્યા. પછી સભાપતિ બોલ્યો:—

'ભાઇઓ આપણી પ્રધાન મંત્રણા સમિતિએ તમને બાર જણને એક મહાન કાર્યના કઠણ કર્તવ્ય માટે ચુંટયા છે. તમને શું કામ સોંપવામા આવ્યું છે તે સાંભળો. આપણી પ્રધાન મંત્રણા સમિતિએ રૂશીઆના સામ્રાટ ઝાર માટે પ્રાણદંડની આજ્ઞા મંજુર કરી છે અને એ આદેશ તમારે પાલન કરવો પડશે. તમારેજ તેને પ્રાણ દંડ દેવાનો છે.

સભાપતિનું વકતવ્ય સાંભળી સભાસદોમાં મૃદુ ગુંજન થઇ રહ્યું. સૌનાં હૃદય ધડકવા લાગ્યાં. ઝારની હત્યા કરવાનું કામ માથે લેવું પડશે જાણી જોસફનું મોઢું વિવર્ણ થયું. તે કાયર યા બાયલો ન હતો પણ આવા નૃશંસ કાર્યથી તેને અવસાદ થયો હતો. મ્હોતથી તે ડરતો ન હતો. તે સમજી ચુકયો હતો કે આ કાર્ય પુરૂં કરતાં પહેલાંજ તેઓ પકડાઇ જશે અને તેમનું પોતાનું મૃત્યુ ચોક્કસજ આવી પહોંચશે, પરન્તુ જોસફ મરવા માટે તો તૈયારજ હતો. આત્મસંવરણ કરી ધીમે ધીમે તેણે સભાપતિના સામે જોયું.

થોડીવાર મૌન રહી જોસફે તથા તેના સાથીઓ પ્રતિ તીક્ષ્ણ દૃષ્ટિ કરતાં સભાપતિ ફરીથી ગંભીર સ્વરે બોલ્યો:

" ભાઇઓ ! જે કામ તમને સોંપવામાં આવ્યું છે તે કેટલું જોખમ-ભરેલું છે તે કોઇથી અજાણ્યું નથી. પરન્તુ તેથી વિચલિત થવું ચાલે તેમ નથી. આપણે પ્રાણને જોખમે જે વ્રત ગ્રહણ કર્યું છે તેનું ઉદ્યાપન કોઇ પણ રીતે કરવુંજ જોઇએ. રૂશીઆનો ઝાર સ્વેચ્છાચારી અને પ્રજા પીડક છે તેથીજ તેના મૃત્યુદંડની આજ્ઞા થઇ છે અને તે આજ્ઞા આ વિશાળ સામ્રાજ્યના લાંછિત, નિગૃહીત અને અત્યાચારથી જર્જરિત થઇ ગયેલાં કરોડો હૃદયનો પ્રતિધ્વનિ છે. ઝારના જેવા પ્રજાપીડક, સ્વેચ્છા-ચારી અને દાંભીક રાજાનો નાશ થતાં બીજા દેશના યથેચ્છાચારી, અભિ-માની, સ્વાર્થી અને સ્વચ્છંદી રાજાઓનાં હૃદયમાં પણ ચેતન આવશે. જે દીનતા, પાપ અને હીનતાના કીચડમાં માતૃભૂમિ ખુંચી ગઇ છે તે કીચડમાંથી તેને કાઢવાની છે. ત્યારબાદ રૂશીઆમાં નવયુગ પ્રવર્ત્તશે. કોટિ કોટિ મૃતઃપ્રાય અધિવાસીઓ મૃત્યુના મુખમાંથી ઉદ્ધાર પામશે. બંધુઓ ! આ દુષ્કર કાર્યજ આપણા જીવનનું વ્રત છે. એ વ્રતની પવિત્રતા અને ગૌરવનો કોણ અસ્વીકાર કરી શકે તેમ છે ? એવો બાયલો અને સ્વાર્થી કોણ છે કે જે મૃત્યુને અપરિહાર્ય જાણ્યા છતાંય આ વ્રતના ઉદ્યાપનમાં પ્રાણ આપવામાં ગૌરવ અને ગર્વ ન માને ? સ્વદેશના કલ્યાણ માટે કયો મૂઢ પુરૂષ આત્મવિસર્જનથી વિમુખ થાય ? "

બધાને નિર્વાક જોઇ સભાપતિએ જોસફ તથા તેના સાથીઓને ઉદ્દેશીને કહ્યું: " તમને જે વિકટ પણ અત્યાવશ્યક કાર્ય સોંપવામાં આવ્યું છે તે માથે લેવામાં જો કોઇ હરકત હોય તો તે હરકતનું વ્યાજબી કારણ જણાવવા કુંઠિત થશો નહિ."

પરન્તુ કોઇ કાંઇ બોલ્યું નહીં. બધાય મૌન રહ્યા. કોઇ એક શબ્દ પણ બોલતું નથી જોઇ સભાપતિએ ફરીથી ગંભીર સ્વરે કહેવા માંડ્યું:—

" બંધુઓ ! તમારા દૃઢ નિશ્ચયથી ખરેખર હું મુગ્ધ થાઉં છું. તમારા આત્મત્યાગનો પરિચય થતાં મારી આંખમાં પાણી આવી જાય છે. આજ જે કાર્ય તમે માથે લીધું છે તે પૂર્ણ કરવામાં તમારા જીવનની શંકા છે. કદાચ તમારામાંથી એકાદ બે જણ નાસી છૂટશે પરન્તુ બધાને માટે આશા નથી. તમે માતૃભૂમિનાં વ્હાલાં બાળકો છો. દેશ માતૃકાનાં કલ્યાણ માટે તમે પ્રાણ આપવા તૈયાર થયા છો. તમારા મહાત્યાગનો આદર્શ દરેક દેશહિતૈષી માટે અનુકરણીય છે."

"ભાઇઓ ! જે કામ તમને સોંપવામાં આવ્યું છે તે કેટલું જોખમભરેલું છે તે કોઇથી અજાણ્યું નથી. પરન્તુ તેથી વિચલિત થવું ચાલે તેમ નથી. આપણે પ્રાણને જોખમે જે વ્રત ગ્રહણ કર્યું છે તેનું ઉદ્યાપન કોઇ પણ રીતે કરવુંજ જોઇએ. રૂશીઆનો ઝાર સ્વેચ્છાચારી અને પ્રજાપીડક છે તેથીજ તેના મૃત્યુદંડની આજ્ઞા થઇ છે અને તે આજ્ઞા આ વિશાળ સામ્રાજ્યના લાંછિત, નિગૃહીત અને અત્યાચારથી જર્જરિત થઇ ગયેલાં કરોડો હૃદયનો પ્રતિધ્વનિ છે. ઝારના જેવા પ્રજાપીડક, સ્વેચ્છાચારી અને દાંભીક રાજાનો નાશ થતાં બીજા દેશના યથેચ્છાચારી, અભિમાની, સ્વાર્થી અને સ્વચ્છંદી રાજાઓનાં હૃદયમાં પણ ચેતન આવશે. જે દીનતા, પાપ અને હીનતાના કીચડમાં માતૃભૂમિ ખુંચી ગઇ છે તે કીચડમાંથી તેને કાઢવાની છે. ત્યારબાદ રૂશીઆમાં નવયુગ પ્રવર્તશે. કોટિ કોટિ મૃતઃપ્રાય અધિવાસીઓ મૃત્યુના મુખમાંથી ઉદ્ધાર પામશે. બંધુઓ ! આ દુષ્કર કાર્યજ આપણા જીવનનું વ્રત છે. એ વ્રતની પવિત્રતા અને ગૌરવનો કોણ અસ્વીકાર કરી શકે તેમ છે ? એવો બાયલો અને સ્વાર્થી કોણ છે કે જે મૃત્યુને અપરિહાર્ય જાણ્યા છતાંય આ વ્રતના ઉદ્યાપનમાં પ્રાણ આપવામાં ગૌરવ અને ગર્વ ન માને ? સ્વદેશના કલ્યાણ માટે કયો મૂઢ પુરૂષ આત્મવિસર્જનથી વિમુખ થાય ?"

બધાને નિર્વાક જોઇ સભાપતિએ જોસફ તથા તેના સાથીઓને ઉદ્દેશીને કહ્યુંઃ "તમને જે વિકટ પણ અત્યાવશ્યક કાર્ય સોંપવામાં આવ્યું છે તે માથે લેવામાં જો કોઇ હરકત હોય તો તે હરકતનું વ્યાજબી કારણ જણાવવા કુંઠિત થશો નહિ."

પરન્તુ કોઇ કાંઇ બોલ્યું નહીં. બધાય મૌન રહ્યા. કોઇ એક શબ્દ પણ બોલતું નથી જોઇ સભાપતિએ ફરીથી ગંભીર સ્વરે કહેવા માંડ્યુંઃ—

"બંધુઓ ! તમારા દૃઢ નિશ્ચયથી ખરેખર હું મુગ્ધ થાઉં છું. તમારા આત્મત્યાગનો પરિચય થતાં મારી આંખમાં પાણી આવી જાય છે. આજ જે કાર્ય તમે માથે લીધું છે તે પૂર્ણ કરવામાં તમારા જીવનની શંકા છે. કદાચ તમારામાંથી એકાદ બે જણ નાસી છૂટશે પરન્તુ બધાને માટે આશા નથી. તમે માતૃભૂમિનાં વ્હાલાં બાળકો છો. દેશ માતૃકાના કલ્યાણ માટે તમે પ્રાણ આપવા તૈયાર થયા છો. તમારા મહાત્યાગનો આદર્શ દરેક દેશહિતૈષી માટે અનુકરણીય છે."

સભાપતિ બોલી રહ્યા પછી તે બાર જણમાંથી એક જણ આગળ ાવ્યો. તેનું વય લગભગ પચાસ વર્ષનું હતું. તે કદાવર તથા બળવાન ો. તેના ચ્હેરા પર સ્વાતંત્ર્યપ્રિયતા તથા દઢતાની છાપ જણાતી હતી. ભાપતિને ઉદ્દેશીને તે બોલ્યો;

" સભાપતિ મહાશય ! હું જાણવા ઇચ્છું છું કે એક સાથે આટલા ધા માણસોના જીવ જોખમમાં નાખવાનું કારણ શું છે ? આપણી પ્રધાન ંત્રણા સમિતિએ એક અવાજે ઝારના પ્રાણદંડનું ફરમાન કર્યું છે. તેનો ત્તમજ છે. તે સંબંધમાં મારે કાંઇજ કહેવાનું નથી. કોઇ પણ ઉપાયે એની ત્યા થવીજ જોઇએ. હુ તો પૃથ્વીના તમામ દેશના રાજાઓ અને રાજ્ય· ાદીઓની ઘૃણા કરૂં છું. રૂશ સમ્રાટ તરફની મારી ઘૃણા તમારા કોઇના રતાંય ઓછી નથી. કદાચ કાંઇક વધારે હશે. જેઓ કાયદાના આશ્રયે વૈધ સ્યુવૃત્તિ (Licenced Robbery) ની મદદથી દરિદ્ર શ્રમજીવીઓને ઠગી વેપુલ અર્થસંચય કરે છે, તેમનું સર્વસ્વ લુંટી લઇ દરિદ્ર શ્રમજીવીઓમાં હેંચી દેવું એ પણ આપણું બીજું કર્તવ્ય છે. "

એના આ શબ્દોથી સભાસદો ઉત્સાહથી તાળી પાડવા લાગ્યા અને મૃદુસ્વરે તેના મંતવ્યનું સમર્થન કરવા લાગ્યા. વક્તા આથી વધુ ઉત્તેજિત બન્યો. કેટલીક મીનીટ સુધી બધા ચૂપ રહ્યા. રૂમાલે મોઢું લુછતાં ફરી તે બોલવા મંડયો.

" જે વિકટ કાર્ય અમે માથે લીધું છે તે અસંત વિપદ્જનક છે એતો સૌએ કબુલ કરવુંજ પડશે. પરંતુ બે ત્રણ દઢ પ્રતિજ્ઞ, ચતુર અને સાહસિક વીર પુરૂષોના એકત્ર પ્રયત્નથી એ કાર્ય થઇ શકે તેવું છે. તે પણ કબુલ કર્યાવિના ચાલે તેમ નથી. તો પછી બાર સ્વદેશવત્સલ, એકનિષ્ઠ અને દઢપ્રતિજ્ઞ વ્યકિતનાં જીવન એક સંગે જોખમમાં નાખવાનું કારણ શું છે તે સમજાવશો ? હું પોતે આ કામ માથે લેવા તૈયાર છું પરન્તુ એક જણનો પ્રયત્ન કદાચ નિષ્ફળ જાય તેથી બીજા એક જણની મદદ વાંછનીય જણાય છે. તમારામાંથી કોઇ પણ એક જણની ઇચ્છા હોય તો મને મદદ કરી શકો છો. અમે બે જણજ માત્ર આ કાર્ય સંપાદન કરીશું ".

સૌને વક્તાનું કથન યુક્તિપુરઃસર લાગ્યું. પરન્તુ તેને મદદ કરવા કોઇ એકદમ આગળ આવ્યું નહીં. તે માણસે દરેકના તરફ આગ્રહપૂર્વક દૃષ્ટિપાત કર્યો. છેવટે જોસફ આવી તેના આગળ ઉભો રહ્યો અને દઢસ્વરે ... યોઃ " હું તમારી સાથે આવીશ. "

જોસફની વાત સાંભળી સભાસદ મંડળી અસ્ફુટ સ્વરે તેની પ્રશંસા કરવા લાગી. તેમનો ઘોંઘાટ નરમ પડતાં સભાપતિ બોલ્યોઃ

"તમારૂં સાહસ જોઇ આશ્ચર્ય પામીએ છીએ. જોસફ કુરેટ! તમારી ઉમ્મર નાની છે. હજી તમારી કાર્યદક્ષતાનું વિશેષ પ્રમાણ અમને મળ્યું નથી. પરન્તુ તમારી યોગ્યતા ઉપર અમે નિર્ભર રહી શકીએ છીએ. અને તમે સ્ટોવીલ! આપણા મંડળના કાર્યમાં તમે ઘણીજ અભિજ્ઞતા મેળવી છે. આ મહદવ્રતના ઉદયાપનમાં તમે પચીસ વર્ષથી યથાશક્તિ મદદ કરતા આવ્યા છો. મંડળના કલ્યાણ માટે જીવન અર્પણ કર્યું છે. ઘણા દિવસથી તમે અમારી ઉપર જે ઉપકાર કરતા આવ્યા છો તે અમે ભૂલીશું નહિં. વળી તમે બન્ને પોતાની સ્વેચ્છાથી આભાર માથે ઉપાડી લ્યો છો તેથી તમે તેમાં સફળતા મેળવી વીરપુરૂષોને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશોજ એ બાબતમાં મને જરાય શંકા નથી, આશા છે કે સભાસદો તમારા આ ઠરાવને એકવાક્યે અનુમોદન આપશેજ."

બધાઓએ સ્ટોવીલના ઠરાવને અનુમોદન આપ્યું. તેમનો મત સાંભળી સભાપતિ બોલ્યો: "સ્ટોવીલ! તમારો ઠરાવ પાસ કરવામાં અને ગ્રહણ કરવામાં આવે છે. જોસફ કુરેટ અને નિકોલસ સ્ટોવીલ! તમારે બન્નેએ આપણી પ્રધાન સભાની આજ્ઞા બજાવી લાવવી. ઝારની હત્યાનો ભાર હવે તમારે માથે છે. છતાં જે બીજાં દશ નામો જણાવવામાં આવ્યાં છે તેઓ તમને પાછળ રહી મદદ કરશે."

પછી સ્ટોવીલ જોસફનો હાથ પકડી ઉત્સાહથી બોલ્યોઃ "ચાલો બંધુ! આપણે બન્ને એક સાથેજ ગૌરવ પ્રાપ્ત કરીશું યા દેહવિસર્જન કરીશું."

શી રીતે હત્યા કરવી તે બાબત સભામાં લાંબા સમય સુધી આલોચના ચાલી. જે સ્થળેથી જે રીતે સમ્રાટના ઉપર આક્રમણ કરવાનું હતું તેનો એક નકશો પણ સ્ટોવીલને આપવામાં આવ્યો. નિહિલિસ્ટોને સમાચાર મળ્યા હતા કે અમુક દિવસે રૂશ સમ્રાટ ઉપાસના માટે અમુક દેવળમાં જનાર છે. નકશામાં તેને જવાના રસ્તા પર નિશાની કરેલી હતી જે સ્થળે ઉભા રહી ઝારની ગાડી ઉપર બોમ્બ ફેંકી તેને વિવસ્ત કરવાનો હતો તે સ્થળ બતાવવા માટે તેમાં લાલ શાહીથી નિશાની કરવામાં આવી હતી. બોમ્બ નાંખવાની જગ્યાથી ઝારની ગાડી વચ્ચેનું અંતર વીસેક વારથી વધુ ન હતું. બોમ્બ નાખ્યા પછી કયે રસ્તે નાસી છુટવું તે પણ તેમાં જણાવવામાં આવ્યું હતું. કદાચ તે રસ્તે થઇને નાસી જવું અશક્ય થઇ પડે

તો બીજે રસ્તે થઈને પણ આત્મરક્ષા કરી શકે તે માટે નકશામાં કેટલેક સ્થળે નિશાનીઓ કરવામાં આવી હતી. તેમને મદદ કરનારાઓ ક્યાં ક્યાં છૂપાઈ રહેશે તે પણ ચિન્હદ્વારા જણાવવામાં આવ્યું હતું. એકંદર રીતે બોમ્બ ફેંકનારા માટે તમામ પ્રકારના નિર્દેશો તેમાં હતા.

આ નકશાની વાત કદાચ વાંચકને કપોલકલ્પિત લાગશે પણ આ વાત તદ્દન સાચી છે. રૂશીયન ઝારનું ખૂન કરવા માટે ગુપ્ત સમિતિની જે સભા મળી હતી તેના પહેલાં જ એક ચાલાક રૂશીયન ઇજનેરે આ નકશો તૈયાર કર્યો હતો. પકડાઈ જવાની ધાસ્તીથી તે નિહિલિસ્ટ ઇજનેર જીનિવા નાસી ગયો હતો. કેટલાક દિવસ પછી જીનિવામાં જ તેમનું મૃત્યુ થયું હતું.

સ્ટોવીલ આ નકશો લઈ તીક્ષ્ણ નજરે તપાસવા લાગ્યો. જોતાં જોતાં મૃદુ હસ્યો. પછી ગડી વાળી તેણે તે ખીસ્સામાં મૂક્યો. પછી કેટલીક વાર પછી સભા વિસર્જન થઈ. શત્રુપક્ષનો કોઈ છૂપો જાસુસ સુરંગની પાસે કે નજીકમાં છૂપાયો છે કે નહિં તેની તપાસ કરી એકેએક વીખરાઈ ગયા. પરન્તુ એક વ્યક્તિ રસ્તાની એક બાજુએ છૂપાઈ બધાયની હીલચાલ તપાસતો હતો.

જોસફ ઠેઠ સુધી ત્યાં ઉભો હતો. તેને ઉભેલો જોઈ સ્ટોવીલ તેની નજીક આવ્યો, અને તેનો હાથ પકડી મૌન ભાવે ત્યાંથી ચાલ્યો. જોસફ પણ કંઈ બોલ્યો નહીં. છેવટે બન્ને જણ રસ્તા પર આવ્યા પછી સ્ટોવીલ બોલ્યો. "મારી સાથે ચાલ. તારી સાથે કેટલીક વાત કરવી છે."



જોસફની વાત સાંભળી સભાસદ મંડળી અસ્ફુટ સ્વરે તેની પ્રશંસા કરવા લાગી. તેમનો ઘોંઘાટ નરમ પડતાં સભાપતિ બોલ્યો:

"તમારૂં સાહસ જોઇ આશ્ચર્ય પામીએ છીએ. જોસફ કુરેટ! તહે' મારી ઉમ્મર નાની છે. હજી તમારી કાર્યદક્ષતાનું વિશેષ પ્રમાણ અમને મળ્યું નથી. પરન્તુ તમારી યોગ્યતા ઉપર અમે નિર્ભર રહી શકીએ છીએ. અને તમે સ્ટોવીલ! આપણા મંડળના કાર્યમાં તમે ઘણીજ અભિજ્ઞતા મેળવી છે. આ મહદવ્રતના ઉદયાપનમાં તમે પચીસ વર્ષથી યથાશક્તિ મદદ કરતા આવ્યા છો. મંડળના કલ્યાણ માટે જીવન અર્પણ કર્યું છે. ઘણા દિવસથી તમે અમારી ઉપર જે ઉપકાર કરતા આવ્યા છો તે અમે ભૂલીશું નહિં. વળી તમે બન્ને પોતાની સ્વેચ્છાથી આભાર માથે ઉપાડી લ્યો છો તેથી તમે તેમાં સફળતા મેળવી વીરપુરૂષોને યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશોજ એ બાબતમાં મને જરાય શંકા નથી, આશા છે કે સભાસદો તમારા આ ઠરાવને એકવાક્યે અનુમોદન આપશેજ."

બધાઓએ સ્ટોવીલના ઠરાવને અનુમોદન આપ્યું, તેમનો મત સાંભળી સભાપતિ બોલ્યો: "સ્ટોવીલ! તમારો ઠરાવ પાસ કરવામાં અને ગ્રહણ કરવામાં આવે છે. જોસફ કુરેટ અને નિકોલસ સ્ટોવીલ! તમારે બન્નેએ આપણી પ્રધાન સભાની આજ્ઞા બજાવી લાવવી. ઝારની હત્યાનો ભાર હવે તમારે માથે છે. છતાં જે બીજાં દશ નામો જણાવવામાં આવ્યાં છે તેઓ તમને પાછળ રહી મદદ કરશે."

પછી સ્ટોવીલ જોસફનો હાથ પકડી ઉત્સાહથી બોલ્યો: "ચાલો બંધુ! આપણે બન્ને એક સાથેજ ગૌરવ પ્રાપ્ત કરીશું યા દેહવિસર્જન કરીશું."

શી રીતે હત્યા કરવી તે બાબત સભામાં લાંબા સમય સુધી આલોચના ચાલી. જે સ્થળેથી જે રીતે સમ્રાટના ઉપર આક્રમણ કરવાનું હતું તેનો એક નકશો પણ સ્ટોવીલને આપવામાં આવ્યો. નિહિલિસ્ટોને સમાચાર મળ્યા હતા કે અમુક દિવસે રૂશ સમ્રાટ ઉપાસના માટે અમુક દેવળમાં જનાર છે. નકશામાં તેને જવાના રસ્તા પર નિશાની કરેલી હતી જે સ્થળે ઉભા રહી ઝારની ગાડી ઉપર બોમ્બ ફેંકી તેને વિધ્વસ્ત કરવાનો હતો. તે સ્થળ બતાવવા માટે તેમાં લાલ શાહીથી નિશાની કરવામાં આવી હતી. બોમ્બ નાંખવાની જગ્યાથી ઝારની ગાડી વચ્ચેનું અંતર વીસેક વારથી વધુ ન હતું. બોમ્બ નાખ્યા પછી કયે રસ્તે નાસી છુટવું તે પણ તેમાં જણાવવામાં આવ્યું હતું. કદાચ તે રસ્તે થઇને નાસી જવું અશક્ય થઇ પડે

તો બીજે રસ્તે થઈને પણ આત્મરક્ષા કરી શકે તે માટે નકશામાં કેટલેક સ્થળે નિશાનીઓ કરવામાં આવી હતી. તેમને મદદ કરનારાઓ ક્યાં ક્યાં છૂપાઈ રહેશે તે પણ ચિન્હદ્વારા જણાવવામાં આવ્યું હતું. એકંદર રીતે બોમ્બ ફેંકનારા માટે તમામ પ્રકારના નિર્દેશો તેમાં હતા.

આ નકશાની વાત કદાચ વાંચકને કપોલકલ્પિત લાગશે પણ આ વાત તદ્દન સાચી છે. રૂશીયન ઝારનું ખૂન કરવા માટે ગુપ્ત સમિતિની જે સભા મળી હતી તેના પહેલાં જ એક ચાલાક રૂશીયન ઇજનેરે આ નકશો તૈયાર કર્યો હતો. પકડાઈ જવાની ધાસ્તીથી તે નિહિલિસ્ટ ઇજનેર જીનિવા નાસી ગયો હતો. કેટલાક દિવસ પછી જીનિવામાં જ તેમનું મૃત્યુ થયું હતું.

સ્ટોવીલ આ નકશો લઈ તીક્ષ્ણ નજરે તપાસવા લાગ્યો. જોતાં જોતાં મૃદુ હસ્યો. પછી ગડી વાળી તેણે તે ખીસ્સામાં મૂક્યો. પછી કેટલીક વાર પછી સભા વિસર્જન થઈ. શત્રુપક્ષનો કોઈ છૂપો જાસુસ સુરંગની પાસે કે નજીકમાં છૂપાયો છે કે નહિં તેની તપાસ કરી એકેએક વીખરાઈ ગયા. પરન્તુ એક વ્યક્તિ રસ્તાની એક બાજુએ છૂપાઈ બધાયની હીલચાલ તપાસતો હતો.

જોસફ ઠેઠ સુધી ત્યાં ઉભો હતો. તેને ઉભેલો જોઈ સ્ટોવીલ તેની નજીક આવ્યો, અને તેનો હાથ પકડી મૌન ભાવે ત્યાંથી ચાલ્યો. જોસફ પણ કંઈ બોલ્યો નહીં. છેવટે બન્ને જણ રસ્તા પર આવ્યા પછી સ્ટોવીલ બોલ્યો. "મારી સાથે ચાલ. તારી સાથે કેટલીક વાત કરવી છે."



# પ્રકરણ ૨૧મું

## ગીરફતાર



મધ્ય રાત્રી હોવાથી ટાઢ સખ્ત પડતી હતી. સ્ટોવીલ તથા જોસફ ઓવરકોટનો કોલર ઉંચો કરી હાથે મોજાં પહેરી સાથે સાથે ચાલવા લાગ્યા. તેમની પાછળ કોઇ ગુપ્તચર હતો એવી તેમને જરાય શંકા નહતી. પરન્તુ એક માણસ અત્યંત સાવધાનીથી તેમની પાછળ પાછળ જતો હતો. તે માણસે કાંઇક યુકિતથી ગુપ્તમંત્રણાની બધી હકીકત સાંભળી હતી. અને જોસફ તથા સ્ટોવીલે ઝારની હત્યાનો ભાર માથે લેતાં તે બહાર નીકળી રસ્તાપર આવી છૂપાયો હતો. જોસફ તથા સ્ટોવીલ બહાર આવતાં તેણે તેમનો પીછો પકડયો. એક ક્ષણને માટે પણ તેણે તેમને પોતાની નજરથી બહાર થવા ન દીધા.

ચાલતાં ચાલતાં સ્ટોવિલ ઉભો રહી બોલ્યોઃ "જોસફ કુરેટ ! તું કોણ અને કયાંથી આવ્યો ?"

કોઇ બીજાએ આવો પ્રશ્ન કર્યો હોત તો કદાચ જોસફને ખોટું લાગ્યું હોત. પરન્તુ સ્ટોવીલના આ પ્રશ્નનો તેણે સહજ ભાવે ઉત્તર આપ્યો, તે બોલ્યોઃ—

"હું ? હું સ્વીટઝર્લેંડમા જયુરિચથી આવું છું. અને હું કોણ ? હું કોઇજ નહિ."

"તું કોઈ પણ હોય કે ન હોય, પણ તારૂં અસ્તિત્વ થોડા જ સમયમાં લોપ થઇ જશે એ બાબત મને જરાય શંકા નથી; કારણ ઝારની હત્યા કરીને આપણો છૂટકારો થવાનો નથી. આપણેય નિશ્ચય મરવું પડશે."

જોસફે માત્ર એક નિઃશ્વાસ નાખ્યો. તે કાંઇજ બોલ્યો નહિ. નિઃશ્વાસનો અવાજ સાંભળી સ્ટોવીલ જોસફ તરફ તીક્ષ્ણદૃષ્ટિ કરી બોલ્યો: "તારા આ એક નિઃશ્વાસથી હું સમજ્યો કે તારૂં હૃદય મારા જેવું પાષાણમય બન્યું નથી".

જોસફ અવજ્ઞાભર્યા સ્વરે બોલ્યો: "હશે. પરન્તુ જીવનને તમે જેટલું તુચ્છ સમજો છો તેના કરતાં હું ઓછું તુચ્છ સમજું છું એમ સમજતા નહિ."

"જોસફ! તું હજી તરૂણ યુવક છે. યૌવનાવસ્થામાં બધાનાં હૃદય આશા અને આનંદથી પૂર્ણ હોય છે. તારૂં હૃદય કાચના જેવું નિર્મળ અને સ્વચ્છ છે તેથી હું તે જોઇ શકું છું. તારા મનનો ભાવ સ્પષ્ટ રીતે જાણી શકું છું. મારી માફક તારૂં હૃદય પણ સ્ત્રી દ્વારા ચૂર્ણ થઇ ગયું છે. તમામ આશા, આકાંક્ષા, સુખ, શાન્તિ નાશ પામી ગયાં છે."

"એ વાત તમે શી રીતે જાણી?" જોસફ વિસ્મય પામતો બોલ્યો.

"શી રીતે જાણ્યું? સ્ટોવીલ હસતાં હસતાં બોલ્યો. મેં તને કહ્યું નહિં કે તારૂં હૃદય કાચના જેવું સ્વચ્છ છે? તારા મનનો ભાવ હું તેમાં સ્પષ્ટ રીતે જોઈ શકું છું. પણ હાલ એ બધી વાતની કાંઇ જરૂર નથી. મેં તને મારા મિત્ર રૂપે ગ્રહણ કર્યો છે. આપણે જીવીશું ત્યાં સુધી એ બંધુત્વ અખંડિત રહેશે. મૃત્યુ પછી શું થશે તે કોણ કહી શકે તેમ છે? નરક તો આ લોકમાં જ છે. મેં આ જીવનમાં જ નરકયાતના ભોગવી છે. મારી વિવેકબુદ્ધિને દુઃસહ નરકયંત્રણા ભોગવવી પડી છે. મારૂં હૃદય ક્ષતવિક્ષત થઇ ગયું છે."

સ્ટોવીલની વાત સાંભળી વિસ્મય વિસ્ફારિત–નેત્રે–જોસફ તેના સામે જોઇ રહ્યો. તેની વાત તેને અર્થહીન પ્રલાપ જેવી લાગી. તે વિચારવા લાગ્યો કે સ્ટોવીલ વિકૃત મસ્તકનો નથી થઇ ગયો?

મિત્ર? તું મને ગાંડો ધારે છે?" સ્ટોવિલ જોસફનો મનોભાવ જાણી લેતાં બોલ્યો. "હા. કદાચ હું ખરેખર ગાંડોજ હોઇશ. પરંતુ હું મને પોતાને જરાય ગાંડો ગણતો નથી. મારૂં મગજ વિકૃતજ નથી મારૂં ભેજુ ચોક્કસ છે. આપણે આજરાત્રે ગુપ્ત સમિતિમાં ભેગા થયા હતા. જે નકશો મને આપવામાં આવ્યો હતો તે મારા ખીસામાંજ છે, આપણે અંડળના કર્તવ્યથી એકજ બંધને બંધાયા છીએ. આપણે જે કઠણ કામ

માથે લીધું છે, તે સફળ થયે આખી પૃથ્વિના લોકો વિસ્મિત થશે. સભ્ય જગતમાં બધાને મોઢે આપણીજ વાતો થશે. આખા વિશ્વમાં આપણી કીર્તિ ફેલાશે. ”

સ્ટોવિલની વાતથી જરાય ઉત્સાહ ન દર્શાવતાં વિષણ્ણભાવે તે બોલ્યો:– “ આપણે જે કામ માથે લીધું છે તે સફળ થાય કે ન થાય તે માટે આટલા બધા તરંગો કરવાની જરૂર શી છે ?

“ એમ રસ્તે આવ. તારી વાતથીજ તું પકડાઇ ગયો છે. હજીય તું જીવનને પકડી રાખવા ઉત્સુક છે. તારૂં હૃદય હજીય મારી માફક પાષાણ રૂપ બન્યું નથી. મારી વિષાદમય જીવનકથની સાંભળવા તને આગ્રહ થાય છે ? ના. તારે ડરવાનું કાંઇજ કારણ નથી. હું તારી ધીરજ પર આઘાત કરવા ઇચ્છતો નથી. મારી એ વાત લાંબી નથી માત્ર એકજ શબ્દમાં તે કહી શકાય તેમ છે. તે શબ્દ “ નારી ”

સ્ટોવીલની વાત સાંભળવા જોસફને કુતૂહલ થયું. સહાનુભૂતિ બતાવતાં તે બોલ્યો: “ તમારી આવી શોચનીય અવસ્થાથી મને ઘણુંજ દુઃખ થાય છે. તમે તમારી પ્રણયિની દ્વારા ઠગાયા લાગો છો. ”

સ્ટોવીલ ઉત્તેજીતસ્વરે બોલ્યો: ઠગાયો હા તારૂં અનુમાન સત્ય છે. ઠગાઇ સિવાય એને બીજું કહેવાય પણ શું ? તેને ઠગાઇ કહો કે અવગણના કહો પણ જે દિવસે મારૂં તે સુખ સ્વપ્ન ભાગી પડયું છે મારી બધી આશાચૂર્ણ થઈ ગઇ છે તે દિવસથી જ હું આ જીવનમાં નરકયંત્રણા ભોગવું છું. તું જુએ છે તેમ હું દેખાવડો પણ નથી. તેમ મોટું કપાળ કે પ્રકાણ્ડ મસ્તક પણ મારે નથી. હું એક સામાન્ય દરજી હતો. પણ ધંધા ઉપરથી માણસની પરીક્ષા કરવી વ્યાજબી નથી. હું એક મોટા કારખાનામાં નોકરી કરતો હતો તે ઘણાં વર્ષોની વાત છે. એ કારખાનાના માલીકો રૂથ ચાઇસ ના જેવા ધનવાન હતા. તેમાંના એકને એક કન્યા હતી. હું તેના પ્રેમમાં પડી ગયો. તે પણ મને ચ્હાતી હતી. તેણે મારી પાસે કબુલ કર્યું કે તે મને આ જીવનમાં કદી નહીં ભુલે. કદી પણ વિશ્વાસઘાત નહીં કરે. પરન્તુ અમારા આ ગુપ્ત પ્રેમની વાત છાની રહી નહીં. કેટલાક દિવસ પછી તેના વડીલોએ આ વાત જાણી. તેમણે મને એક હડકાયા કુતરા માફક તેમના કારખાનામાંથી લાત મારી હાંકી કાઢયો. મારી પ્રિયતમાનો વિવાહ એક બીજા યુવક સાથે થયો, હું હતાશ હૃદયે સ્વીટઝરલેંડ ગયો. પછી મેં મારૂં જીવન કેમ ગાળ્યું તે કહેવાની જરૂર નથી. આ મારા જીવનનો વ્યર્થ પ્રેમનો ઇતિહાસ. હું કોણ હતો અને કોણ બન્યો છું. મને કોઇના તરફ શ્રદ્ધા

નથી. આખા મનુષ્ય સમાજની હું ઘૃણા કરૂં છું હું દરિદ્ર અને પીડા વગરનો હોવાથી લાંછિત થયો છું. સમાજે મને કુતરાની માફક હાંકી કાઢયો છે. પતીઆની માફક મારી અવજ્ઞા અને તિરસ્કાર થયાં છે. આ જીવન પ્રતિ મને જરાય માયામમતા નથી. જીવનની તમામ સુખ-શાન્તિનો અંત આવી ગયો છે. પૃથ્વીમાં કોઇ વસ્તુની મને ઇચ્છા નથી, મને માત્ર વિસ્મૃતિની ઇચ્છા છે. મારી ખાત્રી છે કેમૃત્યુ મારી તે ઇચ્છા પૂરી કરશે. "

પોતાની પ્રેમ કહાણી સાથે આ કહાણીને આટલે બધે અંશે મળતી આવતી જોઇ જોસફ આશ્ચર્ય પામ્યો. તેને બન્નેની અવસ્થા એક સરખી જણાઇ. જોસફ સ્ટોવીલનો હાથ દબાવતાં આવેગથી બોલ્યો: " તમારા તરફ મારી આંતરિક સહાનુભૂતિ સમજજો મારા તુચ્છ જીવનની કહાણી પણ આમ તમારા જેવીજ શોચનીય અને વિષાદમય છે. તેથીજ હું તમારી માફક ઉદ્દેશહીન, શાન્તિહીન અને આશાહીન જીવન વહન કરૂં છું. આશા છે કે મૃત્યુની કૃપાથી આપણને વિસ્મૃતિ-લાભ થશે. "

ગંભીરભાવે માથું હલાવતાં સ્ટોવીલ બોલ્યો; " અરે બિચારો ! તારી સ્થિતિનો વિચાર કરતાં મને ઘણુંજ દુ:ખ થાય છે. તું હજીય યુવાન છે. હું તો તારા કરતા બમણો મોટો છું. મારા જીવનનો તો બધો રસ સુકાઇ ગયો છે. પરંતુ તારૂં હૃદય તો હજીય કંઇક રસવાળું દેખાય છે. તું બચે એમ હું ઇચ્છું છું. "

" તમે તો અદ્‌ભુત પ્રકૃતિના જણાઓ છો ઉપરા ઉપરી આઘાતથી મારૂં હૃદય કેવું ચૂર્ણ થઇ ગયું છે તે જાણતા હોત તો તમે મને જીવન ધારણ કરવા લોભ બતાવતજ નહિ. "

ક્ષણ પછી સ્ટોવીલે પૂછયું: " તારે કોઇ બંધુ-બાંધવ નથી ? "



"કોઈજ નથી એમ તો કહી શકતો નથી. પણ જે છે તેમની સાથે મારે હાલ કાંઇજ સંબંધ નથી."

"તારે ભાઇ–બ્હેન નથી ?"

"ના."

"માબાપ ?"

"છે." જોસફ કુંઠિતભાવે બોલ્યો. "માને બાપ બન્ને જીવતાં છે."

"દુનિયામાં માબાપજ સૌથી શ્રેષ્ઠ બંધન છે. તેમને માટે પણ તારે જીવવું જોઇએ. રાજા કે સમ્રાટની હત્યા કરવા જવું એ અત્યંત વિપદ્ જનક કામ છે. મારા જેવો કે જેને સંસારમાં કોઇજ નથી, જેને જીવન જ એક માત્ર વિડંબના જેવું થઇ પડયું છે તેનેજ આ કામ સોંપી તારાં જેવાએ ખસી જવાની જરૂર છે."

"વૃદ્ધ માતાપિતાની સ્મૃતિથી જોસફને કાંઇક દુઃખ થયું. પરન્તુ તે વિષે કાંઇપણ ન બોલતાં દૃઢસ્વરે તેણે સ્ટોવીલને કહ્યું; "ના. મારો નિશ્ચય ફરશે નહિં. તમે મને હજી ઓળખ્યો નથી. હું તમારા જેવોજ સાહસી અને નિડર છું. જીવનની પાછલી વાતો સંભારીને કાંઇ લાભ નથી. ભવિષ્યનું જીવન પણ અંધકારમય છે. જો આપણે બચીશું તો ભવિષ્યમાં કદી છૂટા પડીશું નહીં. અને જો મરવુંજ પડશે તો બન્ને સાથેજ મરીશું.',

"ચાલ, જરા મદ્યપાન કરી બધી ચિંતાને ક્ષણ માટે વિસારી મૂકીએ."

રૂશીઆનાં કેટલાંક હોટલો આખી રાત ઉઘાડાં રહે છે. એવા એક હોટલમાં તે બન્ને જણ ગયા પછી સ્ટોવીલ બોલ્યો; "આ હોટલનો માલીક મારો પરિચિત છે. માણસ સારો અને સરળ પ્રકૃતિનો છે."

બન્ને જણ એક ઓરડાંમાં આવ્યા. નાસ્તો પાણી કર્યા પછી નિરાંતે ધૂમ્રપાન કરવા લાગ્યા. આ ઓરડામાં બે ત્રણ માણસો બેંચ પર સુખે ઘોરતા હતા. કારણ આ હોટલમાં રાત્રિવાસની પણ વ્યવસ્થા હતી. થોડાક આના આપવાથી રાત્રે ત્યાં સૂવાનું મળતું.

ઓરડાના બીજા ખુણામાં કોઇ સૂતું નહતું તે જોઇ સ્ટોવીલ જોસફને લઇ તે તરફ શયન કરવા ચાલ્યો. બધા ઉંઘે છે કે જાગે છે તે ન જાણવાથી સ્ટોવીલ એક લાંબા ટેબલપર હાથપર માથું ટેકવીને પડયો અને નિઃશબ્દે ચીરૂટ ફુંકવા લાગ્યો. જ્યારે તેની ખાત્રી થઇ કે બધા ઉંઘે છે ત્યારે જોસફની નજીક જઇ સૂતો અને તેના કાન આગળ મ્હોં રાખી બોલ્યો.

"સાંભળ, જોસફ ! આપણે જે કામ માથે લીધું છે. તેમાં મનોબળ, ધીરજ અને ચાલાકીની ખાસ આવશ્યકતા છે. કોઇ રીતે આપણો યત્ન નિષ્ફળ ન જવો જોઇએ. આપણી ચેષ્ટા સફળ થશે કે નિષ્ફળ જશે તો પણ આપણે પકડાઇશું તો ખરાજ અને આપણને મોતની સજા થશે એમ પણ મારી ખાત્રી છે. પરંતુ બોમ્બ પડતાની સાથે જેવા ગાડીના ફુરચા ઉડશે કે ચારે તરફ હોહા અને ગભરાટ થઇ રહેશે. એ સમયે આપણે નાસી નહીં શકીએ એમ પણ કેમ કહેવાય ! પણ યાદ રાખજે કે એવી આશા નકામી છે. છતાં જો એક વખત છટક્યા તો પછી આપણને પકડનાર છે કોણ ? રૂશીઆની સરહદ વટાવી કે આપણે સહીસલામત."

"તમારી વાતપરથી જણાય છે કે નાસવાનો લાગ મળે તો તમે તે છોડશો નહિં."

"જાણી જોઇને પકડાઈ જવું ? ના. એવો હું તો ગાંડો નથી. નાસવાનો લાગ મળ્યો તો હું કદી તે છોડીશ નહિ. નાસી છૂટવા તો હું પ્રાણપણે પ્રયત્ન કરીશ. પણ પ્રયત્ન કરવા છતાં આપણે સફળ જ થઇશું એમ તો હું કહી શકતો નથી. જો છટકી શકાય તો તે દૈવેચ્છાથી જ"

જોસફ કાંઇ ન બોલતાં બીજા વિચારે ચઢ્યો. "તે પોતે તો રૂશીયન નહોતો. રૂશ સમ્રાટ તેનો શત્રુ નહોતો તો પછી તેની હત્યા કરવાનું તેણે શા માટે માથે લીધું ? જો તેણે ઇચ્છા કરી હોત તો સુખમાં નહિ પણ શાન્તિમાં તે બાકીનું જીવન વીતાવી શકત. શાન્તિ મળવાના તો અનેક રસ્તા હતા. પોતે સુખી ન થાત તોએ અર્થોપાર્જનથી માબાપને તો જરૂર સુખી કરી શકત. તેની મહેનતથી બુઢાપામાં તેઓ સુખી થાત તેમને શાન્તિ મળત. એવો યત્ન ન કરતાં તે નિહિલિસ્ટોમાં મળ્યો અને દાસખત મોકલી આપ્યું. તેમના મંડળમાં હજારો માણસ હોવા છતાં તેને જ તેમણે મ્હોતના મ્હોમાં ધકેલી મુકયો. મરવું પડે તો આ નિર્દોષ વિદેશી જ ભલે મરે. આજ તેમનો ઉદ્દેશ કે બીજું કાંઇ ? નિહિલિસ્ટ દલપતિનો શું આવો જ ન્યાય વિચાર ! વળી જો તે આજ્ઞા ન માને અને કર્તવ્યપાલનમાં જરાયે ત્રુટી દેખાડે તો તેનું મૃત્યુ પણ અનિવાર્ય.

આ બધા વિચારો આવતાં તેનું હૃદય વિદ્રોહી થઇ ઉઠયું. પોતાની ભૂલ સમજાતાં તેને પશ્ચાતાપ થવા લાગ્યો. લાંબો વખત વિચાર કરી મનનો ભાર ઓછો કરવા સ્ટોવીલને તેણે આ બધી વાત કરી. થોડા જ વખતના પરિચયથી પણ સ્ટોવિલને તે પોતાનો પરમહિતૈષી બંધુ ગણવા લાગ્યો હતો. તેની ધારણા હતી કે સ્ટોવીલ પાસે અકપટભાવે આ બધી વાત કરવામાં તેનું અનિષ્ટ થાય તેમ ન હતું.

તેની વાત સાંભળી લઇ સ્ટોવીલ બોલ્યો: " હું તારૂં હૃદય પહેલાંથી જ જાણી ગયો હતો કે હજી તે પાષાણવત્ બન્યું નથી, જે કામ માથે લીધું છે તે પાષાણ હૃદય વિના પાર ઉતરવું મુશ્કિલ છે. હજીય તું મને કહી દે, તારે જીવતા રહેવાની ઇચ્છા હોય તો હું તને મરવા નહીં દઉં. હું ગમે તે પ્રકારે તારૂં રક્ષણ કરીશ."

" શી રીતે કરશો ?"

" આપણી ગુપ્ત સમિતિના આદેશપાલનના દિનને હજી ચાર દિવસની વાર છે. હું એકલોજ એ કામ પૂરૂં કરીશ અને તને તે દરમ્યાન અન્ય દેશમાં મોકલાવી દઇશ " સ્ટોવીલે કહ્યું.

" ના" ભાવિજીવનની નિરાશા અને વિડમ્બનાનો વિચાર આવતાં જોસફ બોલ્યો. " એમ બને. મેં જે પ્રતિજ્ઞા કરી છે તે તો હું પાળીશજ. જીવીશું તોય બન્ને સાથે અને મરીશું તોય બન્ને સાથેજ."

" બહુ સારૂં તારો નિશ્ચય અને દ્દઢતા વખાણવા જોગ છે. હવે ઘણું મોડું થયું છે. સુઇજા. "

થોડીવારમાં બન્ને જણ નિદ્રામગ્ન થઇ ગયા. તેજ સમયે બાર પોલીસો તે હોટલના દરવાજા આગળ આવી લાઇન બંધ ઉભા. તેમના નાયકના ઈશારાથી સૌએ ખીશાંમાંથી પીસ્તોલ બહાર કાઢી અને ડાબા હાથમાં ખુલ્લી તલવાર લીધી. પછી ફરીથી ઇશારત થતાં તે હોટલનાં બારણાં ભાંગી તેઓ અંદર દાખલ થયા. બધા ઓરડા તપાસતા તપાસતા તેઓ સ્ટોવીલ તથા જોસફવાળા ઓરડામાં આવ્યા. નાયકે તે બે જણને જોતાંજ કહ્યું:—" આ બંને જણને ગિરફતાર કરો. "

સ્ટોવીલ પ્રથમ અવાજ સાંભળી જાગી ઉઠયો હતો. તેણે જોસફને જાગૃત કરવા તેનો હાથ ઝાલી ખેંચી અને ખીસામાંથી પીસ્તોલ કાઢવા ગયો. પણ એટલામાં પોલીસ અમલદારના હુકમથી છ જણ તેના પર તૂટી પડયા. તેણે છટકવા ઘણાં ફાંફાં માર્યાં પણ છ જણને તે પહોંચી ન શકયો. પોલીસે તેના હાથ તેના શરીર સાથે એવી રીતે જકડીને બાંધી લીધા કે હાથ હલાવવાની પણ તેની શકિત ન રહી. જોસફ સામો ન થતાં પોલીસને તાબે થઇ ગયો અને બોલ્યો. " હું પરાજય સ્વીકાર કરૂં છું. કહો અમને શી સજા થશે મ્હોત કે સાઇબીરીયા—વાસ ?"

પોલીસે તેના પ્રશ્નનો જવાબ ન આપતાં તેને બાંધી લીધો. બન્ને જણને ઓરડાના મધ્ય ભાગમાં લાવી તેમના માથા પર તરવારો ઉગામી રાખી નાયક બોલ્યો:—" જો નાસવાની ચેષ્ટા કરી છે તો તેજ ક્ષણે તમારાં માથાં ધડથી જુદાં થઇ જશે. "

પછી બન્ને જણને સાથે બાંધી બાર સીપાઇની વચ્ચે રાખી થાણા તરફ લઇ ચાલ્યા.

જોસફ તથા સ્ટોવીલ પોતપોતાના વિચારમાં મગ્ન હતા. જોસફને લાગ્યું કે સોલોમનના નોકર—જાસુસ કોલન્કીનુંજ આ કામ હોવું જોઇએ. તેણે બીકબતાવેલી ખોટી તો નહોતીજ. તે મન સાથે બબડ્યો: "રેબેકા! રેબેકા!! તું શી રીતે આત્મરક્ષણ કરીશ? અને તારા પિતાના માન, ઇજ્જત તથા જાનને શી રીતે બચાવીશ?"



## પ્રકરણ ૨૨ મું

---

## કોલન્સ્કીનું સાહસ

જોસફ પકડાયો તે દિવસે સવારમાં કોફી પીતી વખતે રેબેકાએ સોલોમનને પૂછ્યું: " જોસફ આવ્યો છે કે ? "

" ના. " સોલોમને ગંભીરભાવે માથું હલાવતાં કહ્યું.

" દશ તો વાગ્યા, બાપુ ! હજી તેને આવવાનો સમય નથી થયો ?"

" સમય તો થઇ ગયો છે પણ વખતે કંઇક જરૂરી કામમાં રોકાઇ ગયો હશે તેથી વાર થઇ હશે."

રેબેકા સોલોમનના જવાબથી સંતોષ ન પામી પરંતુ તેની બોલવાની ભાવભંગી જોઇ તે જાણી ગઇ કે જોસફ ન આવવાથી તેના પિતાનું ચિત્ત પણ વિચલિત થઇ ગયું હતું, તેથી તે સંબંધમાં તે કાંઇ બોલી નહિ.

કોફી પી રહ્યા પછી સોલોમને રેબેકાને કહ્યું: " એક જરૂરી કામ માટે બહાર જવું છે, બપોર પહેલાં કદાચ પાછું નહિ અવાય. "

જોસફના ન આવવાથી રેબેકાને ઘણી ચિંતા થવા લાગી. કલાકેક નાના પ્રકારના કામમાં તે ગુંથાવા યત્ન કરવા લાગી પરંતુ મનની ચંચળતા જરાય ઓછી ન થઇ. 'જોસફ કાંઇ આફતમાં તો નહીં સપડાયો હોય ' એ શંકા આવતાં તે વ્યાકુળ થઇ ગઇ.

બપોરે રેબેકા તેના પિતાના ઓરડામાં બેસી જોસફ સંબંધી વિચાર કરતી હતી તે વખતે " મુંગો મુનીમ " અલેકઝાન્ડર કોલન્સ્કી બારણું ઉઘાડી અંદર દાખલ થયો. પોતાની અનુમતિ લીધા સિવાય તેને ત્યાં

આવેલો જોઇ રેબેકા આશ્ચર્ય પામી. કાંઇ ક્રોધ પણ આવ્યો. કોલન્કી કોઇ દિવસ આવી ધૃષ્ટતા કરતો નહિં. ખાસ કરીને તો સોલોમનની રજા વગર તેનો કોઈ નોકર તે ઓરડામાં આવી શકતો નહીં.

સામે કોલેન્કીને ઉભેલો જોઇ રેબેકા ક્રોધથી બોલી; "અહીં શા માટે આવ્યો છે?"

રેબેકાના ક્રોધની દરકાર ન કરતાં સહજસ્વરે તે બોલ્યો: "કામને અંગે આવ્યો છું."

"મારા બાપુ આ ઓરડામાં બેસી એવા કોઇ કામની વાતો કરતા નથી. તેમાં વળી તે અત્યારે ઓરડામાં પણ નથી."

"એ બન્ને બાબતો હું જાણું છું." કોલન્કી ગંભીર સ્વરે બોલ્યો.

રેબેકા વધુ ઉત્તેજીત થઇને બોલી: "જેની સાથે તને સંબંધ નહીં તેવી વાતો કરવી તે અનધિકાર–ચર્ચા છે. આમ બધી બાબતમાં માથું મારતો જોઈ જણાય છે કે જાસુસી કરવાનોજ તારો હેતુ છે. નોકરી તો નામ–માત્ર બ્હાનુંજ."

"હા. જાસુસી પણ થોડી ઘણી કરી છે. ખોટું નહિ." અવિચલિત સ્વરે કોલન્કી બોલ્યો. "એ વાત છૂપી રાખવાનું કંઇજ પ્રયોજન નથી."

કોલન્કીના જવાબથી રેબેકા વધુ વિસ્મિત થઇ બોલી: "તું એટલો હલકટ છે કે ગમે તેવું જઘન્ય કાર્ય કરતાં પણ ન અચકાય. જાસુસી જેવા નીચ કામ તરફેય તને અરૂચિ નથી?"

આ કઠોર તિરસ્કાર છતાંય તે અવિચલિત રહી બોલ્યો: "મારી અનધિકાર ચર્ચા યા કુરૂચીનો અનુભવ થતાં તારા મનમાં વિરક્તિનો સંચાર થાય તેમાં મારે વિસ્મય થવાનું કંઇજ કારણ નથી. તારા ગુસ્સાથી પણ હું ડરૂં તેમ નથી. ખરી વાત છે કે મને તારા શબ્દોથી દુઃખ થાય છે. બધાય જાણે છે કે તારૂં હૃદય અત્યંત કોમળ છે. કટુઉક્તિથી કોઇનાય હૃદયને દુઃખિત કરવું તે તારા સ્વભાવથી વિરૂદ્ધ છે. એ દશામાં મારા તરફનો તારો દુર્વ્યવહાર જોતાં મારી ખાત્રી થાય છે કે ત્હારા હૃદયનો તમામ પ્રેમ લુંટી લઇ, જોસફ કુરેટે મારે માટે કાંઇક વિષ રેડી રાખ્યું છે. એ વિષજ તું બહાર કાઢે છે."

મનનો ભાવ છૂપાવી ન શકતાં ઉત્તેજીતભાવે રેબેકા બોલી: "જોસફના પર કદાચ હું પ્રેમ કરૂં તો તેમાં કોઇને શું? કોઇને તેથી શું નુકશાન?"

" કદાચ ખરેખરજ હું તેને વ્હાલી હોઉં તો પણ તેને માટે મારા બાપના એક નોકરને તેનું કારણ જણાવવા બંધાયલી નથી."

" પરંતુ તારા બાપના એક નોકર પર પ્રેમ કરવાથી તેનો પ્રતિદ્વંદ્વી જેવો વ્યવહાર તેની સાથે કરે તેવોજ વ્યવહાર મેં તેની સાથે કર્યો હતો. હું જાણું છું કે તેની આશા છોડવાની તને ફરજ પડે તોજ તું મને વ્હાઇ શકે. આજ મારી પ્રતિહિંસાવૃતિને વિજય મળ્યો છે અને તેથીજ હું સુખી છું. શત્રુનો ધ્વંસ કરી આજ ખરેખર મને ઘણો આનંદ થાય છે."

" આહ ! તું તે રાક્ષસ છે કે મનુષ્ય દેહમાં શયતાન!"

" હોઇ શકું. બેય હોઇ શકું. પરન્તુ સૌ સૌની બુદ્ધિ મુજબ બીજાનો વિચાર કરી શકે છે. તેમ અન્યના તરફનો વ્યવહાર પણ પોતાની બુદ્ધિ અનુસાર હોય છે. તારા સૌંદર્યથી મુગ્ધ થઇ હું મારૂં હૃદય ગુમાવી બેઠો છું. હું તને મેળવી શકું નહીં અને ક્યાંનોય એક રખડતો બણુચક જેવો છોકરો આવી તને ઉપાડી જાય એ તે કેમ સહન થાય ? વળી તેમાં તે કમબખ્તે મને જાહેર રસ્તા પર પ્રહાર કર્યો. તેને બદલો ન આપી શકું તો મારો પુરૂષાર્થ શો ? હું ધારત તો તેજ વખતે તેનું ખૂન કરત પણ તેની જરૂર જણાઇ નહિ. કારણ હું જાણતો હતો કે તે મારા પંજામાંજ હતો. જ્યારે ધારત ત્યારે ચૂર્ણ કરી શકત.

કોલન્કીની શયતાનીયતનો પરિચય થવાથી રેબેકા ક્ષણ માટે તો સ્તબ્ધજ બની ગઇ. પછી દૃઢતાથી બોલી:—

" શી રીતે તેં તેને ફસાવ્યો ?"

" તેને પકડાવવાનો સુયોગ મળ્યો હતો."

રેબેકાની છાતી ફાટ ફાટ થવા લાગી. ઘણાજ યત્ને આત્મસંવરણ કરતી તે બોલી. "પણ સુયોગ મળ્યો શી રીતે ?"

" એ વાતેય તને કહેવામાં હરકત નથી. રેબેકા ! હું મુર્ખેય નથી તેમ આંધળોય નથી. ચારે તરફ જોતાં મને સંદેહ થયો હતો કે તારા બાપનું આવાસભુવન કોઇ ગુપ્ત રહસ્યનો સ્તંભ હતું. લાંબા વખત સુધી નજર રાખવાથી હું જાણી શક્યો કે તારા પિતાનું બહારનું અને અંદરનું સ્વરૂપ જુદું જુદું હતું, અને જોસફ ગમે તે કામધંધો કરતો હોય તો પણ તેનો અહીં આવવાનો ઉદ્દેશ જુદોજ હતો, પરન્તુ તને એક બીજી વાત પણ કહી રાખવી જોઇએ તે એ કે તારા પિતા ગુપ્ત રીતે ગમે તે કરતા હશે પણ મેં કોઇ દિવસ તેમનું ભુંડું કર્યું નથી."

કોલન્કીની વાત સાંભળી ભય અને ચિંતાથી રેબેકાને પસીનો થઇ ગાવ્યો, છતાં મનનો ભાવ બને તેટલો છુપાવીને તાચ્છીલ્ય ભાવથી તે બોલી: " તું તો બહુ લાંબી વાતો લઇને બેઠો છે. તારી વાતો ધીરજથી સાંભળવી પણ કઠણ છે."

" મેં જે કંઇ કહ્યું તે ટુંકામાં કહેવાત કે નહિ તે હું જાણતો નથી. બાકીની વાત પણ ટુંકામાં જ કહીશ. હું તારા પિતા અને જોસફની હિલચાલ તપાસવા લાગ્યો, મારો આ પ્રયત્ન વ્યર્થ ન ગયો. બે દિવસ પહેલાં રાત્રે તારા પિતાએ એકલા છાનામાના જઇને જોસફ સાથે જે ગુપ્ત વાત કરી હતી તે મેં સાંભળી હતી, "

" તેમની ગુપ્ત વાત તેં શી રીતે સાંભળી ? "

" જોસફના ઓરડાના બારણા આગળ કાન રાખીને. "

" તારા જેવા નીચ જાસુસને લાયકનું કામ." રેબેકા ઘૃણાથી બોલી.

" કામ હલકું હોવા છતાંય તમને બધાંને વશ કરવા કર્યું હતું. હું આ રીતે જે સમાચાર મને મળ્યા છે તેનો દુરૂપયોગ નહીં કરૂં. તારા પિતાને અને તને વિપન્ન કરવાની મારી ઇચ્છા નથી. જોસફે મારી સાથે અભદ્ર વર્ત્તન ન ચલાવ્યું હોત અને રસ્તામાં મારાપર હાથ ન ચલાવ્યો હોત તો કદાચ તેનું ફળ જુદુંજ આવત. પણ તેના જેવા એક નગણ્યના હાથે અપમાન થવાથી મને ક્રોધ ચઢ્યો અને હું આત્મસંયમ રાખી શક્યો નહીં. જોસફને ત્યાં સુધી ખબર ન હતી કે તે મારા પંઝામાં હતો. હું જાણતો હતો કે તેને નિહિલિસ્ટોની ગુપ્ત સભામાં જવું પડશે અને એ સભામાં ઝારની હત્યા કરવાનો ઠરાવ થશે એવી વાતચીત હતી. જોસફ વખતસરજ ત્યાં ગયો હતો અને તે સમયે મેં તેનો પીછો પકડ્યો. મારી ધારણા હતી કે જોસફ રાત્રે અહીંજ આવશે પણ અહીં ન આવતાં તે એક હોટલમાં ગયો. તે હોટલમાંજ મેં તેને પકડાવી દીધો "

રેબેકાએ ધીમે ધીમે અત્યારસુધીમાં પોતાના મન પર કાબુ મેળવ્યો હતો. તે સમજી શકી હતી કે કોલન્કી જેવા એક નીચ શત્રુ સાથે કપટાચરણ કરી તેને હાથમાં નહીં રાખવામાં આવે તો રાજરોષથી પોતાની પાયમાલીજ થશે. આ બધી વાતનો વિચાર કરી એકાએક અવાજ બદલી તે બોલી:

" તેં જેને તારા પ્રેમનો પ્રતિદ્વંદ્વી હોવાનો સંદેહ કર્યો હતો, તેના તરફનું તારૂં વર્તન નીચ તો ખરૂંજ પણ વ્યાજબીજ થયું છે એમ તો કહેવું પડશે તું પ્રતારક નથી એમ હવે હું સમજી શકી."

કોલન્કી દાંત દેખાડતો કંઇક હસ્યો અને માનથી માથું નમાવતો હોય તેમ કરી બોલ્યોઃ "ધન્યવાદ! તેં મારી આટલીય પ્રશંસા કરી તેથી હું સુખી થયો છું."

": જોસકે મારૂં હૃદયવશ કર્યું છે એ તારી ખોટી ધારણા છે."

"ત્યારે તો કોઇક દિવસ મારી આશાય પૂર્ણ થશે."

"હા. જો અસંભવ સંભવિત થઇ શકતું હોય તો તારી આશા પૂરી થાયેય ખરી."

રેબેકાની વાત સાંભળી કોલન્કીનું મુખ ગંભીર થઇ ગયું. તે કાંઇક બોલવા જતો હતો એટલામાં દરવાજો ઉઘાડી સોલોમન ત્યાં આવ્યો. કોલન્કીને રેબેકા સામે ઉભેલો જોઇ તે વિસ્મિત થયો. પછી તીક્ષ્ણ દ્રષ્ટિથી કોલન્કી સામું જોઇ બોલ્યોઃ "શી બાબત છે?"

કોલન્કી સહજ ભાવે બોલ્યો; "આપની કન્યા સાથે મારે કેટલીક વાત કરવાની જરૂર હતી. અને તે વાતજ કરતો હતો. તે બધી વાત આપને કરવામાંય હરકત નહોતી. પરન્તુ આપ તે બધી આપની કન્યા પાસેથી સાંભળી શકશો. તેથી હવે મારે અહીં રોકાવાનું કંઇ કારણ નથી. હું મારે કામે જાઉં છું."



## પ્રકરણ ૨૩ મું

# સતર્કતા

કોલન્કી સોલોમનના ઓરડામાંથી જતાં, રેબેકાએ તેના તરફ જોયું. તેને તેના બાપના ચ્હેરા પર ઉત્કંઠાનાં ચિન્હ સ્પષ્ટ દેખાવા લાગ્યાં; મોઢું અત્યંત વિષણ્ણ અને ગંભીર હતું. બીજે વખતે હોત તો સોલોમન સૌથી પહેલાં કોલન્કીને ત્યાં આવવાનું કારણ જ પૂછત. પરન્તુ આજ તે બાબત કાંઇ ન પૂછતાં, ગંભીર સ્વરે તે બોલ્યોઃ–

"રેબેકા! ઘણાજ માઠા સમાચાર છે."

"એ સમાચાર હું જાણી ચૂકી છું. જોસફ પોલીસને હાથે પકડાઇ ગયો છે."

"તેં ક્યાંથી સાંભળ્યા?"

"કોલન્કી કહી ગયો."

"કોલન્કી?" સોલોમન અજાયબ થતાં બોલ્યો. "કોલન્કીને શી રીતે ખબર મળી?"

"એ વાત કહેવાજ તે આવ્યો હતો. તે મને કહી ગયો કે તેણે પોતેજ જોસફને ગીરફતાર કરાવ્યો છે."

ક્ષણવાર હતબુદ્ધિની માફક સ્તબ્ધ બની જઈ, ઉત્તેજીત ભાવે સોલોમન બોલ્યોઃ—"કોલન્કીએ પકડાવ્યો? કોલન્કીનું એ કામ?"

"હા. બાપુ! એ ભયંકર વિશ્વાસઘાતક છે. મનુષ્યના રૂપમાં શયતાન છે. આપણે બહુ સાવચેત રહેવાનું છે. આપણે એ નરપિશાચના પંજામાં છીએ. તે ધારે તે વખત આપણને પાયમાલ કરી શકે એમ છે."

હતાશ ભાવે ખુરશી પર બેસી જઇ સોલોમન રૂમાલ વડે પોતાનું મુખ લુંછવા લાગ્યો. ચારે તરફ તેને અંધકાર જણાવા લાગ્યો. તે સમજી ચૂક્યો કે હવે તેની પાયમાલી અનિવાર્ય હતી.

રેબેકાએ કોલન્કી પાસેથી સાંભળેલી તમામ વાત ધીમે ધીમે સોલોમનને કહી; આ વાત સાંભળી સોલોમનના મુખમાંથી એક અસ્ફુટ આર્ત્તનાદ નીકળી ગયો. તેનું હૃદય બંધ પડી જતું હોય તેમ લાગ્યું. ક્ષણ પછી તે હતાશ ભાવે બેબ્હાકળો બની રેબેકાના તરફ જોઇ બોલ્યોઃ "આ આફતમાંથી શી રીતે છૂટાશે? ધન, માન, પ્રાણ કશાયની રક્ષા નહીં થાય."

સંયતસ્વરે રેબેકા બોલીઃ "બાપુ! તમે સ્થિર થાઓ. અધીરા થવાથી કાંઇજ લાભ નથી. હવે તો સાવચેતી અને કૂટનીતિજ આપણું રક્ષણ કરશે. બાપુ! હું સ્ત્રી. હું કાંઈ મૂર્ખ નથી. હું કોલન્કીને હાથમાં રાખી શકીશ. પરન્તુ જોસફ પકડાઇ ગયો છે તેનીજ ચિંતા છે. તેના વિરૂદ્ધ પોલીસને શી સાબીતીઓ મળશે તે સમજી શકાતું નથી. પુરાવા ઉપરજ તેના ભાગ્યનો આધાર છે. પણ એટલું તો સાચું કે આપણું જરાય અહિત થાય એવી વાત એને મ્હોડેથી જાહેર થશે નહિ. પરન્તુ જોસફ આપણે ત્યાં રહેતો હતો અને તમારી પાસે કામ કરતો હતો તે પોલીસથી અજાણ્યું નથી. અને તેથી તેના વિરૂદ્ધ પુરાવા ભેગા કરવા પોલીસ આપણે ત્યાં આવશે એ પણ નિશ્ચિત જ છે. એથીજ આપણે ત્યાં જે કાંઇ કાગળ પત્ર હોય તે કાંતો બાળી નાંખવા યા પોલીસના હાથમાં ન જાય એમ છૂપાવી દેવાનો બંદોબસ્ત કરવો જોઇએ. એ કામમાં જરાય ઢીલ ન કરવી જોઇએ. કોલન્કીને મારા હાથમાં છોડી તમે નિશ્ચિંત થાઓ. તે આપણા વિરૂદ્ધ ન જાય તે બંદોબસ્ત હું કરીશ."

અણધારી આફતથી ક્ષણવાર મુંઝાઇ સોલોમન થોડી જ વારમાં સ્વસ્થ થયો. પોલીસ હરપળે આવી પહોંચશે અને ઘરની જડતી લેશે એ ડરથી તે એક મીનીટ પણ નિશ્ચેષ્ટ બેઠો નહિ. તેણે રેબેકાને કહ્યુંઃ "જોસફના ઓરડામાં જે કાંઈ કાગળ પત્ર હોય તે બધા તું લઇ આવ. એક ટુકડોય રહેવા ન પામે. તેની પેટીનું તાળુ બંધ હોય તો પેટી તોડી નાંખજે. એના વિરુદ્ધ પોલિસને કંઇ પણ પુરાવો અહિંથી ન મળવો જોઇએ. જા. તું એટલું કર. અહીં જે કરવાનું છે તે હું કરી લઉં છું."

રેબેકાના ગયા પછી દરવાજો અંદરથી બંધ કરી સોલોમને પોતાનું ડેસ્ક ઉઘાડ્યું. તેમાંના એક છૂપા ખાનામાંથી કાગળોનું બંડલ તથા

બીજી કેટલીક ચીજો વગેરે લઇ ઓરડાની એક બાજુની દીવાલ નજીક એક ખુરસી ખેંચી લાગ્યો. તથા બીજું એક નાનું ટેબલ ત્યાં લાવી તેના પર ખુરસી મુકી ટેબલ ઉપર થઇને તે ખુરસી પર ચઢી ગયો. પછી દીવાલ ને છતની વચ્ચેની કારનીસ આગળના અમુક ભાગને ધક્કો મારતાં એક છૂપું દ્વાર ઉઘડી ગયું. આ દ્વાર એવી રીતે તૈયાર કરવામાં આવ્યું હતું કે બહારથી જોતાં તેની કોઇનેય ખબર પડે એમ ન હતું. તે બારણાની અંદર દીવાલમાં એક ખાનું હતું. સોલોમને કાગળો નાંખી દઈ બારણું અગાઉની માફક બંધ કરી દીધું. જ્યાં સુધી આ છૂપા બારણાની ખબર ન પડે ત્યાં સુધી પોલિસ તે ભાગમાં તપાસ કરી શકે તેમ ન હતું. પરંતુ સોલોમન સીવાય બીજું કોઈ એ વાત જાણતું ન હતું.

કાગળોને ઠેકાણે કરી હસતો હસતો તે નીચે ઉતરી હાથ સાફ કરતો બબડયો: " ભલેને હવે પોલીસ આવીને ઝડતી લે ! મારા વિરૂદ્ધ કાંઈ જ પુરાવો તેમને મળશે નહિ. હું પહેલેથીજ સાવચેત છું. માત્ર આ કોલન્કીને ઓળખી શકયો નહિ. "

રેબેકા જોસફના ઓરડામાં જવા નીકળી ત્યાં રસ્તામાંજ તેણે કોલન્કીને જોયો. કોલન્કીનો ઓરડો પણ તે તરફજ હતો. તેને જોઇ રેબેકા ખુશી થઈ પરન્તુ તેને બોલાવવનું તેને મન ન થયું. કોલન્કીનું મુખ વિષાદમય જણાતું હતું. તે બ્હીને બોલી: " અમારૂં અહિત કરવાથી તને હવે ઠીક નથી લાગતું. નહિ ? "

"તમારૂં અહિત ? તમારૂં અહિત શી રીતે ? મેં તો એવું કાંઇજ કર્યું નથી." કોલન્કી બોલ્યો.

" જોસફને પકડાવ્યો તે અમારૂં અહિત નહિ ? તે મારા પિતાનો કેવો વિશ્વાસભંજન અને કર્તવ્યનિષ્ઠ નોકર હતો ! તેને પકડાવ્યાથી અમારૂં અહિત કર્યું છે. "

" ના. તમારૂં અહિત થયું નથી. તેને તેના કર્મનું ફળ મળ્યું છે, મારૂં તો માત્ર નામ જ છે. પણ ખરી વાત તો એ છે કે તું એને ચ્હાય છે અને તેથી જ તું તારૂં પોતાનું અહિત કર્યું માને છે. "

રેબેકા ગુસ્સાથી બોલી: " હું કહું છું કે તે ખોટી વાત છે. હું ફરીથી પણ કહુ છું કે તે ખોટી વાત છે. "

" જોસફે પોતાનો પ્રેમ જાહેર કર્યો હતો ?"

" હા. તેણે મારા પ્રેમની યાચના કરી હતી. "

"તેથી તો હું કહું છું કે—"

"એમ તો તેં પણ તારો પ્રેમ જાહેર કર્યો હતો!"

"પણ મારી તે આશા પુરી થઇ ન હતી."

"અર્થાત ?" રેબેકા ભવાં ચઢાવતી બોલી.

"અર્થાત તેં મારા તે પ્રેમની અવજ્ઞા કરી હતી. પરન્તુ તેની અવજ્ઞા તેં કરી ન હતી. હું બધું જાણું છું."

"ધૂળ તું જાણે છે. વારંવાર એકને એક ખોટી જ વાત કર્યા કરે છે, તને શી ખબર હોય કે તને જે જવાબ આપ્યો હતો તેજ જવાબ મેં તેને આપ્યો છે! મેં તેને ચોકખું જ સંભળાવી દીધું હતું કે મારી પાસેથી તેના પ્રેમનું પ્રતિદાન મેળવવું કેવળ અસંભવ જ હતું."

સ્થિર દષ્ટિથી રેબેકાના તરફ જોઇ રહી કોલન્કી બોલ્યો: "રેબેકા શા માટે અસંભવ તે તારે મને કહેવું જ પડશે. એ જાણવાની મને ઘણી અધિરાઇ થઇ છે."

"તે પણ તને કહું છું. તું બધી વાત જાણીશ ત્યારે તું મારા તરફ શ્રદ્ધાની નજરથી જોઇશ અને તારી કે બીજા કોઇની પણ ઇચ્છા પૂર્ણ થવી કેવળ અસંભવ છે એ બાબતની તારી ખાત્રી થશે. અને એ કારણ એ કે હું એક જણની પત્નિ છું."

"બીજાની વિવાહિતા પત્નિ !" આશ્ચર્યથી કોલન્કી બોલ્યો: "કોણ તે ? તેનું ઓળખાણ આપ."

"તેનું નામ જાણવાથી તને કશોજ લાભ નથી અને તેનું ઓળખાણ આપવું પણ નિષ્પ્રયોજન છે. તને એટલું જ માત્ર કહી શકું છું કે તે અહિં નથી. બહુ દુર દેશ ગયેલ છે. તે હાલ જીવે છે કે નહીં તે પણ હું જાણતી નથી. આટલા દિવસથી સમાચાર ન હોવાથી તેનું મૃત્યુ થયું હોય તોય અસંભવ નથી. તને બધીય વાત કરી. હવે તો સાંભળીને ખુશી થયો ને !"

"હા. ખુશી થવા જેવી વાત ખરીને પણ તારો તે સ્વામી જો ખરેખરજ મૃત્યુ પામ્યો હોય તો ?"

"તો શું ?"

"તો પછી તને બીજો પતિ કરવામાં કાંઇ હરકત છે કે ?"

ક્ષણવાર કોલન્કીના સામે જોઇ રહી પછી નીચું જોઇ મૃદુ સ્વરે રેબેકા બોલી: "હા. ઇચ્છા થાય તો હું ફરીથી કોઇનીય સાથે લગ્ન કરી શકું, પરન્તુ મારી તે ઇચ્છા અમુક સંજોગો પર આધાર રાખે છે."

"હું જાણી શકીશ કે તે કેવા સંજોગો હોવા જોઇએ ?"

"કોઇ માણસ કોઇ સ્રીને મેળવવા વ્યાકુળ થયો હોય તો તેણે સાબીત કરવું જોઇએ કે તે તે સ્રીને મેળવવા માટે યોગ્ય જ છે. જબરદસ્તીથી કોઇ કોઇનો પ્રેમ મેળવી શકતું નથી. સ્રી હૃદય ભય બતાવીને જીતવાની વસ્તુ નથી."

"તે હું જાણું છું તેમ માનું પણ છું. હું તને ચ્હાઉં છું તેથીજ તને મેળવવા તલ્પી રહ્યો છું. હું તારા પ્રેમને યોગ્ય જ છું એ સાબીત કરી બતાવવા પણ હું બનતો યત્ન કરવા તૈયાર છું."

અવજ્ઞા ભર્યા હાસ્યસહ રેબેકા બોલીઃ "હા. જે નમુનો બતાવ્યો છે તેથીજ મારો જીવ ઠંડો થઇ ગયો છે. તારા પ્રેમની યોગ્યતાનું અદ્ભુત દ્રષ્ટાંત બતાવ્યું છે."

"રેબેકા! ઇર્ષ્યાવશ થઇ માણસ ઘણી વખત ન કરવાનું કાર્ય કરી બેસે છે. પરન્તુ તે બદલ તેને અંતે પસ્તાવું પડે છે."

"તેં જે કર્યું છે તે માટે તને પસ્તાવો થાય છે કે ?"

"હા. થોડો ઘણો હું દુઃખી થાઉં છું તે કબુલ કર્યા વિના રહેવાતું નથી. અને તે દુઃખી થવાનું કારણ એટલું જ કે મારા કાર્યથી ત્હારા હ્રદયને દુઃખ થયું છે. તને સુખી કરવાને બદલે દુઃખરૂપ બનવામાં મેં અન્યાય કર્યો છે. પરન્તુ જે થઇ ગયું છે, તે ટાળવાનો ઉપાય નથી. પણ તેનું ફળ પાછળથી શોચનીય ન થાય તે સંબંધી ઉપાય લઇ શકાય."

"શી રીતે ?"

"તારા પ્રશ્નનો જવાબ હાલ હું આપી શકતો નથી. હાલ તો શું બને છે તે જોયા કર. માત્ર તું એટલું જ કહે કે તું મારી ઘૃણા કરતી નથી."

"ના. હું તારી ઘૃણા કરતી નથી."

કોલન્કી એકાએક નીચોવળી રેબેકાનો હાથ ઓઠે અડકાડી તાબડતોબ ચાલ્યો ગયો. રેબેકા મનમાં બબડીઃ "મને મેળવવા તલપાપડ થઇ રહ્યો છે. કદાચ હું એને રીતસર શિક્ષા નાય કરી શકું. પણ અમારૂં અહિત તે ન કરી શકે તેનો તો હું જરૂર બંદોબસ્ત કરીશ."

રેબેકા પહેલાં કોલન્કીની ઘૃણા કરતી ન હતી. પરન્તુ તેની વિશ્વાસઘાતકતા જાણ્યા પછી તેના મનમાં સ્વાભાવિક જ ઘૃણા ઉત્પન્ન થઇ. છતાં પોતાની કાર્યસિદ્ધિ માટે તેને કપટાચરણનો આશ્રય લેવો પડ્યો.

રેબેકાના પૂર્વ જીવનની વાત સોલોમન વિના કોઈ જાણતું ન હતું. તે અન્યની પત્ની હતી તે સાચી વાત હતી. અને તેથીજ તેણે જોસફને "આપણાં લગ્ન અસંભવ છે." એમ કહ્યું હતું. પરન્તુ શાથી અસંભવ છે તે વાતનો તેણે સ્ફોટ કર્યો ન હતો. કોસન્કી આગળ પણ તેણે ન છૂટકે જ આ ખુલાસો કર્યો હતો. જોસફ ગીરફતાર થવાના સમાચાર મળતાં તેને જે દુઃખ થયું તે ઉપરથી તે જાણી શકી હતી કે જોસફ તેના હૃદય પર કેટલો અધિકાર જમાવી બેઠો હતો.

રેબેકાએ જોસફના ઓરડામાંથી બધા કાગળો ભેગા કરી અને તેની પેટી ઉઘાડી તેમાંથી પણ કાગળનું એક બંડલ કાઢયું. વાંચ્યા વિનાજ તેણે તે બધા ભેગા કરી બાંધી દીધા. પછી પેટીની બીજી ચીજો જોતાં તેના હાથમાં એક ફોટો આવ્યો. કૌતુહલ વશ થઈ તેણે તે જોયો. ફોટામાં જોસફ એક તરૂણી સાથે ઉભો હતો. આ તરૂણી તે બર્થા સ્મિથ હતી. બર્થા જયારે કૉલેજમાં ભણતી હતી ત્યારે આ ફોટો તેમણે છૂપી રીતે પડાવ્યો હતો.

સ્ત્રી હૃદય કેવું વિચિત્ર હોય છે! જોસફને ફોટામાં આ તરૂણી સાથે જોતાંજ રેબેકા બળી ઉઠી. તે તે ફોટો પેટીમાં પાછો ફેંકી ચાલી ગઈ.



# પ્રકરણ ૨૪ મું.

## કોલન્ટીની આશા



રેબેકા સોલોમનના ઓરડામાં આવી તેની નજીક એક ખુરસી પર બેઠી. પણ તેણે બધી હકીકત કહી નહીં. બર્થા તથા જોસફના ફોટા વિષે થા તેથી થએલા આઘાત વિષેની વાત તેણે પોતાના બાપથી છૂપાવી ારણ તે કહેવાથી કાંઈ લાભ તેને જણાયો નહિં. પરન્તુ તેના હૃદયનું ઃખ તેના ચ્હેરા પર જણાઈ આવતું હતું.

સોલોમન ચોપડો ઉઘાડી કાંઇક હિસાબ તપાસી રહ્યો હતો. રેબેકા આવતાં તેણે ઉંચું જોયું. પરન્તુ રેબેકાના મુખ તરફ નજર થતાંજ તે ચમકી ઉઠયો. તે બેબ્હાકળો થઇ બોલ્યોઃ "કેમ ત્હારૂં મોઢું આવું થઇ ગયું બેટા! શું થયું? જોસફના ઓરડામાં એવું શું દીઠું?"

રેબેકા કાંઈજ બોલી નહિં પરંતુ રૂમાલે મુખ ઢાંકી રડવા લાગી. સોલોમનને કંઇજ સમજ ન પડી. તે વધુ અને વધુ વિકળ બની રેબેકાના રડવાનું કારણ પૂછવા લાગ્યો.

"એવું શું છે બેટા! તું શા માટે આમ રડે છે? તારા આ બુઢ્ઢા બાપથી છૂપાવીશ ના. જે હોય તે કહે"

રેબેકાનો સહજ પણ સંયમ રહ્યો હતો તે બધો બાપના આ શબ્દો સાંભળી ગળી ગયો. છૂટે મોંઢે રડે તેમ તે ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી.

રેબેકાને આવી રીતે રડતી સોલોમને કોઇ દિવસ જોઇ ન હતી. ગમે તેવા સંકટમાં પણ તેને વિચલીત થયેલી તેણે જાણી ન હતી. આજે આમ એકદમ હતાશ બની તેને રડતી જોઇ સોલોમનનું હૃદય ચીરાઇ જવા લાગ્યું.

પરન્તુ રેએકાને મૌન જોઈ તેણે કારણ પૂછવાનો આગ્રહ માંડી વળ્યો. એક ચોપડો ઉઘાડી તેનાં પાનાં ઉથલાવવા મંડયો. રેએકાનો ડુમો શમતાં તે જરા સ્વસ્થ થઇ એટલામાં ઓરડાનું બારણું ઉઘાડી એક નોકર દોડતો દોડતો આવી બોલ્યો:–

“શેઠ, શેઠ! પોલીસે આપણા ઘરને ઘેરો ઘાલ્યો છે અને તેઓ આ તરફ આવે છે.”

સોલોમનને કાંઇક કહેવા જતો હતો એટલામાં પોલીસનો અમલદાર તે ઓરડામાં દાખલ થયો અને સોલોમનને અભિવાદન કરી બોલ્યો:—

“મહાશય! જોસફ કુરેટ નામના આપના એક નાની ઉમ્મરના યુવાન નોકરને નિહિલિસ્ટ તરીકે પકડવામાં આવ્યો છે. આપના ઘરમાંથી તેના વિરૂદ્ધ કાંઇક પ્રમાણ મળી શકે તે માટે આપના ઘરની ઝડતી લેવાનો પરવાનો લઇને હું આવ્યો છું. આપ પરવાનો તપાસી જુઓ.”

સોલોમન પોલીસ અમલદારને કાંઇ કહે તે પહેલાં રેએકા ખુરસી ઉપરથી ઉછળી. તેનું મ્હોં અને આંખો લાલ થઇ ગયાં હતાં. તેનું આખું શરીર કંપતું હતું. જેમ તેમ પોતાના ક્રોધ પર આત્મસંયમ રાખતાં તે બોલી: “મહાશય! આ આઘાત અસહ્ય છે અને તે એવો આકસ્મિક છે કે તેનું ગુરુત્વ સમજી શકાતું નથી. થોડીજ વાર પહેલાં અમે આ અપ્રીતિકર સમાચાર સાંભળ્યા છે, આથી અમે કેવાં વિસ્મિત અને મર્માહત થયાં છીએ તે કહી શકાય તેમજ નથી. અમે સામ્રાટના કેવાં વિશ્વાસુ અને રાજ્યભકત પ્રજાજન છીએ અને તેમના પ્રત્યેક કાર્યને કેવી રીતે સમર્થન કરીએ છીએ તે તમે બધાય જાણો છો. કોઇ નિહિલિસ્ટ પોતાની ઓળખાણ છૂપી રાખીને અમારે ત્યાં નોકર રહી અને એકદમ ગરીબ અને નિર્દોષની માફક અમારા ઘરમાં વસી સામ્રાટના વિરૂદ્ધ કાવતરૂં રચતો હતો એ સમાચારથીજ અમે દિગ્મૂઢ બની ગયા છીએ. આ બનાવને અમે અમારૂં દુર્ભાગ્યજ લેખીએ છીએ. જે રીતે અમને ઠગવામાં આવ્યાં છે. તે પણ કાંઈ જેવું તેવું દુઃખ નથી.”

સહાનુભૂતિ બતાવતાં પોલીસ અમલદાર બોલ્યો: “ઘણુંજ દુઃખની વાત છે, મેડમોઝેલ! આ નિહિલિસ્ટો એટલા બધા ધૂર્ત્ત અને ફંદાબાજ છે કે સાધુચરિત રાજ્યભક્ત વ્યક્તિને પણ છેતરી છૂપી રીતે પોતાની જાળ ફેલાવે છે. તેમનો ગૂઢ હેતુ કોઇ પણ સમજી શકતું નથી. આ દશામાં માલીકો નોકરના મનની વાત શી રીતે સમજી શકે? આપને

અનર્થક ત્રાસ આપવા આવ્યો છું તે માટે હું અત્યંત દુઃખિત છું. પ્ર-રન્તુ સરકારનો હુકમ મારે પાળવોજ જોઇએ. મારૂં કર્ત્તવ્ય કેટલીકવાર અત્યંત અપ્રીતિકર થઇ પડે છે. છતાં મારે નિરૂપાયે તે બજા-વવુંજ પડે છે."

"આપ તો રાજ્યવિધાનના પ્રતિનિધિ છો. આપને જે કર્ત્તવ્ય સોંપવામાં આવ્યું છે તે આપે બજાવવુંજ જોઇએ. જોસફ કુરેટ પહેલાં અહીં શ્રમજીવીના કાર્યમાં હતો. પણ કાર્યદક્ષતાથી તે એક ગુમાસ્તા જેટલા પદે પહોંચ્યો હતો. તે જુવાન છોકરો ઘણે દૂર દેશથી આવેલો હોવાથી અમે તેના તરફ મમતા રાખતાં હતાં. પણ તે આવો વિશ્વાસનો દૂરૂપયોગ કરશે એવો તો સ્વપ્નેય ખ્યાલ નહતો. તેના આ કપટાચરણથી અમને ઘણુંજ લાગી આવે છે. પરન્તુ એ ખરેખર અપરાધીજ છે અને તે કોઇ દુષ્કૃત્ય કરી શકે એવો છે એમ માનવાને હજી અમારૂં મન નાજ પાડે છે. છતાં નિહિલિસ્ટોના દુર્દાન્ત ચક્રમાં પડી તેની મતિ બ-દલાઇ જાય તોય નવાઇ જેવું નથી. છતાં તે રૂશીઅન નથી અને તેથી રૂશ શાસનપદ્ધતિ વિરૂદ્ધ તેને કાંઇ અંગત આક્રોધ હોય એ પણ બનવા જેવું નથી."

રેબેકાની વાત સાંભળી પોલીસ અમલદાર હસતો હસતો બોલ્યોઃ "જુઓને, મેડમોઝેલ! તમે હજી નાનાં છો. મનુષ્ય ચરિત્ર જાણવાની હજી તમને અભિજ્ઞતા નથી મળી. આ યુવક સીધો સાદોજ છે એવી તમારી ધારણા થઈ છે. એ ધારણા સાચી હોત તો હું ઘણો ખુશી થાત. પણ તેની પ્રકૃતિ વિષે જે બધી વાતો અમે જાણી છે તે ઉપરથી તો લાગે છે કે સુયોગ મળતાં થોડાજ દિવસમાં તે એક ભીષણ પ્રકૃતિનો નિહિલિસ્ટ બની જાત."

પોલીસ અમલદારની વાતથી રેબેકાનું હૃદય કંપી ઉઠયું. જોસફના સંબંધમાં પોલીસ અમલદારના વિચારો જાણી તેને લાગ્યું કે જોસફના છૂટી જવાની આશા વ્યર્થ હતી. તેમ જોસફનો પક્ષ લઇ બે વાત બોલવી પણ ઠીક ન લાગવાથી તે ચૂપ રહી. તેની ખાત્રી થઈ કે પોતાની વાતથી પોલીસ અમલદારની માન્યતા થઇ હતી કે તે—રેબેકા અને તેનો પિતા નિર્દોષ હતાં. આથી એટલેથીજ અટકવામાં તેણે ડહાપણ ધાર્યું.

પછી ઇશારતથી સીપાઇઓને બોલાવી પોલીસ અમલદાર તપાસ કરવા લાગ્યો. આલમારી, ડેસ્ક વગેરે તપાસી પોલીસ અમલદારે સોઓ-

મન પાસે તેની લોખંડની પેટી–તીજોરીની ચાવી માગી. મોઢેથી અમથો અમથો વિરોધ કરતાં સોલોમન બોલ્યો કે તીજોરીમાં તેના કેટલાક કીમતી દસ્તાવેજો, નોટો અને રૂપીઆ સિવાય બીજું કાંઇજ ન હતું. પરન્તુ પોલીસે તેની વાત ન માનતાં તે તપાસવાનો આગ્રહ કર્યો. સોલોમને મનમાં હસતાં હસતાં તીજોરીની ચાવી તેના હાથમાં મૂકી. પણ અપરાધજનક કાંઇ પણ પૂરાવો ન મળતાં પોલીસો નિરૂત્સાહ થઈ ચાલ્યા ગયા.

પોલીસના ગયા પછી રેબેકા શાન્તિનો નિશ્વાસ નાખતાં બોલી; "બાપુ! આજ આપણે કઠોર અગ્નિ પરીક્ષામાંથી ઉત્તિર્ણ થયાં. મને લાગે છે કે આથી ભવિષ્યમાં આપણને લાભજ છે."

"બેટા! જ્યારથી આગની સાથે રમત માંડી છે ત્યારથીજ હું સાવચેત છું. પરંતુ તારી વાત ખોટી નથી, આજ જે શીખામણ મળી છે તે ભવિષ્યમાં આપણને કામ લાગશે."

રેબેકા સમજી શકી કે કોલન્કીએ પોલીસને પોતાના વિરૂદ્ધ કાંઈ પણ વાત કરી ન હતી. તે ખુશી થઈ પોતાના મન સાથે બબડી "કોલન્કીને વશ કર્યો છે. હવે તે મારો ગુલામ થઇને રહેશે. જો હું તેને અમારૂં અહિત કરવાથી અટકાવી ન શકું તો મારો સ્ત્રી જન્મજ વૃથા."

તેજ દિને બપોર પછી રેબેકાએ કોલન્કીની છૂપી મુલાકાત લીધી અને બોલી: "પોલીસની તપાસ નિષ્ફળ થઇ છે તે માટે હું તને ધન્યવાદ આપું છું. તેં પોલીસમાં અમારા વિરૂદ્ધ સાક્ષી આપી હોત તો અમે હેરાન થાત, પરંતુ તેં અમારૂં અહિત કર્યું નહિં. આ રીતે તેં અમારા તરફ વિશ્વાસપાત્રતાજ બતાવી છે. તું ભવિષ્યમાં જોઇશ કે હું અકૃતજ્ઞ નથી. તેમ ઉપકાર ભૂલું એવી પણ નથી."

રેબેકા આમ અલ્પ સમયમાંજ આટલી નરમ થઇ વાત કરશે એવી આશા તેણે રાખી ન હતી. તેના આ આકસ્મિક ફેરફારથી તેને આશ્ચર્ય થયું પરંતુ તે દબાવતાં ગંભીર સ્વરે તે બોલ્યો: "તમારા પર આટલોય ઉપકાર હું કરી શક્યો તેથી મને આનંદ થાય છે. હું તો માત્ર મૌનજ રહ્યો હતો. તેથી વધુ મેં કાંઇજ કર્યું નથી. જો તારા તરફથી કાંઇક આશા મળે તો મારૂં આ મૌનવ્રત કદી ભંગ થશે નહિં. મારી આ વાત ઉપર તું સારી રીતે નિર્ભર રહી શકે છે."

કોલન્કીની ધૃષ્ટતાથી રેબેકાનું હૃદય ક્રોધ અને ઘૃણાથી પૂર્ણ થઇ ગયું. છતાં મનનો ભાવ છૂપો રાખી કોલન્કીના તરફ પોતાનો જમણો હાથ લંબાવતાં તે બોલીઃ "તારો ઘણો ઉપકાર થયો. તારી હું કૃતજ્ઞ છું અને એ કૃતજ્ઞતા ભવિષ્યમાં જુદા આકારમાંય ફેરવાઇ જઈ શકે."

રેબેકાનો હાથ ચુમતાં હર્ષભર્યે સ્વરે તે બોલ્યોઃ "હા તેમ થાય. પણ પહેલાંના તારા શબ્દોથી મારા મનને જબરો ખટકો લાગ્યો છે. તેં કહ્યું હતું કે તને મેળવવી મારે માટે અસંભવ છે. વળી હવે કંઇક આશાની વાતેય સંભળાવે છે. તારા આ મત પરિવર્તનનો અર્થ શો?"

તીક્ષ્ણ દ્રષ્ટિથી કોલન્કી રેબેકાના મુખ તરફ તાકી રહ્યો. પરન્તુ રેબેકા એથી સંકુચિત ન થઇ. તે બોલીઃ "તને એમ કહ્યું હતું ખરૂં. પણ તને એમ પણ કહ્યું હતું કે કોઈની સાથે લગ્ન કરવાની હાલ જે અગવડ છે તે અગવડ ન પણ રહે."

કોલન્કીને કાંઇ બોલવાનો સમય ન આપતાં તે ત્યાંથી ચાલી ગઈ. તેના ગયા પછી થોડીવાર ત્યાં ઉભો રહી કોલન્કી પોતાના મન સાથે બોલ્યોઃ

"કેવી સપાટામાં આવી છે! પણ તે આટલી સહેલજવારમાં વશ થશે એમ મેં ધાર્યું નહતું."

ખરૂં જોતાં બન્ને જણ પરસ્પરને વશ કરવા યત્ન કરતાં હતાં. રેબેકા પોતાની સ્વાર્થ સિદ્ધિ માટે કોલન્કીને મોહમાં ભૂલાવી ખેલતી હતી; જ્યારે કોલન્કી ગમે તેવો સ્વાર્થાંધ હતો તોપણ રેબેકા તરફનો તેનો પ્રેમ કપટરહિત હતો. તે રેબેકાને અત્યંત ચ્હાતો હતો. રેબેકાની વાતથી તેને આશ્વાસન મળ્યું હતું. તે આનંદમાં અધીરો બની ગયો હતો.

સંધ્યાકાળે વાત વાતમાં રેબેકાએ સોલોમનને કહ્યુંઃ

"બાપુ! કોલન્કી મારા પ્રેમમાં ફસી ગયો છે. તે મારી ખૂબ ખાતર કરે છે. મારી સાથે લગ્ન કરવાને તલપાપડ થઇ રહ્યો છે. મેં તેને આશા બતાવી છે."

જાણે તેની વાતપર વિશ્વાસ ન કરતો હોય તેમ સોલોમન બે એક મીનીટ રેબેકાના તરફ જોઇ રહી સવિસ્મયે બોલ્યોઃ "શું તેં ખરી આશા આપી છે કે તેને બનાવે છે?"

"તમારી છેલ્લી વાતજ ખરી છે." રેબેકાએ હસતાં હસતાં કહ્યું.

"એમ કરવાનં કારણ?"

રેબેકાએ ગંભીર થતાં કહ્યું: "તે આપણો દુશ્મન થઇને ઉભો રહે તે ઇચ્છવાજોગ નથી." તેની દુશ્મનાવટથી આપણો સર્વનાશ થાય તે ભૂલવા જેવું નથી.

સોલોમન ગરમ થતો બોલ્યો. "તે મારો ચાકર. તેની સાથે પ્રેમનો અભિનય કરવો તને ન છાજે. તે ભવિષ્યમાં આપણું અનિષ્ટ ન કરે તે માટે તેના દાંત હું ભાગી નાખીશ."

રેબેકા વ્યગ્ર ભાવે બોલી. "ના, બાપુ! તમારે કશુંજ કરવાનું નથી. હુંજ તેને સીધો કરીશ. રમણીનું વેર કેવું ભયંકર છે તે વખત આવ્યે તે જાણશે."



## પ્રકરણ ૨૫ મું

# ચાલ બાજી

જેમ જેમ જોસફના કેસનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ રેબેકાની સ્થિતિ બહુ શોચનીય થવા લાગી. તેનો ઉદ્વેગ વધવા લાગ્યો. કેસની તારીખ મહિનાની આખરે પડેલી હોવાથી તેને ત્રણ અઠવાડીઆમાં હાજતમાં રહેવાનું હતું, તેને શી સજા ફરમાવવામાં આવે તે તો અગાઉથીજ નક્કી હતું પરંતુ માત્ર ન્યાયનું ફારસ ભજવવા ઉપરજ તે મુલતવી રાખવામાં આવી હતી. જોસફ છુટી શકશે નહી એમ રેબેકાને ખાત્રી થઈ ગઇ હતી. પરંતુ પોતાની ગુપ્ત વાત જાણનાર કોલન્કીને હાથમાં રાખવા માટે તેનું મનોરંજન કરવા તે ચુકતી નહીં. આવા કપટાભિનયથી તેને ઘણી આત્મગ્લાનિ થતી. તેમજ દિવસે દિવસે કોલન્કી તરફની તેની ઘૃણા વધતીજ જતી હતી. છતાં તે અજબ જેવો આત્મસંયમ રાખી કામ લેતી હતી.

જોસફના કેસના થોડા દિવસ પહેલાં તેણે સોલોમનને કહ્યું: "બાપુ! જોસફનો કેસ હવે નજીક આવે છે. તેને શી સજા થશે?"

ક્ષણ વાર વિચાર કરી સોલોમન બોલ્યો: "સાઇબીરીયા અથવા શ્લુસેલબર્ગ."

"કોઇ ઉપાયે તેને બચાવી શકાય તેમ નથી?" રેબેકાએ ક્ષણ વાર વિચાર કરી પૂછ્યું.

"ના બેટા! એવો કોઇ ઉપાય નથી." ગંભીર સ્વરે સોલોમન બોલ્યો "જોસફ ઘણોજ ભલો છોકરો હતો. તેનું સાહસ પણ અદ્ભુત હતું. મને તે બહુજ વ્હાલો હતો; તેના પરની આ આફતથી મને ઘણું

દુઃખ થાય છે. તે કેવો વિશ્વાસભાજન કે આપણા વિરૂદ્ધ તેણે એક શબ્દ પણ કહ્યો નથી. જો એક શબ્દ પણ તેણે કહયો હોત તો આજ મારે પણ તેનીજ પાછળ જવુંજ પડત. પૈસો ખરચતાં જો તે બચી શકે તેમ હોત તો મારૂં સર્વસ્વ લુંટાવી દેતાંય હું ન અચકાત. પણ તેવીય આશા નથી. "

રેબેકા કાંઈ બોલી નહિ. પરન્તુ તેના બાપના છેલ્લા શબ્દો—મારૂં સર્વસ્વ લુંટાવી દેતાંય હું અચકાત નહિં—તેના હૃદયમાં રમી રહ્યા. તેને લાગ્યું કે એકવાર યત્ન કરી જોવામાં નુકશાન શું છે?

આખી રાત રેબેકાએ છટ ફટ કર્યા કર્યું. પૈસા ખર્ચીને પણ જોસફને છોડાવાય કે નહિં તેજ વિચારમાં આખી રાત નિદ્રા વગરની વીતાવી. પણ કાંઈ નિશ્ચયપર આવી શકી નહીં.

બીજે દિને સવારમાં તેના મનમાં એકાએક વિચાર આવ્યો કે વખતે કોલન્કીની મદદથી એ બની શકે ખરૂં. કોને કોને લાંચ આપવાથી કાર્ય સિદ્ધ થાય તે કોલન્કી જાણતો હોવો જોઇએ. મારા આગ્રહથી કોલન્કી શું એટલું કામ નહી કરે?

કોલન્કી રેબેકા પાછળ દિવાનો થયો હતો તેથી તેના મનમાં થયું કે તેને મન ભુલાવનારી યા તેને મસ્ત કરનારી બે એક વાતો કરવાથી તે જરૂર મહેનત કરશે.

તેજ દિને બપોરે રેબેકાએ કોલન્કીને બોલાવ્યો. કોલન્કી ઉત્ફુલ ચિત્તે આવીને બોલ્યો: " રેબેકા! તેં મને બોલાવ્યો હતો?

" હા. એક વાત કહેવાની છે. તને ખબર તો છે કે થોડાજ દિવસમાં જોસફનો કેસ ચાલશે. તેને શી સજા થશે તે તો આપણે બધાય જાણીએ છીએ. એની એ દુર્દશા માટે તુંજ જવાબદાર છે. કારણ તેંજ એને ગિરફતાર કરાવ્યો છે. હું ધારૂં છું કે આથી તારો વૈરાગ્નિ શાંત થયો હશે. કદાચ તું તેને સજા કરાવવાં ઇચ્છતો હોય તો યાદ રાખજે કે તે સજા તું મનેજ કરાવે છે. મારી વાતનો ભળતોજ અર્થ ન કરીશ. "

મોઢું વાંકુ કરતાં કોલન્કી બોલ્યો: ' એનોય વળી સરળ અર્થ થાય ખરોકે? તારી વાતનો મર્મ એજ કે તું તેના પ્રેમમાં પાગલ. તું મને શું વાંદરન્યાય નચાવવા માગે છે?"

" તું વાંદર હોત તો તને નચાવ્યા વિના છોડત ખરી? પણ સારી વાત છે કે તું વાંદર નથી. તું અત્યંત ચાલાક માણસ છે અને વાંદરનાથી અધિક બુદ્ધિમાન છે. પણ બુદ્ધિમાન હોવા છતાં તું સીધી વાતનો

ં સમજતો નથી. મારી વાતનો મર્મ એ કે જોસફ કુરેટ અમારો ૃગત નોકર. મારા બાપને તેના દ્વારા ઘણું કામ મળતું. તું તો મારો . મેળવવા આકુળ વ્યાકુળ થઇ રહ્યો છે. પણ પ્રેમ માગ્યો મળતો ો તે મેળવવો જોઇએ. તે મેળવવા તું રાજી છે ?"

રેબેકાના પ્રશ્નનો ઉત્તર ન આપત્તાં કોલન્કી બોલ્યો: " જોસફ ો પ્રણય પ્રતિદ્વંદ્વી તેનું અભિમાન પણ ઓછું નથી. તેણે મને રસ્તામાં ાડયો મેં તેને પકડાવી દીધો એને રીતસરજ મેં ફળ આપ્યું છે."

"ખરૂં પ્રેમિક વીર નરના જેવુંજ કામ તો કર્યું છે અપમાનનો બદલો ય્યો છે તેના પ્રતિનું તારૂં કર્તવ્ય પૂરી રીતે બજાવ્યું છે હવે જેથી ી શકે એવી વ્યવસ્થા કર્યાથી અધઃપતિત શત્રુ તરફ મહત્વ જણાય. હું ણું છું કે પ્રેમીક માત્ર ઉદાર પ્રકૃતિના હોય છે."

અવજ્ઞાભર્યું હાસ્ય કરતાં કોલન્કી બોલ્યો: " એટલું બધું મહત્વ રા હૃદય ભંડારમાં ભર્યું નથી. અને હોય તોય તેની ખયરાત કરવાથી ઈ ફળ નથી. કારણ હવે તેની રક્ષા કરવી અસંભવ છે. અને કદાચ કદમ અસંભવ ના હોત તોય તેથી મને શો લાભ હતો ?"

" લાભ એ થાત," રેબેકા દ્રઢ સ્વરે બોલી "કે તારા ઉપરની મારી દ્વા સોગણી વધી જાત. તને ખરેખરજ ચ્હાત"

વિરૂપ ભર્યા સ્વરે કોલન્કી બોલ્યો: "ખરૂં-ખરૂં. રેબેકા ! તું કબુલ કરે ન કરે, પણ એટલું તો ખરૂં કે જો હું તારી આ ધપ્પાબાજીમાં ાસ્યો હોત તો તું જરૂર મને વાંદરા જેવોજ ગણત. પણ હું એટલો યો સરળ પ્રકૃતિનો યા નિર્બોધ નથી. જોસફ જો આજ મૂક્ત થાય ા કાલે મારૂં સ્થાન કયાં હોય ?—તારા હૃદયથી એક હજાર ગાઉ દુર. ા. રેબેકા ! તું મને એમ વાંદર નાચ નચાવી શકીશ નહિં. હું એ બધું ામજું છું."

યૂવન મોહક હાસ્યે કોલંકીના મગજનું ચક્કર ફેરવતી રેબેકા મૃદુ ્વરે બોલી; " તું સમજે છે પથરા ! મારી વાત ચિત્ત દઇને સાંભળ. જો ં કોઇપણ ઉપાયે જોસફને કારાગારમાંથી મૂક્ત કરાવી શકે તો હું ારા આગળ અંગીકાર કરૂં છું કે જે પળે હું તેને કારાગારથી મૂક્ત ાઇ પાછો આવેલો જોઇશ તેજ પળે તારા હાથમા હાથ રાખીને હું કહીશ 'કોલંકી ! હું ત્હારી છું." વળી એ પણ યાદ રાખજે કે તેને મૂક્ત ્રાવવા સોનાની ચાવીથી કારાગારનું તાળું ઉઘાડવું પડશે તો એ સોના ી ચાવી હું તને આપી શકીશ."

રૈબેકાની વાત સાંભળી કોલન્કી માનસિક ઉલ્લાસ છૂપાવી શક્યો નહીં. આવા દુર્જય લોભથી દૂર રહેવું તેને માટે અસાધ્ય હતું. રૈબેકાએ કરેલી માગણી અત્યંત કઠણ હતી પણ વગર ચેષ્ટાએ હતાશ થવાનું તેણે પસંદ કર્યું નહીં. ક્ષણવાર વિચાર કરી તે બોલ્યો:

" કારાગારનું દ્વાર ખોલવા સોનાની ચાવીની જરૂર છે ખરી. માત્ર જરૂરજ નહિં પણ તે અપરિહાર્ય છે. કારણ કારાંગારનું દ્વાર જો કદી ખોલી શકાય તો તે માત્ર સોનાની ચાવીથીજ ખોલાય. સમજ કે કારાગારનું દ્વાર ખોલતાં જોસફ મુક્ત થયો પણ પછી તારો બોલ તું પાળીશજ એની મને શી ખાત્રી થાય ? તારો જામીન કોણ ?

" મારો બોલજ જામીન. બીજો જામીન શો ? તું મારા આ અંગિકાર ઉપર નિર્ભય નહી કરી શકે ? "

" ના, હું તારી મોઢાની વાત પર વિશ્વાસ રાખી શકતો નથી. તું આમ વિશ્વાસ આપી ત્હારૂ કામ કાઢી લઈ છેવટમાં અંગુઠો બતાવે તો મારે તારા આ અંગિકારને શું ધોઇ પીવો ? તું જરૂર મારી સાથે ચાલ બાજી રમે છે. એ હું છાતી ઠોકીને તો કહી શકતો નથી. પરંતુ તું મને છેતરી ન જાય તે માટે યોગ્ય જામીનની જરૂર છે. મનુષ્યનું મન હંમેશા એકજ પ્રકારનુ નથી રહેતું તે તો તું જાણે છે."

" પુરૂષનુ મન હમેશા એક જાતનુ નથી રહેતું તે તો જાણું છું, અને વખત આવ્યે તેઓ વિશ્વાસઘાત કરતાં પણ ચૂકતા નથી તે પણ જાણું છું. "

કોલન્કી સહજ અપ્રતિભ થઈ બોલ્યો: " તારો આ તિરસ્કાર હું અવનત મસ્તકે ગ્રહણ કરૂં છું. હું મને પોતાને સાધુ પુરૂષ તરીકે ઓળખાવતો નથી. ઘણાના કરતાં હું ઉતરતી પંકિતનો હોઇશ તેમજ ઘણાની સરખામણીમાં હું ઉત્તમ પણ હોઈશ પણ તું મને જેટલો ધારે છે તેટલો નીચ હું નથી. હું તારા પિતાનો વિશ્વાસુ નોકર છું અને તેથીજ તમારી અનેક છૂપી વાતો જાણવા છતાં મેં તે પ્રકટ કરી નથી. જોસફ કુરેટ તો પાછળથી આવી તમારે ત્યાં રહ્યો હતો. તેના અહીં આવતા પહેલા ઘણા સમય આગળ મેં તને જણાવ્યું હતુ કે—તને મારા દીલોજાનથી ચ્હાઉ છું. તારે લીધે હું જોસફની ધૃષ્ટતા ક્ષમા કરવા તૈયાર છું એટલુંજ નહિ પણતેને મૂકત કરવાનુ અસંભવ ન થઇ પડે તેની પણ ચેષ્ટા કરવા હું તૈયાર છું. પરન્તુ હું તને માગું છું. તારૂં કાર્ય સિદ્ધ

થયા પછી તું મારી થઇશ એમ માનવા મારૂં મન કબુલ કરતું નથી અને તેથીજ હું તારી પાસે જામીન માગું છું, જો હું જોસફ કુરેટને કારાગાર-માંથી મુક્ત કરાવવામાં સફળ થાઉં તો તું મારી થઇશ એની ખાત્રી માટે કેવા જામીન આપવા તું તૈયાર છે. કહે."

રેબેકા નીચું જોઇ બોલી " તું કેવા પ્રકારનો જામીન ઇચ્છે છે?"

" તે હું કાલે કહીશ. હું વિચાર કરી જોઇશ કે કેવા જામીન પર આધાર રાખી શકાય"

" ભલે કાલે કહેજે. પણ જોસફને ખરેખર છોડાવવાજ તું તૈયાર હોય તો વધુ વિલંબ ન કરીશ વિલંબ થતાં વખતે ચેષ્ટા સફળ પણ ન થાય"

કોલન્સ્કી હસીને બોલ્યો " તારાથીજ વિલંબ સહન થતો નથી ને! જેમ બનશે તેમ જલ્દીજ ચેષ્ટા કરીશ. મારી આ વાત ઉપરજ ભરોસો રાખી શકે છે. હવે હું જઇશ"

કોલન્સ્કી એકાએક રેબેકાનો હાથ લઈ પોતાને ઓઠે અડકાડી તેના સામે જોયા વિનાજ તરત ચાલ્યો ગયો.

રેબેકા થોડીવાર ત્યાંજ ઉભી રહી. તેનું મોઢું અને નેત્ર લાલ થઇ ગયાં તેના નેત્રમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તે દાંત પીસી અસ્ફુટ સ્વરે બોલી: " અલેકઝાન્ડર કોલન્સ્કી! તુ મારા બાપનો એક નગણ્ય ચાકર એ વાત તું ભુલી ગયો છે. તેં મારા પ્રેમ ખાતર નવી ચાલ ચાલવી શરૂ કરી છે. તારી બધી આશા ચુરમાર કરવા મારેય ચાલ ચાલવી પડે છે પણ ચાલબાજીમાં મને મ્હાત કરવા માટે તારે ઠેઠ સુધી સાવચેત રહેવું પડશે, આપણા આ ચાલબાજીના ખેલના પરિણામ ઉપરજ મારી તમામ આશા, સુખ મારા પ્રેમની સફળતા એટલું જ નહિં પણ મારૂં અને પિતાનું જીવન પણ નિર્ભર કરે છે, ઠેઠ સુધી પ્રાણપણે યુદ્ધ ન કરે તો તું મારી પાસેથી આ બધું છીનવી શકીશ નહિંજ."



# પ્રકરણ ૨૧ મું

---

## ઉભય સંકટ

—:૦:—

બીજે દિને નિર્જને રેબેકાને મળી કોલન્કી બોલ્યો; જામીન-ખત તૈયાર છે તેના પર તું તારી સહી કરી મને પાછું આપ. તારે બીજું કાંઇજ કરવું નહીં પડે " એમ કહી તેણે એક કાગળ રેબેકાના હાથમાં મૂક્યો. તેમાં લખ્યું હતું ;—

" હું રેબેકા કોહેન, આ એકરારનામાથી સ્વીકાર કરું છું કે- હું અને મારા પિતા સોલોમન કોહેન-અમે પિતા પુત્રી બંને નિહિલિસ્ટ મંડળમાં જોડાયલાં છીએ. રૂશીઅન રાજધાનીમાં અમેજ નિહિલિસ્ટ મંડળના પ્રધાન મદદગાર અને પૃષ્ટ પોષક. અમે તેમના રાજદ્રોહ મૂલક તમામ કાર્યમ મદદ કરતાં આવ્યાં છીએ અને તે મંડળના પ્રત્યેક કાર્યમાં અમારી આંતરિક સહાનુભૂતિ છે. "

એકરારનામું વાચતાં વાચતાં રેબેકાનું મુખ મ્લાન થઈ ગયું. તેનાં નેત્રો વિકળ થયાં. હૃદયમાં હથોડા ટીપાતા હોય તેમ લાગ્યું. નિઃશબ્દે વાંચી રહી અત્યંત ક્રોધથી ઉત્તેજીત સ્વરે તે બોલી ઉઠી: " તું શું મને એટલી બધી ગાંડી, મૂર્ખ અને આંધળી સમજે છે કે આ એકરારનામા ઉપર હું સહી કરીશ ? '

કોલન્કી અચંચળ સ્વરે બોલ્યો: " તને ગાંડી મૂર્ખ કે અંધ સમજવા જેટલો હુ તરંગી નથી. એકરારનામા ઉપર નજર કરતાંજ ક્રોધથી તારૂ મગજ ખસી ગયું છે. પરન્તુ સ્થિર ચિત્તે બધી વાત વિચારી જોઇશ તો જણાશે કે મારા ઠરાવ જરાય અસંગત તેમ તારે માટે અપમાનજનક નથી. "

રેબેકા અસહિષ્ણુ સ્વરે બોલી "ના તારો ઠરાવ અત્યંત સંગત અને મારે માટે તો ભયંકર સમ્માન જનક. તારી સ્પર્ધા જોઈને તો અવાક થઈ જાઉં છું. મને કેવળ નિર્બોધ અને અક્કલ વગરની ન સમજતો હોત તો હું આ કાગળ પર સહી કરીશ એમ તું ધારતજ નહિ. હું આના પર સહી કરીશ નહિ."

કોલન્સ્કી પહેલાની માફક ધીરે બોલ્યો "આના પર સહી કરતાંજ તમારો સર્વનાશ થશે એમ શાથી ધારે છે? તારી સાથેની મારી શરતજ વિચારી જોને! શરત છે કે હું જોસફ કુરેટને કારાગારમાંથી મુક્ત કરવા યત્ન કરીશ. હું જરૂર સફળ થઇશ એમ તો મેં કહ્યું નથી. હું બનતી ચેષ્ટા કરીશ કદાચ હું સફળ થાઉં તો તારે મારી સાથે લગ્ન કરવું. પણ હું સફળ થાઉં અને તું તારી શરતનો ભંગ કરે તો તને મેળવવાનો બીજો માર્ગ મારે માટે છે ખરો કે?"

"મેં જે કબુલાત કરી છે તેના ઉપર તારે વિશ્વાસ રાખવો જોઇએ. હું કબુલાતનો ભંગ કરીશ નહિ આથી વધારે મારે કંઇજ કહેવાનું નથી.

"બહુ સારૂ, સારી વાત છે. હું પણ કબુલાત કરૂં છુ કે આ એકરારનામા પર સહી કરવાથી તારા કે તારા પિતાને કોઇ પ્રકારના અપકારની આશંકા નથી. હું તે છુપાવી રાખીશ. કોઇ તે જોવા કે જાણવા પામશે નહિ. જે દિવસે તું મારી સાથે લગ્ન કરીશ તે દિવસે હું તને તે પાછું આપીશ, તું તેને બાળી નાખજે. તું મારી સાથે વિશ્વાસઘાતકતા નહીં કરે ત્યાં સુધી કોઈ દિવસ હું આને પેટીમાંથી બહાર કાઢીશ નહિ તેમજ તેનો ઉપયોગ કરવા યત્ન કરીશ નહીં."

રેબેકા ઘૃણાથી બોલીઃ "જે દિને હું તારી સાથે લગ્ન કરીશ?"

"હા. તું મારી સાથે લગ્ન કરવા કબુલાતથી બંધાયેલી નથી?"

"હા. સાચી વાત છે." જરા વિચાર કરી રેબેકા બોલીઃ

કોલન્સ્કી કાંઇક હસવાની ચેષ્ટા કરતો બોલ્યોઃ

"જો, એટલામાંજ તું તારી કબુલાત ભુલી ગઇ. કબુલાત ત લાંબા વખત સુધી યાદ રહે અને તારૂં કાર્ય થયા પછી તે કબુલા પાળે તેટલા માટેજ આ કાગળ પર સહી કરવાની જરૂર છે."

બન્ને તરફના સંકટમાં પડી રેબેકા નીચે વદને ક્ષણ વાર રહી. પછી ઉંચુ જોઈ બોલી. "કદાચ આના ઉપર સહી ન કરૂં તો

કોલન્સ્કી જરાય અધીરાઇ ન બતાવતાં બોલ્યોઃ "તે તારી માત્ર એટલુંજ કે જોસફ કુરેટને છુટવાની આશાની અહિંજ સમાપ્તિ.

# પ્રકરણ ૧ લું

---

# હૅર મોર્જે

---

માન મોટાઇનો લોભ જ્યારે મનુષ્યને ચારે તરફથી ઘેરી લે છે ત્યારે તે કહેવાતી માનમોટાઇ માટે મનુષ્ય ગમે તેટલો ખર્ચ કરતાં પાછો હઠતો નથી.

આન્નાસ્મિથને કુલીનતા અને મર્યાદાનો લોભ માત્ર બર્થાને કાઉન્ટ વૉન ઓરનબર્ગ સાથે પરણાવવામાંજ સમાપ્ત થયો. તેને લાગ્યું કે કાઉન્ટ પોતાના દેશમાં ચાલ્યો જશે તો થોડાજ દિવસ "કાઉન્ટેસની મા" તરીકેનું પોતાનું ઓળખાણ સમાજમાં ભૂલાઇ જશે. આથી તેણે કાઉન્ટને જ્યુરીચમાં જ રાખવાનો વિચાર કર્યો. પણ પોતાના બે પુત્રો હોવાથી ઘર જમાઈ તરીકે રાખવામાં મોટી મૂશ્કેલી જોઇ.

જ્યુરિચ નગરના એક ભાગમાં પહાડની નજીક "સાદુ" નામે એક બંગલો હતો. સો એક વર્ષ પર તે બંધાવેલો હોય એમ જણાતું હતું. તેનો માલીક પૈસાની તંગીમાં આવી પડવાથી ગામમાં જ એક નાના ઘરમાં રહેતો હતો. આન્નાએ આ બંગલો ખરીદી લઇ બર્થાના નામ પર રજીસ્ટર કરી આપ્યો. કાઉન્ટના ઉપર અત્યંત સ્નેહ અને વિશ્વાસ હોવા છતાં વિદેશી જમાઈના નામે સ્થાવર મીલ્કત રજીસ્ટર કરી આપવાની તેને ઇચ્છા ન થઇ.

લગ્ન પછી આ નવ પરિણિત દંપતિ યૂરોપનાં અનેક સ્થળોએ હનિમુન માટે ગયાં તે દરમ્યાન આ બંગલો આન્નાએ મરામત કરાવી ફરનીચર વગેરેથી શણગારી રહેવા યોગ્ય બનાવી દીધો. કાઉન્ટ કાઉન્ટેસ પાછાં આવતાં તેણે તેમને "સાદુ"માં રહેવાનો બંદોબસ્ત કરી આપ્યો.

" સાટુ "માં આવી રહ્યા ને લગભગ પંદરેક દિવસ પછી એક વિદેશી, કાઉન્ટ તથા કાઉન્ટેસ સાથે મુલાકાત કરવા ત્યાં આવ્યો. આ વિદેશીને કાઉન્ટ ઓળખતો હતો. પણ કાઉન્ટેસ ઓળખતી ન હતી. કાઉન્ટ આ વખતે ઘરમા ન હોવાથી નોકર તેનું કાર્ડ કાઉન્ટેસ બર્થા પાસે લઇ ગયો. બર્થાએ કાર્ડ વાંચ્યું.

" રૂડોલ્ફ મોઝે.
મીલીટરી એજંટ.
ફ્રાંક ફોર્ટ-ઓન-મેઇન. "

કાર્ડ વાંચી બર્થાને લાગ્યું કે ફ્રાંક ફોર્ટથી આવનાર આ માણસ કાઉન્ટનો મિત્ર હશે અને તેથી તેની અભ્યર્થના કરવી જોઈએ. એમ ધારીને 'મોઝે' પાસે આવી પરંતુ તેને જોતાંજ તેના મનમાં થયું કે આવનાર અસભ્ય અને હલકટ મનુષ્ય હોવો જોઇએ. તેના તરફ જોતાંજ અશ્રદ્ધા ઉત્પન્ન થઇ.

મોઝે ઉંચો જાડો અને તેનુ મોઢુ પણ એક ઘડાના જેવું હતું. પેટના પ્રમાણમાં હાથ પગ ઘણાજ પાતળા જણાતા હતા. તેને જોતાંજ બર્થાની ધારણા થઇ ગઇ કે તે માણસ અત્યંત સ્વાર્થી, કુટિલ અને અસત્યચરિત્ર હોવો જોઇએ. તેની આંખમાં લાલસાનો અગ્નિ પ્રજ્વલિત જણાયો.

બર્થા આવતાંજ તેણે અભિવાદન કરી કહ્યું:

" મેડમ લા કાઉન્ટેસ સાથે મુલાકાત થતાં મને ઘણોજ આનંદ થાય છે.

પોતાની ભુખ્યા વરૂ જેવી લોલુપ દૃષ્ટિથી જાણે બર્થાને ગળી જતો હોય તેમ તે તેના તરફ આંખ્યો ફાડીને જોઇ રહ્યો બર્થા આથી ઘણી નારાજ થઇ બોલી

" હું ધારૂં છું કે તમે કાંઇ કામ સર કાઉન્ટને મળવા આવ્યા હશો પણ કાઉન્ટ હાલ ઘરમાં નથી."

રૂડોલ્ફ મોઝે દાંત બતાવતાં હસતાં હસતાં બોલ્યો " હા તમારી વાત ખરી છે. તમારા સ્વામી અને હું જુના દોસ્ત છીએ, તેમની સાથે મારે કેટલીક એવી છૂપી અને જરૂરી વાતો કરવાની છે કે તે સાંભળતાં જ તે મારી ઘણીજ ઉત્તમ પ્રકારના સ્વાગતા કરશે."

મોજેની બોલવાની પદ્ધતિજ અસભ્ય અને હલકટ મનુષ્ય જેવી હતી. બર્થા તે સમજી ગઇ તેમજ સભ્ય સમાજના સંસર્ગે આવવા માટે તે કેવળ અયોગ્યજ હતો તે પણ તેણે જોઇ લીધું. અત્યંત મુશ્કેલીથી ક્રોધ છુપાવતાં તેણે કહ્યું.

"કાઉન્ટની સાથે આપને ઘણા દિવસનુ ઓળખાણ હશે?"

"હા. મેડમ કાઉન્ટ સાથે મારે ઘણા વખતનો પરિચય છે.'

"આપ શું કાંઇ ખાસ કામ માટે કાઉન્ટને મળવા આવ્યા છો?"

બર્થા તરફ કટાક્ષ કરતાં મોજે બોલ્યો ' હા કામ તો છેજ તે ઉપરાંત જ્યુરિચમાં આવી તેણે જે મોટો દાવ માર્યો છે અને તમારા જેવી સ્વર્ગની અપ્સરા મેળવી અહીં લટ્ટુ બનીને બેઠે છે તે બદલ તેના ભાગ્ય માટે આનંદ પ્રકાશ કરવાનો પણ મારા આવવામાં એક હેતુ છે."

બર્થાના ચ્હેરાપર ક્રોધની છાયા સ્પષ્ટ જણાવા લાગી તે અવજ્ઞા ભરે સ્વરે બોલી "હું જાઉં છું. તમારી મરજી હોય તો અહીં બેસી મારા સ્વામીના આવવાની રાહ જુઓ. નોકર તમને કોફી અને ચીરૂટ આપી જશે."

તેને કશું બોલવાનો અવકાશ ન આપતા બર્થા તે રૂમમાંથી ચાલી ગઈ.

દુનિયાદારીનો અને લોક ચારિત્ર્યનો વધુ અનુભવ ન હોવા છતાં બર્થા સમજી ગઇ કે આ નવીન આવનાર કાઉન્ટનો મિત્ર નહિ પણ શત્રુ હતો. અને કાઉન્ટને કોઈ રીતે હેરાન કરવાનોજ તેનો ઉદ્દેશ હતો. પણ એ કારણ શું તે ન જાણવા છતાં તેને મનમાં અત્યંત અનિષ્ટ વિચારો આવવા લાગ્યા.

લગભગ અડધા કલાક પછી કાઉન્ટ આવતાં તેણે તરતજ તેની પાસે જઇ કહ્યું "ફ્રાન્ક ફોર્ટથી રૂડૉલ્ફ મોજે નામનો એક વહી ગયેલા જેવો માણસ તમારી મુલાકાત માટે બહાર બેઠો છે."

રૂડૉલ્ફનું નામ સાંભળતાંજ કાઉન્ટ ચમકી ઉઠયો. તેનું મુખ વિવર્ણ બની ગયું, પણ તરતજ સ્વસ્થ થયો. બર્થા તેનો ભાવ જોઇ રહી હતી. તે તરતજ બોલીઃ

"એ હલકટ જેવો રૂડૉલ્ફ છે કોણ?"

બર્થાના પ્રશ્નથી કાઉન્ટ ગુસ્સાથી બળી ઉઠયો. તે કર્કશ સ્વરે બોલ્યોઃ "તું પૂછનાર કોણ? શું હું તારો નોકર છું? તેં પૈસા ખર્ચીને મારો ચિંતાજ ખરીદ્યો છે પણ કાંઇ મારી સ્વતંત્રતા નને વેચી નથી.

મારા ઉપર આવો હુકમ કરવાની તને સત્તા શી? રૂડોલ્ફ મોજેનો ચ્હેરો તને ન ગમતો હોય, તેથી તેનું આમ અપમાન તારાથી ન થાય. આવી બધી બાબતમાં તારે બીલકુલ માથું ન મારવું."

કાઉન્ટને ગુસ્સાનું કારણ શું મળ્યું તે ન સમજાતાં બર્થા ક્ષણવાર સ્તંભિત બની ઉભી રહી. પછી બન્ને હાથે મોઢું ઢાંકી રડવા લાગી. જીંદગીમાં તેને આવા રૂઢ શબ્દો કદી સાંભળ્યા નહતા. સ્વામી માટેની તેની ઉચ્ચ ધારણા તૂટી પડી. તેને લાગ્યું કે ખિતાબના મોહે તેની માતાએ તેને સુખને બદલે અનંત દુઃખમાં હડસેલી મૂકી હતી. દુખ અને ક્ષોભથી તેનું હૃદય ચીરાઇ જવા લાગ્યું.

માની પાસે જઇ કાઉન્ટના આરૂઢ વ્યવહારની ફરીઆદ કરી મનનુ દુઃખ ઓછું કરવાનો વિચાર આવ્યો પણ તે તેમ કરવાનું સાહસ કરી શકી નહીં. તેને લાગ્યું કે માતા કાઉન્ટનો પક્ષ કરી પોતાનીજ ભૂલ કાઢશે અને તેથી મનનો ભાર હલકો થવાને બદલે વધુ વધશે. તે જેમ–તેમ કરી પુસ્તક લઇ બેઠી. પણ તેમાં મન ન ચોટયું. છેવટ પુસ્તક બંધ કરી ગાલે હાથ અડાડી વિચારમા પડી.

કલાકેક પછી કાઉન્ટ ત્યાં આવ્યો. બર્થાનું મુખ જોતાંજ તે સમજ્યો કે પોતાના કઠોર વ્યવહારથી બર્થાને બહુજ લાગ્યુ હતું. પૈસાપૈસા માટે સાસુની ભિક્ષા યાચના કરનારે આટલો દંભ અને રૂઆબ બતાવવો અયોગ્ય જણાયુ તેણે બર્થાને રીઝવવાના ઉદ્દેશથી બને તેટલા નમ્ર સ્વરે કહ્યું "મે તને વગર કારણે કઠોર શબ્દો કહ્યા છે તેથી તને ખોટુ લાગ્યું છે પણ તને આમ દુઃખીત જોઇને મને ઘણું દુઃખ થાય છે વ્હાલી! મારી કઠોરતાની ક્ષમા આપ"

બર્થા નીચે મોઢે બોલી: "બહુ સારૂ ક્ષમાજ છે"

"અહીં એકલી બેસી રહીશ તો તારૂ મન વળી વિચારે ચઢશે મારી સાથે દિવાનખાનામાં ચાલ, બર્થા! ત્યાં મારા મિત્ર મોજે સાથે તને ઓળખાણ કરાવું તેની સાથે ગાઢ પરિચય થતાં જ તું જોઇશ કે એ એક ચમત્કારિક માણસ છે તેની વાતચિત એવી સભ્ય જણાતી નથી પણ માણસ સારો છે."

બર્થાએ ન જણાવ્યો ઉત્સાહ તેમ ન જણાવી નિરક્તિ. તે બોલી: "જો તે ખરેખરજ તમારો મિત્ર હોય તો તેને સુખી કરવા બનતુ કરીશ તમે જાઓ હું જરા રહીને આવુ છું."

"બહુવાર ન કરીશ," બોલતા બોલતા સિગારેટ સળગાવી કાઉન્ટ ચાલ્યો ગયો.

જવાનું કહેવા છતાંય, તે ત્યાંથી ન ઉઠી. માથુ દુખવાથી પલંગ પર પડી ઉંઘી ગઇ. પરિચારિકાએ જમવા ઉઠાડી ત્યારે ઉઠી, બર્થા અસ્વસ્થ.

જમતી વખત ટેબલ પર છ સાત માણસો હોવાથી રૂડોલ્ફ મોઝે ખુલ્લા દિલથી બર્થા સાથે વાત ન કરી શક્યો. પણ જે બે ચાર વાતો તેણે કરી તેથી બર્થાના મનમાં તેની અસભ્યતા, દુશ્ચરિત્ર અને હલકાઇના વિચારો વધુ મજબુત બન્યા. આવા હલકા માણસને મિત્ર તરીકે માની તેનો સહવાસ પોતા માટે પણ વાંછનીય ગણનાર સ્વામી તરફ તેને અશ્રદ્ધા થઇ આવી, પરંતુ બીજે દિને કાઉન્ટની વાત સાંભળી તેના વિસ્મયનો પાર રહ્યો નહિ. કાઉન્ટે કહ્યું.

"વ્હાલી બર્થા! હૅર મોઝે ને મીઠી વાતોથી ખુશી કરજે. જરાય તેને ખોટું ન લાગે. તેના સ્વાગતમાં જરાય ત્રુટી ન આવે. મેં તેને બે ત્રણ અઠવાડીયાં આપણે ત્યાં રહેવાનો આગ્રહ કર્યો છે."

કાઉન્ટની વાત સાંભળી બર્થા જડવત્ બની ગઇ.



## પ્રકરણ ૨ જું

---

## ભુજંગ–ગતિ

ડૉ. રૂડોલ્ફ મોન્જે કાઉન્ટને ઘેર પરમ સુખમાં રહેવા લાગ્યો. નાના પ્રકારનાં મિષ્ટાન્ન, ગાડીઘોડા, બાગબગીચા વગેરે સુખ છોડી તેને ત્યાંથી જવાનું મનજ ન થયું. તેણે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી ત્યાંજ રહેવાનો ઠરાવ કર્યો. એ ત્રણ દિવસમાંજ તે જાણી ગયો હતો કે કાઉન્ટેસ તેના તરફ ખુશી ન હતી એટલું જ નહિં પણ તેણે એ પણ જોઈ લીધું કે કાઉન્ટે પોતાને ત્યાં રહેવા દીધો છે તેથી કાઉન્ટેસ પોતાના ધણી તરફ પણ વિરક્ત બની છે. તેમનું પ્રેમ–બંધન શીથિલ થવા માંડયું છે. પરન્તુ આથી રૂડોલ્ફ મોન્જેના મનમાં જરાય અરે! ન થઈ. તે તો આથી વધુ આનંદ માનવા લાગ્યો. રાત દિવસ કાઉન્ટની છાયાની માફક તેની સાથે ફરી વાતો જ કર્યાં કરતો. કાઉન્ટની સાથે આટલી બધી ગુસપુસ શી બાબતની અને શા માટે છે તેની બર્થાને કલ્પના સુદ્ધાં આવતી નહિં.

છતાં મનનો ભાવ છૂપાવીને બર્થા કાઉન્ટની આજ્ઞાથી મોન્જે ને આનંદમાં રાખવા મીઠી વાતો કરતી; પરંતુ મોન્જેની અસભ્ય રસિકતા અને ચેષ્ટાથી તે એટલી બધી મર્માહત બની ગઈ કે પોતાના મનનો ભાવ છૂપાવવો તેને માટે અશકય થઇ પડયો. ધીમે ધીમે તે તેની ઉપેક્ષા કરવા લાગી.

આન્ના હમેશ બપોરના “સાટુ” આવતી છતાં બર્થા મોન્જેના અસભ્ય વર્તન બાબત તેને કશું કહેતી નહી. અંતે એક દિવસ તેણે બધી વાત આન્નાને કહી સંભળાવી જમાઇઘેલી આન્નાને આમાં પણ બર્થાનો

જણાયો તે બોલી આવી સાધારણ બાબત પણ ન ચલાવી લઇ
ાય તેનું કારણ સમજાતું નથી. તારામાં જરાય અક્કલ હોત તો
રા સ્વામીના મિત્રની આ ત્રૂટી તરફનું સહજમાં અલક્ષ્ય કરી શકત.
તાના મિત્રને છોડી તારો સ્વામી તારી પાછળજ ફર્યા કરે, એવી
ચ્છા કરવી ઠીક ન કહેવાય. તારી મરજી મુજબ જ પોતાના મિત્રોનું
ાગત કરવું અને તને પસંદ ન હોય તેની સાથે અભદ્રતા કરવી એવી
ારી ઇચ્છા પણ વ્યાજબી નથી. કાઉન્ટની ઇચ્છા હોય ત્યાં સુધી તેને
ખે, એ બાબતમાં તારે મનમાં દુઃખ માનવું કામનું નથી."

આન્નાના શબ્દોથી બર્થાને આઘાત થયો. તે સમજી કે કુલીન જમાઇનાં અયોગ્ય આચરણનો પ્રતિવાદ કરવો પણ આન્નાથી બને તેમ નથી. માની પાસેથી સહાય તો ઠીક, પણ જરાય સહાનુભૂતિની આશા પણ તેણે છોડી દીધી. આથી તે મોજેનો દુર્વ્યવહાર મુંગે મોઢે સહન કરવા લાગી.

કેટલાક દિવસ પછી કાઉન્ટના કેટલાક મિત્રો તેને સરોવરમાં મત્સ્ય પકડવા જવા આગ્રહ કરવા લાગ્યા. કાઉન્ટે કાઉન્ટેસ તથા મોજે ને સાથે લઇ જવા વિચાર કર્યો. પણ કાઉન્ટેસની તબિયત નરમ થઇ જવાથી તે ન ગઇ. મોજે પણ બહાનું કાઢી ન ગયો અને ઘરમાં બેસી શરાબ અને ચીરૂટનો સદ્વ્યવહાર કરવા લાગ્યો.

બર્થાને માટે આન્નાએ એક ખાસ રૂમ "સાટુ"માં શણગાર્યો હતો. ઉંચી જાતનું ફરનીચર અને અસબાબ પત્ર તેમાં રાખવામાં આવ્યાં હતાં. કાઉન્ટ મત્સ્ય-શિકારે ગયા પછી કેટલાક કલાક બર્થાએ પોતાના રૂમમાં ગાળ્યા. બપોર પછી પોતાની માતાને મળવા જવા માટે વસ્ત્રો પહેરી તૈયાર થઇ બહાર નીકળવા જતી હતી તેવામાં વગર જણાવ્યે મોજે એકાએક તે રૂમમાં આવ્યો.

મોજેના આ આચરણથી બર્થા ઘૃણાથી લાલપીળી થઇ જઇ ઉત્તેજીત સ્વરે બોલીઃ "હેરમોજે ! આ તમારી કેવી અક્કલ ? મારા ખાસ રૂમમાં આ રીતે ચાલ્યા આવવું એ કેવી અક્ષમ્ય બેઅદબી તે સમજવા જેટલીય તમારામાં બુદ્ધિ નથી ?"

મોજે શરાબના નિશામાં ચકચૂર હતો. તે લથડતે સ્વરે બોલ્યોઃ "કાઉન્ટેસ ! આટલો રોષ શા માટે ? હું કાંઇ વાઘ-સિંહ તો નથી કે તમને ખાઇ જઇશ ! માણસ માણસના રૂમમાં જાય તેમાં દોષ શો ?

બર્થા બારણા તરફ બતાવતાં બોલી: " એકદમ બહાર જાઓ. મારૂં કહ્યું નહિ માનો તો નોકરને બોલાવી ધક્કા મરાવવાની મને ફરજ પડશે."

"એમ ન કરો તેમા જ તમારૂં ભલું છે. તમારી સાથે જરૂરી કામ છે—ગુપ્ત વાત છે. એ વાત તમારા નોકરના દેખતાં કહેવાથી તમને જ શરમ આવશે. એમાં મારૂં કશું જવાનું નથી.

મોજેની વાતથી બર્થાને ડર લાગ્યો. તે ધીમા સ્વરે બોલી: "બહુ સારૂ તમારે જે કહેવાનું હોય તે કહી દો. અને ચાલ્યા જાઓ."

લાલસાપૂર્ણ દૃષ્ટિથી બર્થાના સામે જોઇ મોજે બોલ્યો: " તમે મને પસંદ કરતાં નથી ?"

" ના. કોઇ પણ ભદ્ર મનુષ્યના મુખમાંથી આવો પ્રશ્ન નીકળી શકેજ નહિ."

" પરંતુ હુંય ભદ્ર મનુષ્ય છું. અને તમે મને બહુજ ગમી ગયાં છો. ભદ્ર લોકથી જે ન બની શકે તે પણ હું તમારે માટે કરી શકું તેમ છું. તમારા પ્રેમમાં હું બળી રહ્યો છું."

બર્થા ક્રોધથી બોલી "તમે મારૂં અપમાન કરવા અહીં આવ્યા છો ?" બર્થાએ નોકરને બોલાવવા બેલ તરફ હાથ લંબાવ્યો. તે જોઇ મોજે બોલ્યો:

" કહું છું તો ખરો કે એ કામ કરશોના. એમાં તમારેજ પસ્તાવું પડશે."

મોજેની વાતની ઢબથી અને તેના હાવભાવથી બર્થા વિચલિત થઇ ગઇ. પરંતુ નોકરને બોલાવવાનું સાહસ થયું નહિ. ક્રોધ અને અપમાનથી વિહ્વળ થઇ તે બોલી: " તમે ભદ્ર તરીકે પોતાને ઓળખાવતા હો, જો જરાય તમારામાં આત્મસન્માન હોય, સ્ત્રીઓ તરફ સન્માનની લાગણી હોય તો મહેરબાની કરી હમણાં જરા આ રૂમ છોડી ચાલ્યા જાઓ. હું અહીં એકલી છું. મારા સ્વામી એકાએક અહીં આવી પહોંચે તો શું ધારે ? એનું ફળ કેવું આવે તે પણ તમે જોઇ શકતા નથી ?"

" સુંદરી ! તું મને ગમે તેવો સમજતી હોય પણ મને 'મૂર્ખ' તો સમજીશ નહિ હું ઘણી તીક્ષ્ણ બુદ્ધિ રાખું છું. તારો સ્વામી મને તારા રૂમમાં આવી તારી સાથે વાત કરતા જોઇ ગુસ્સે થાય ? પ્રેમનો હરિફ સમજી તેના મનમાં ઇર્ષ્યા થશે ? એ બાબત તું નિશ્ચિંત થા. અમે એક બીજાને બરાબર ઓળખીએ છીએ. તારો સ્વામી એવી પ્રકૃતિનો નથી."

મોજે આગળ વધી બર્થાના ખભાપર હાથ મૂકવા તૈયાર થયો. બર્થા તરતજ ખસી જઇ બોલી:

"તમે એટલા બધા હલકટ છો કે મારા શરીરને સ્પર્શ કરવા તૈયાર થયા છો? તમારી ધૃષ્ટતાની તે કાંઇ હદ! તમારે જે કહેવાનુ હોય તે ત્યાં ઉભા ઉભા કહીને ચાલ્યા જાઓ. નહિં તો હું નોકરને બોલાવીશ. તમારું બોચુ પકડી ધક્કો માર્યા વગર તમે નહિં જાઓ?"

મોજે બચકારો બોલાવી બોલ્યો: "તોબા માશુક! જાણ્યું કે તું બળીશ પણ વળ છોડીશ નહિં. એટલો બધો ભય બતાવવાથી ફળ શુ? તારા નોકરને બોલાવ. પણ યાદ રાખજે કે તેથી તારે જીંદગીભર પસ્તાવું પડશે."

બર્થા ગર્જના કરતી બોલી: "તમારે જે કહેવાનું હોય તે કહીને ચાલ્યા જાઓ. તમારૂં મોઢુ જોતાંય ઘૃણા ઉપજે છે. સભ્ય મનુષ્યના ઘરમાં પગ મૂકવાનેય નાલાયક છો. આટલા હલકટ માણસો થતા હશે એમ જરાય ધાર્યું ન હતું.

"પણ હજી થોડા દિવસ પછી મારે માટેની તારી ધારણા બદલાઇ જશે. આપણે એક બીજાને ઘણી સારી રીતે ઓળખી શકીશું પણ એ વાત પછી થશે. તું બેસીને મારી વાત ધ્યાન દઇને સાંભળ."

"બેસવાની કંઇ જરૂર નથી, તમે ટુંકાણમાં કહેવાનું હોય તે કહી આ ઓરડામાંથી ચાલ્યા જાઓ. યાદ રાખજો કે મારી સ્મરણશકિતને પણ હદ છે."

"જો મેડમ, હું ગરીબ માણસ છું અને તારી કૃપાથી કાઉન્ટવોન ઓરનબર્ગ હાલ મોટો માણસ થયો છે. લુખ્ખા ખિતાબને જોરે તેણે પૈસાનું મોઢુ જોયું છે. બેય રીતે તે નસીબદાર છે. અનેક પૈસા સાથે પરીના જેવી ખુબસુરત યુવાન સુંદરી તેને મળી છે. કેવું જબરૂ નસીબ! ખરેખર, મને ઇર્ષા આવે છે."

"આવી નકામી વાતમાંજ વખત ગાળવો હોય તો મારે ન છૂટકે બહાર જવું પડશે."

"આમાં નકામી વાતજ શી કરી છે? તારા જેવી પરમ સુંદરીને થાપ આપીને તે પરણી બેઠો છે-એ-શું નકામી વાતો છે? હવે કામની વાત સાંભળ. તારો સ્વામી તને મેળવતા પહેલા ઘણોજ ગરીબ હતો તે તો તું જાણુતી હોઇશ. તે વખત મેં એને ઘણી રીતે મદદ કરી છે. જો

હું ન હોત તો તે બિચારાને કેટલીક વખત આવાનાય ફાકા પડયા હોત. એ ભયંકર જુગારી હતો. જુગારમાં એને ત્રીશ હજાર ફ્રાંકનું દેવું થયું હતું. મેંજ તે પૈસા ધારીને તેની આબરૂ રાખી છે. એ દેવું તે આપી શકે એમ ન હતું. પણ મને એકાએક ખબર મળી કે તેણે પૈસાવાળે ઘેર લગ્ન કર્યું છે અને તેથી તે હમણા શ્રીમંત બન્યો છે. આથીજ હું તે પૈસા વસુલ લેવા આવ્યો છું. તેનાં આ દેવાની વાત હું તને કહેત નહિ. પણ તેણે મને કહ્યું કે તેની પાસે રોકડ કશુંજ ન હતું માત્ર સાસુ જે આપે તે ઉપર ખર્ચ ચાલે છે. પરંતુ હું એ બધા પૈસા કંઇ નકામાં પાણીમાં જવા દઉં તેવો નથી આથીજ અનિચ્છાએ પણ બધી વાત તને કહેવી પડી છે."

કાઉન્ટ કેવી પ્રકૃતિનો માણુસ હતો અને હલકટ નીચ માણસો સાથે તેને કેવો સંબંધ હતો તે જાણતાં બર્થા મર્માહત થઇ. છતાં તે ભાવ છૂપાવતા તે બોલી: "તમારી બાબત હું સમજી છું. તમે મારા સ્વામી પાસે કાંઇક પૈસા માગો છો અને તે વસુલ કરવા માટે તેના મિત્ર તરીકે આવીને અમારે માથે ચઢી બેઠા છો. અને તે નાણાં વસુલ ન થતાં અતિથિનું કર્તવ્ય ભૂલી જઇને મારૂં અપમાન કરવા તૈયાર થયા છો. તમે તે માણુસ કે શયતાન, તેય હું સમજી શકતી નથી. ભલે મારા સ્વામીના આવ્યા પછી જો તે દેવાની વાત કબુલ કરશે તો તમને નાણાં મળશે. તમે હવે અહીંથી જાઓ. તમને જોઇને મને ઘણોજ તિરસ્કાર આવે છે."

ગોજે ક્રોધથી બોલ્યો: "યાદ રાખજે, સુંદરી! તેં આજે મારૂં જે અપમાન કર્યું છે તેનું ફળ તને ન ચખાડું, તારા દર્પ અને અભિમાનને જો ન ચૂર્ણ કરૂં તો હું મરદ બચ્ચો નહિં."

ગોજે ક્રોધથી કંપતો ચાલ્યો ગયો. બર્થા બારણું બંધ કરી અવસન્ન ભાવે ખુરસીપર પડી, બે હાથે મોઢું ઢાંકી રડી પડી.



# પ્રકરણ ૩ જું.

---

## લાચાર !

શિકારમાંથી ઘેર આવતાં કાઉન્ટ અતિઉત્સાહથી શિકારના આનંદની વાતો અર્થાના આગળ કરવા તથા તે સાથે આવી હોત તો કેવી મઝા આવત તેનું વર્ણન અત્યંત ઉત્સાહથી કરવા લાગ્યો.

પરંતુ કાઉન્ટના શબ્દો અર્થાના કર્ણગહ્વરમાં ગયા કે કેમ તે તો તેજ જાણે. આખા દિવસની વ્યથા કાઉન્ટને જોતાંજ ઉભરાઇ આવી. પોતાનો સ્વામી કેવો દંભી, જુગારી અને વિશ્વાસઘાતક હતો તે વિચાર આવતાં તેને કાઉન્ટ તરફ પણ અશ્રદ્ધા અને ઘૃણા ઉત્પન્ન થઇ. ધીમે ધીમે તેના તરફ અવિશ્વાસ આવવા લાગ્યો.

અર્થાના આ ભાવાન્તરથી કાઉન્ટ વિસ્મય પામી, ખેદ બતાવતાં બોલ્યો: " પ્રિયે આજ કેમ આમ ઉદાસ થઇ બેઠી છે ? શું થયું છે મને કહે તો ? "

અત્યંત ગુસ્સે થઇ પોતાના શયનગૃહમાં ચાલ્યો ગયો. બર્થા તે પછી તે રાત્રે કાઉન્ટને મળીજ નહિં.

રાત્રે બર્થાને ઉંઘ ન આવી. આમ તેમ આળોટતી તરફડવા લાગી. મોડી રાત્રે સહજ ઉંઘ આવતાં તેણે સ્વપ્નમાં જોસફ કુરેટને જોયો. જાણે તે તેના ઉશીકા આગળ ઉભો રહી કહેતો હોય: "કેમ ! હવે ઇચ્છા પૂર્ણ થઇને ? દંભ અને ખોટા ખિતાબ પાસે સ્વાત્માર્પણ કરીને સુખ ભોગવો છો ને ! હવે આખું જીવન આમજ પશ્ચાતાપના અગ્નિમાં બળો."

સવારમાં કાઉન્ટને બધી વાત કહેતા પહેલાં માતાને આ સમાચાર કહેવાનો બર્થાએ નિશ્ચય કર્યો. તેણે જોયું કે કાઉન્ટ હજી ઉંઘતો હતો. તે તેના ઉઠતા પહેલાંજ "બોસીજોર" ગઇ.

બર્થાને આટલી વહેલી આવેલી જોઇ આન્નાને ચિંતા થઇ. તે સમયે બોલી ઉઠી: "શું છે કાઉન્ટેસ ? રાત્રે શું શ્રીમાન કાઉન્ટ સાથે તમારે કાંઇ બોલવું થયું છે ?"

માના પ્રશ્નથી બર્થાનાં અવરૂદ્ધ આંસુ વધુ વખત થોભ્યાં નહિં. કેટલીકવારે તે આંસુ લુછી મોંજોએ કરેલા અપમાનની બધી હકીકત તેણે જણાવી. તે સાંભળી આન્ના બોલી: "આ શા શાખા ! મેં તો જાણ્યું શુંય થઇ ગયું હશે ! આવી નજીવી બાબત માટે આમ જીવ બાળી રડયા કરાય ! હું કબુલ કરૂં છું કે કાઉન્ટના મિત્રની આ રસિકતા કાંઇક અણઘટતી, પણ તેમાં આટલું બધું દુઃખ લગાડવું તો કેવળ છોકરવાદીજ ગણાય. સંસાર સંબંધી તારૂં જ્ઞાન હજી અપુર્ણ હોવાથીજ આ વાતને આટલી મોટી લાગે છે. તારા સ્વામીની ઉમ્મર નાની અને તેમાં તે મોટા માણસનું છોરૂં. આથી લગ્ન પહેલાં કદાચ થોડો ઘણો ખ્યાલ હોય, પણ તેથી શું ? કાઉન્ટે જુગારમાં હારી જઈ આની નાણાં લીધાં હશે. તો તે નાણાં આપી તેને વિદાય કરીશું એટલે ચાલ, હું તારી સાથેજ આવું છું; અને આનો નિકાલ લાવું છું."

બર્થા માની પાસે સહાનુભૂતિની આશાએ આવી હતી, છતાં આન્નાએ .પમાનની વાત આમ જતી કરી તેથી તેને ઘણું લાગી આવ્યું, .ણે કશો વાંધો લીધો નહિં. માત્ર તે મનમાં બબડી. "હે પ્રભુ ! 'ાંયનાં હૃદય શું એક જાતની માટીથી ઘડયાં છે ?

ાન્ના જ્યારે બર્થાની સાથે 'સાટુ' આવી ત્યારે કાઉન્ટ વરંડા ઉપર .ાથે બેસી સીગાર ફુંકતો હતો. સવારમાં .ઉઠી જ્યારે તેણે જાણ્યું ન્ટેસ "બોસીજોર" ગઈ છે ત્યારે તેના આશ્ચર્યનો અવધિ ન

રહ્યો? મોન્જેને આ વાતની ખબર ન હતી. તે આ બન્ને જણને આવેલાં જોઇ નિર્વાક વિસ્મયે કાઉન્ટ તરફ જોઇ રહ્યો.

વરંડા ઉપર આવતાંજ આન્નાએ ગંભીરસ્વરે કહ્યું: "તમારા મિત્ર કેટલી મીનીટ માટે એકલા બેસવા દેવામાં તમને હરકત ન હોય, કાઉન્ટ તો તમે અંદર આવો. મારે તમારી સાથે કાંઇક ખાનગી વાત કરવાનીછે."

મોન્જે સમજી ગયો કે આગલ્યા દિવસની વાત સાથે કાઉન્ટેસની માના આગમનને કાંઇક સંબંધ છે. પણ કાઉન્ટને તે વાતની ખબર ન હતી. તે સાસુજીના કથનનો ભાવાર્થ સમજી ન શક્યો. શું કરવું તે પણ ન સમજાયું. તે મ્લાન મુખે બોલ્યો: "જરૂર આવું છું. તમારી આજ્ઞા પાળવા હું સદાય તૈયાર જ છું."

કાઉન્ટ આન્નાની સાથે તેના ખાસ રૂમ તરફ ચાલ્યો. બર્થા તેમની પાછળ જતી હતી. મોન્જે જલ્દી જલ્દી બર્થાની પાછળ આવી તેના કા આગળ મોઢુ લઇ જઇ ધીમેથી બોલ્યો: "કાલે હું તમારા ઓરડામાં આવ્યો હતો તે વાત કાઉન્ટને કહેશો નહિં. નહિં તો તેમાં તમનેજ નુકશાન છે. મને તો કોઇની નિંદાની પરવાજ નથી."

બર્થા કશું ન બોલતાં તેના તરફ તિરસ્કાર ભરી નજરે જોઇ, પોતાના સ્વામી અને માતાની પાછળ ચાલી ગઇ.

કાઉન્ટના રૂમમાં આવતાંજ આન્ના બોલી: "કાઉન્ટ! મને ખબર મળી છે કે હૅરમોન્જે નામે પોતાને ઓળખાવતો આ તમારો સભ્યવેશી મિત્ર તમારી પાસે જુગાર સંબંધમાં ત્રીસ હજાર ફ્રાંક લહેણા કાઢે એ સાચી વાત છે કે?"

એકાએક આ પ્રશ્ન સાંભળતાં કાઉન્ટનું મોઢું પડી ગયું. પણ તરત આત્મસંવરણની ગંભીર મુખમુદ્રાએ વિસ્મિત થતો ઉત્તેજીત સ્વરે બોલ્યો: જુગાર માટે દેવું? ત્રીસ હજાર ફ્રાંક મોન્જે પાસેથી લીધા છે? કેવું અસંભવ. તદન જુઠ્ઠું."

આન્ના ક્ષણવાર મૌન રહી પછી કાઉન્ટ તરફ તીવ્રદ્રષ્ટિ કરી બોલી: "શું? તમે એમ કહેવા માંગો છો કે જે મોન્જે તમારા દીલોજાન મિત્ર તરીકે આવી તમારે ત્યાં રહ્યો છે અને જેને કાઉન્ટેસ સાથે ગા પરિચયમાં આવવા દેવામાં તો શું પણ કાઉન્ટેસ સાથે બીભત્સ મશ્કરી કરવા દેવામાંય તમને હરકત નથી, તે જુઠ્ઠું બોલે છે?"

આ તિરસ્કારથી કાઉન્ટ માથું નીચું કરી ભગ્ન સ્વરે બોલ્યો: "હ કદાચ હશે. તે એકદમ જુઠ્ઠું નહિં હોય" પછી બર્થા તરફ ફરી ગુસ્સા

બોલ્યો "તેં શી રીતે જાણ્યું ? મોજે એ તને કાલે કહ્યું હતું કે તે ત્રીસહજાર
ફ્રાંક માગે છે ? જુગારમાં હારી જતાં લીધા હતા એમ કહ્યું હતું ?
"હા કાલે તેણે ચોરની પેઠે છાનામાના મારા રૂમમાં ઘુસીઆવી એ
શુભ સમાચાર કહ્યા હતા!"
શું બોલવું એ ન સમજાતાં કાઉન્ટ રૂમાલ કાઢી મોઢું લુછતાં બોલ્યો
"સાળો ગધેડો છે."
"ગધેડો કેમ ? હેવાન કહો તોય ઓછું છે," બર્થા બોલી: "એના
કરતાં તો શયતાનેય સારો."
"કાઉન્ટ!" આન્નાએ કહ્યું. "મને બરાબર જવાબ દો. તે તમારી
પાસે ત્રીસહજાર ફ્રાંક માગે છે કે જુઠું બોલે છે ?"
હા. કે ના કશુંય બોલવાનું કાઉન્ટને સમજાયું નહીં. બન્ને તરફ
વિપત્તિ જણાઇ તે માથું ખંજવાળતો આખરે બોલ્યો: 'કાંઇક માગે છે
તે વાત સાચી છે. પણ કેટલા તે મને યાદ નથી. એને પૂછ્યા વગર બરા·
બર કહી શકાય નહિં."
તમારા ઢંગ ઉપરથી જણાય છે કે એ વાત ખરી છે. જો ખરી હોય
તો તેને પૈસા આપી દેવામાં વિલંબ કરવાની જરૂર નથી આજજ તેને
આપીને વિદાય કરી દો. જે તમારો મિત્ર કાઉન્ટેસનું અપમાન કરે, તેનાં
વર્તનથી કાઉન્ટેસની ઇજ્જત આબરૂ ઉપર કલંક ચઢતાં વાર ન લાગે,
તેને એક દિવસ પણ ઘરમાં રહેવા ન દેવો જોઇએ. હું આજેજ તમને
નાણાં મોકલી દઇશ. ત્યાર પછી તે અહીં રહ્યો છે એમ મારે કાને ન
આવવું જોઇએ. કાઉન્ટેસનું અપમાન ! એતે કોણ માણસ છે ?"
સ્પષ્ટ તિરસ્કારથી કાઉન્ટ ઉંચું જોઇ ન શકયો. તેને મૌન જોઇ
આન્ના બોલી: " આ લેણદેણની બાબતમાં તેની
સાથે વાટાઘાટ કરવાની કંઇ જરૂર નથી, તેણે જે ગુન્હો
કર્યો છે તે સુધરે તેવો નથી. તમારી ભુલ હું માફ કરું છું અને મને
આશા છે કે કાઉન્ટેસ પણ માફ કરશેજ પરંતુ કાઉન્ટ ! આટલેથીજ
તમે સમજી જાઓ તો હું સુખી થઇશ, એ પણ યાદ રાખજો કે મારી
તીજોરી કાંઇ અક્ષયપાત્ર નથી. ખોટા ખર્ચને હદ હોય છે.
"તમારી આ શીખામણ હંમેશ યાદ રાખીશ. આજ તમે કૃપા
કરીને મને જે સંકડામણમાંથી—"

" ના. ના, તમારે આભાર માનવાની કંઇ જ જરૂર નથી. મારી વાત ધ્યાનમાં રાખી ભવિષ્યમાં તે મુજબ વર્તશો તેજ બસ છે. મારે બીજું કંઇ જ કહેવાનું નથી."

આન્ના વિદાય થતાં કાઉન્ટે બર્થાને કહ્યું: " બહુ જ શરમ જેવું છે. ખરેખર આ બીના માટે હું બહુ જ દુ:ખી છું."

" દુ:ખ થવું જ જોઈએ તમે પણ મને છેતરવામાં જરાય અચકાયા નહિ. આ પણ લગ્ન પહેલાં જ જો આ દેવાની વાત કરી હોત તો તે વખતજ બધું પતી જાત. મા એ આટલા ફ્રાંક આપ્યા તો આ જુગારનું દેવું ન આપત ? પણ તમે એક અઠંગ જુગારી છો એ વાત કહેતાં તમને શરમ આવતી હતી. પણ તેના બદલામાં તમનેય સોસવું પડયું અને મારૂંય કાલે જે અપમાન થયું છે તે તો હું જન્મભર નહિં ભૂલું. તમારા કપટને લીધે મને સજા થઇ."

" તને શું મારા પર રીસ ચઢી છે ?"

" ચઢેસ્તો ! એવું અપમાન થાય તો કોને ન ગુસ્સો આવે ? એને તમે આજેજ રવાના કરો, નહિં તો હું તમારી સાથે બોલીશ પણ નહિં જે બાયલો પુરુષ પોતાની સ્ત્રીનું અપમાન સહન કરે, તેનું એ બાયલાપણું ક્ષમાને યોગ્ય ન જ કહેવાય."

બર્થા ત્યાંથી ચાલી ગઇ. કાઉન્ટને ઘણોજ ક્રોધ ચઢયો. દાંત પીસી આમ તેમ આંટા મારવા લાગ્યો. તેનુ મોઢું અને તેની આંખો ગુસ્સાથી લાલ ચોળ થઇ ગયાં. ક્ષણ પછી તે બબડયો. " કેવી ભયંકર બાબત ! સાસુજી વિરક્ત થયાં. સ્ત્રી પણ ગુસ્સાથી લાલપીળી થઇ ગઇ છે. છતાં હું લાચાર બની જાઉં છું શું કરું ? ગમે તેમ કરીને આનો અંત લાવવો જોઇએ."

કાઉન્ટ ઓશરીમાં આવ્યો. મોજે સોફા ઉપર પડયો પડયો સીગાર ખેંચતો હતો. તેણે કાઉન્ટના તરફ જોઇ મૃદુ હસતાં કહ્યું: "તારી સાસુ અને બૈરી એક તરફ અને તું બીજી તરફ. કેમ દોસ્ત ખરૂં કે નહિ ? ખૂબ મઝા પડી નહિ ?"

કાઉન્ટે મોજેના મોઢા ઉપર મુક્કી ઉગામતાં કહ્યું: " તુજ શયતાન એ બધાંનું મૂળ છે. એમ થાય છે કે એક મુક્કીથી તારૂં જડબુજ ભાગી નાખું. તારો વિચાર શો છે ? મને પાયમાલ કર્યા વગર તું મારો છાલ છોડવાનો નથી એમ ?"

નિશ્ચિંત ભાવે કાઉન્ટના તરફ ધુમાડો કાઢતાં મોજે બોલ્યો: " મોઢું સંભાળીને વાત કર દોસ્ત ! અને બીજાને સાર નહિં કાઢે. તું પાયમાલ થાય એવી મારી ઇચ્છા નથી. પરંતુ તુ રસ ખાય અને મને છોડાં ચાટવાનું કહે એ તો બને જ નહિ. હું શયતાન જેવો હોય —યા શયતાન પણ હોઇશ. પણ તારે કબુલ કરવું પડશે કે તું મારા કરતાંય એક નંબરે શયતાન છે.

મોજેને વધુ ગુસ્સે કરવાની કાઉન્ટની હિંમત ન ચાલી. આમ તેમ આંટા માર્યા પછી તે મોજેની સામે જઇ બોલ્યો:

" સાંભળ મોજે ! તેં જે ત્રીસ હજાર ફ્રાંકની માગણી કરી છે, તે મારી સાસુએ આપવાનું કહ્યું છે આ તારી છેલ્લીજ માગણી છે ને ? "

મોજે અવજ્ઞા ભર્યું હાસ્ય કરતાં બોલ્યો: " શું તું મને એટલો બધો મૂર્ખ સમજે છે કે આવી નજીવી રકમ લઇ હું તને જતો કરૂં ? ના દોસ્ત, ના. હું એટલો બધો બેવકુફ નથી તું વગર હરકતે જે આ અઢળક દોલત ભોગવે છે તેમાં તો હું જીવતા સુધી ભાગ પડાવવાનો. તારા કે મારા મ્હોત પહેલાં આમાંથી તારો છૂટકો થાય તેમ નથી. "

" રૂડોલ્ફ મોજે ! તારા અત્યાચારથી જો મારે આખી જીંદગી આમ રીબાવું પડે તો કદાચ હું આપઘાત કરૂં. પણ એટલું યાદ રાખજે કે તે પહેલાં તનેય જીવતો તો નહિંજ છોડું. જો મરવાની ઇચ્છા ન હોય તો હવે મને વધુ સતાવતો નહિ. તને અગાઉથીજ ચેતાવી દઉં છું. "

મોજે જેમનો તેમ સોફા ઉપર પડ્યો પડ્યો કાઉન્ટની હાંસી કરતો બોલ્યો " વાહ દોસ્ત વાહ ! જ્યુરીચ આવીને તો તું મોટો નવાબ થઇ ગયો હોય એમ જણાય છે ને શું ! તારી વાતચીત અને રંગઢંગ તો બધાં નવાબીનાજ દેખાય છે. મોટી મોટી ઘણીજ વાતો કરે છે. પણ દોસ્ત ! આ સેવક કંઇ ડરી જાય તેવો નથી. તારી ધમકીને અહીં પૂછે છેય કોણ ? તારા જેવો બાયલો તે વળી આપઘાત કરે ? હા હા હા હા. પણ જો ફરી મારૂ ખૂન કરવાની વાત મોઢે આણી છે તો તને ઝાંઝરા પહેરાવ્યા વિના નહિ છોડું. આપણી પાસે તો સીદ્ધી વાત. "

કાઉન્ટ અત્યંત ગુસ્સે થઇ માથાના વાળ પીંખતો હોય તેમ લાગ્યો પણ ક્ષણ પછી બને તેટલા શાંત સ્વરે બોલ્યો: " મોજે ! હું તારી સાથે ઝઘડો કરવા નથી માંગતો. તને આજેજ ત્રીસ હજાર ફ્રાંક મળશે. તે લઇ ને તારે તરતજ અહીંથી ચાલ્યા જવું પડશે. "

"તેં કાઉન્ટેસ માટે કાઢેલા શબ્દો સાંભળી હું મારો ગુસ્સો દબાવી શકયો નહિં. મને તે વખત કશું ભાન ન હતું. તેથી આત્મવિસ્મૃત થઇ જે અન્યાય મેં કર્યો હોય તેને માટે મને દોષીત ન ગણવો જોઇએ. તું એ ભૂલ માફ કર. જીવનમાં આટલીવાર પણ તું ઉદારતા બતાવ. હું તને જે ત્રીસ હજાર ફ્રાંક આપું તે લઇને તું ચાલ્યો જા. મને કંઇક તો શાંતિમાં રહેવા દે! હું કબુલ કરૂં છું કે ભવિષ્યમાં સુયોગ મળતાં તને બનતી રકમ મોકલી આપીશ."

મોજે ખીસ્સામાંથી સીગરેટ બોકસ કાઢી, એક સીગરેટ મોઢામાં લઇ બીજી કાઉન્ટને આપવા ગયો. પણ કાઉન્ટે તે ન લીધી. બે ચારવાર નાક અને મુખમાંથી ધુમાડો કાઢયા પછી તે ધીર ભાવે બોલ્યો: "તું કહે છે તે બાબતમાં શું કરવું તે હું વીચાર કરી જોઈશ. પણ તે વખત આવ્યે થઇ રહેશે. એ ત્રીસ હજાર ફ્રાંક તો મને આજેજ આપીશ ને?"

"હા. આજજ તને તે મળશે."

"પણ હું તારા લાભનો ભાગીદાર, સારા સમયમાં એ વાત ભૂલી ગયો તો ચાલશે નહિ. જે ધન દોલત તને મળી છે તેનો હું ભાગીદાર. મારે અડધો અડધ તો જોઇએજ. પરંતુ જો કદી તું મને મારા એ ભાગથી વંચિત કરવાનો યત્ન કરીશ તો હું ઇશ્વરના સમ ખાઇને કહું છું કે તારો એ બધો લાભ હવામાં મેળવી દઇશ."

કાઉન્ટ હતાશ ભાવે મોઢે હાથ દઇ ખુરસી પર બેસી ગયો. તેના તરફ જોઇ અવજ્ઞા ભર્યા સુરે મોજે બોલ્યો: "હું તને જેટલો અકકલ વગરનો ધારતો હતો તેથીય તું વધુ કમઅકલ છે—અરે મૂર્ખ ગંડુ છે. તને અઢળક ઐશ્વર્ય મળ્યું છે એ વાત સાંભળીને જ્યારે હું અહીં આવ્યો છું, ત્યારે તારી સુખ સંપત્તિમાં ભાગ લીધા વીનાજ એક ભીખારીની માફક ખાલી હાથે હું પાછો જાઉં એમ તું સમજતો હતો?"

ના. મેં કદી પણ એમ ધાર્યું ન હતું. હું ધારતો હતો કે તું મરી ગયો હોઇશ અથવા હું કયાં છું તે તું જાણતો નહીં હોય."

"ઓહ! શા વ્હાલેશ્રી તું ધારતો હતો કે હું મરી ગયો હોઇશ, નહિ? હું મરી ગયો હોત તો તું નિશ્ચિંત થાય એ હું માનું છું. પરંતુ જે શયતાનીયતથી તું ધનવાન થયો છે, તે શયતાનીયતનો સુયોગ છોડીને હું આખી જીંદગી દરિદ્રતા અને દુઃખ સહન કરૂં એમ તો તું ધારી શકે નહી."

"શયતાનીયત ? " કાઉન્ટ વિકૃત સ્વરે બોલ્યો.

હા સો વાર શયતાનીયત. પણ માણસનો સ્વભાવજ એવો વિચિત્ર છે કે શયતાનને શયતાન કહેતાં રીસ ચડે. તું એમ આશા રાખે છે કે તારી શયતાનીયત જાણ્યા પછી તને દેવતા કહીને બોલવું ? સ્વાર્થસિદ્ધિ માટે તારી ખુશામત કરવી કેવળ નિષ્પ્રયોજન છે. શયતાનના મ્હોંમાં તમાચો મારીનેજ સ્વાર્થ સાધવાનો મારો અભ્યાસ છે.

કાઉન્ટ ક્રોધથી રાતો પીળો થતો ઊઠયો અને મોજે નજીક જઇ ઉત્તેજીત સ્વરે બોલ્યો:

" હવે ઘા ઉપર નિમક ન છાંટ. મોજે ! ભાગ વસુલ કરવા મારી સાથે તું નરકમાં આવે તોય મને વાંધો નથી. પણ તું અયોગ્ય માંગણી કરે તો તે શી રીતે બને ? એથી તને કશો લાભ નહીં થાય, ઉલટું નુકશાન છે—મારી પાયમાલી છે. મારી સહેલી વાત પણ તું સમજતો નથી. ?"

" સહેલી વાત કે કઠણ વાત તે પછી વિચારી જોવાશે. "

" ત્રીસ હજાર ફ્રાંક લઇને તું આજેજ અહીંથી ચાલ્યો જઇશ કે નહીં, તે મને કહે. "

જરા વાર વિચાર કરી મોજે બોલ્યો: "ભવિષ્યની આશા છોડવી તો વ્યાજબી ન ગણાય. આથી હું તારી વાતને કબુલ રાખું છું. રકમ લઇને હું આજજ ચલ્યો જઇશ. "

" મોજેની વાત સાંભળી કાઉન્ટે છુટકાનો નિશ્વાસ મૂકયો. અને બોલ્યો. " બહુ સારૂં આજેજ તને તે રકમ મળી જાય તેમ કરૂં છું અને ભવિષ્યમાં તારૂં મન મનાવી શકાય એવો કંઇ ઉપાય પણ નક્કી કરીશ. "

કાઉન્ટ પછી બર્થાના રૂમમાં ગયો. તે હજી સુધી રડયાજ કરતી હતી. બર્થાના પગ આગળ ઘુંટણીએ પડી તેનો હાથ પોતાના હાથમાં લઇ તે આજીજી ભર્યા સ્વરે બોલ્યો: "બર્થા મારા નિર્દય વ્યવહારથી તને અંતરમાં ઘણું દુઃખ થયું છે. તું મારી એ કઠોરતા માફ કર મને ઘણુંજ દુઃખ થાય છે. મારી હાલત જોઇને તું મને ક્ષમા કર, ઘણા દુઃખે મેં તને કઠોર શબ્દો કહ્યા હતા. મને ઘણોજ પસ્તાવો થાય છે. "

બર્થા રીસમાં હાથ પાછો તાણી લઇ તે બોલી: " કહોને, એ મોજે છે કોણ ? અને કયાંથી આવીને રાહુની પેઠ આપણી પાછળ

" તેં કાઉન્ટેસ માટે કાઢેલા શબ્દો સાંભળી હું મારો ગુસ્સો દબાવી શકયો નહિં. મને તે વખત કશું ભાન ન હતું. તેથી આત્મવિસ્મૃત થઇ જે અન્યાય મેં કર્યો હોય તેને માટે મને દોષીત ન ગણવો જોઇએ. તું એ ભૂલ માફ કર. જીવનમાં આટલીવાર પણ તું ઉદારતા બતાવ. હું તને જે ત્રીસ હજાર ફ્રાંક આપું તે લઇને તું ચાલ્યો જા. મને કંઇક તો શાંતિમાં રહેવા દે! હું કબુલ કરૂં છું કે ભવિષ્યમાં સુયોગ મળતાં તને બનતી રકમ મોકલી આપીશ."

મોજે ખીસ્સામાંથી સીગરેટ બોકસ કાઢી, એક સીગરેટ મોઢામાં લઇ બીજી કાઉન્ટને આપવા ગયો. પણ કાઉન્ટે તે ન લીધી. બે ચારવાર નાક અને મુખમાંથી ધુમાડો કાઢયા પછી તે ધીર ભાવે બોલ્યો: " તું કહે છે તે બાબતમાં શું કરવું તે હું વીચાર કરી જોઈશ. પણ તે વખત આવ્યે થઇ રહેશે. એ ત્રીસ હજાર ફ્રાંક તો મને આજેજ આપીશ ને?"

" હા. આજજ તને તે મળશે."

" પણ હું તારા લાભનો ભાગીદાર, સારા સમયમાં એ વાત ભૂલી ગયો તો ચાલશે નહિ. જે ધન દોલત તને મળી છે તેનો હું ભાગીદાર. મારે અડધો અડધ તો જોઇએજ. પરંતુ જો કદી તું મને મારા એ ભાગથી વંચિત કરવાનો યત્ન કરીશ તો હું ઇશ્વરના સમ ખાઇને કહું છું કે તારો એ બધો લાભ હવામાં મેળવી દઇશ."

કાઉન્ટ હતાશ ભાવે મોઢે હાથ દઇ ખુરસી પર બેસી ગયો. તેના તરફ જોઈ અવજ્ઞા ભર્યા સુરે મોજે બોલ્યો: " હું તને જેટલો અકકલ વગરનો ધારતો હતો તેથીય તું વધુ કમઅકલ છે—અરે મૂર્ખ ગંડુ છે. તને અઢળક ઐશ્વર્ય મળ્યું છે એ વાત સાંભળીને જ્યારે હું અહીં આવ્યો છું, ત્યારે તારી સુખ સંપત્તિમાં ભાગ લીધા વીનાજ એક ભીખારીની માફક ખાલી હાથે હું પાછો જાઉં એમ તું સમજતો હતો?"

ના. મેં કદી પણ એમ ધાર્યું ન હતું. હું ધારતો હતો કે તું મરી ગયો હોઇશ અથવા હું કયાં છું તે તું જાણતો નહીં હોય."

" ઓહ! શો વ્હાલેશ્રી તું ધારતો હતો કે હું મરી ગયો હોઇશ, નહિ? હું મરી ગયો હોત તો તું નિશ્ચિંત થાય એ હું માનું છું. પરંતુ જે શયતાનીયતથી તું ધનવાન થયો છે, તે શયતાનીયતનો સુયોગ છોડીને હું આખી જીંદગી દરિદ્રતા અને દુઃખ સહન કરૂં એમ તો તું ધારી શકે નહી."

"શયતાનીયત ?" કાઉન્ટ વિકૃત સ્વરે બોલ્યો

હા સો વાર શયતાનીયત. પણ માણસનો સ્વભાવજ એવો વિચિત્ર છે કે શયતાનને શયતાન કહેતા રીસ ચડે. તું એમ આશા રાખે છે કે તારી શયતાનીયત જાણ્યા પછી તને દેવતા કહીને બોલવું ? સ્વાર્થસિદ્ધિ માટે તારી ખુશામત કરવી કેવળ નિષ્પ્રયોજન છે. શયતાનના મ્હોંમાં તમાચો મારીનેજ સ્વાર્થ સાધવાનો મારો અભ્યાસ છે.

કાઉન્ટ ક્રોધથી રાતો પીળો થતો ઉઠયો અને મોજે નજીક જઇ ઉત્તેજીત સ્વરે બોલ્યોઃ

"હવે ઘા ઉપર નિમક ન છાંટ. મોજે ! ભાગ વસુલ કરવા મારી સાથે તું નરકમાં આવે તોય મને વાંધો નથી. પણ તુ અયોગ્ય માંગણી કરે તો તે શી રીતે બને ? એથી તને કશો લાભ નહીં થાય, ઉલટું નુકશાન છે— મારી પાયમાલી છે. મારી સહેલી વાત પણ તું સમજતો નથી. ?"

"સહેલી વાત કે કઠણ વાત તે પછી વિચારી જોવાશે."

"ત્રીસ હજાર ફ્રાંક લઇને તું આજેજ અહીંથી ચાલ્યો જઇશ કે નહીં, તે મને કહે."

જરા વાર વિચાર કરી મોજે બોલ્યોઃ "ભવિષ્યની આશા છોડવી તો વ્યાજબી ન ગણાય. આથી હું તારી વાતને કબુલ રાખું છું. રકમ લઇને હું આજજ ચલ્યો જઇશ."

"મોજેની વાત સાંભળી કાઉન્ટે છુટકાનો નિશ્વાસ મૂકયો. અને બોલ્યો. "બહુ સારૂં આજેજ તને તે રકમ મળી જાય તેમ કરૂં છું અને ભવિષ્યમાં તારૂ મન મનાવી શકાય એવો કંઇ ઉપાય પણ નકકી કરીશ."

કાઉન્ટ પછી બર્થાના રૂમમાં ગયો. તે હજી સુધી રડયાજ કરતી હતી. બર્થાના પગ આગળ ઘુંટણીએ પડી તેનો હાથ પોતાના હાથમાં લઇ તે આજીજી ભર્યા સ્વરે બોલ્યોઃ "બર્થા મારા નિર્દય વ્યવહારથી તને અંતરમાં ઘણું દુઃખ થયું છે. તું મારી એ કઠોરતા માફ કર મને ઘણું જ દુઃખ થાય છે. મારી હાલત જોઇને તું મને ક્ષમા કર, ઘણા દુઃખે મેં તને કઠોર શબ્દો કહ્યા હતા. મને ઘણોજ પસ્તાવો થાય છે."

બર્થા રીસમાં હાથ પાછો તાણી લઇ તે બોલીઃ "કહોને, એ મોજે છે કોણ ? અને કયાંથી આવીને રાહુની પેઠ આપણી પાછળ

પડયો છે? તમે કેમ એના ગુલામ બની ગયા છો? અને તે કેમ તમને વાંદરનાચ નચાવે છે તેનું કારણ શું? એની બ્હીકથી તમે ભાન ભૂલા બની ગયા છો તે કંઈ હું સમજતી નથી? હું તમારી સ્ત્રી. તમારી ગુપ્ત વાત સાંભળવાનો–જાણવાનો મને અધિકાર છે. મારી સાથે છેતરપંડી કરવામાં તમને કશોય લાભ નથી. મારી સાથે કપટ કરશો તો કોઈ દહાડો આપણો મેળ ખાશે નહિ. મને બધી વાત ખુલ્લે ખુલ્લી નહી કહોતો હું તમારી સાથે કશોય સંબંધ રાખીશ નહિ. જો કાંઇ પણ સંબંધ રહેશે તો તે માત્ર નામનોજ રહેશે–તે ઉપરાંત કાંઇજ નહિ."

બર્થાને શો જવાબ આપવો તે ન સમજાતાં કાઉન્ટ પોતાના બંને હાથે નિરૂપાય થઇ મચળવા લાગ્યો. અંતે અભિમાન અને ક્ષોભનો માર્યો બોલ્યોઃ બર્થા તેં મને ઘણાજ સખ્ત શબ્દો કહ્યા છે. કદાચ હું ખરેખરજ એને પાત્ર હોઇશ. મોજે જ્યારે અહીં આવ્યો ત્યારેજ તેની સાથેના મારા સંબંધની વાત તને કરી હોત તો સારૂ થાત. પણ તે વાત તને કહેતાં મને શરમ આવતી હતી. આથી એટલું તો તું જાણીશ કે બે આંખની શરમ હજુ હું છોડી શકયો નથી. હું જ્યારે યુદ્ધ વિભાગમાં નોકરી કરતો હતો ત્યારે કાંઇક ઉદ્ધત ઉચ્છૃંખલ હતો. શાંત કે સાદો સીધો બાળક જેવો ન હતો. સાધુતા સાથે મારે સંબંધ ન હતો. એ વાત સાંભળીને હું આશા રાખું છું કે તને હિસ્ટિરીઆ તો નહિંજ આવે. ખરેખરજ તે વખત મને નીતિજ્ઞાન ન હતું. હું કદી જુગાર રમવા જતો. બહુજ ખરાબ લત. હારવા છતાં તે છોડતો નહિં, અને તે વખત મોજે પાસેથી વધુ વ્યાજે જે હું નાણાં લેતો. એની પાસેથી ઘણાજ પૈસા લીધા હતા. ત્યાંથી ચાલ્યા આવતી વખતે તેનું દેવું આપી શકયો નહિ. તે ન જાણે તેમ હું ચાલ્યો આવ્યો હતો. પરંતુ કોણ જાણે શી રીતે એ જાણવા પામ્યો કે હું એક કામધેનુને પરણી, પરમ આનંદે ઘરજમાઇ થઇને રહ્યો છું. અને બન્ને હાથે પૈસા ઉડાવું છું. ત્યાર પછી એણે અહી આવી અડ્ડો જમાવ્યો છે અને મારી એ બધી વાત જાહેર કરી દેવાની બીક બતાવી પૈસા ઓકાવવાની ચેષ્ટા કરવા માંડી છે. બધી વાત આ તને કહી દીધી. હવે તો ખૂશી થઈને!"

અવિશ્વાસથી કાઉન્ટના સામે જોઇ બર્થા બોલીઃ "ખાસ આટલા માટે જ તમે એનાથી આટલા ડરો છો? બીજું કાંઇ કારણ નથી?"

કાઉન્ટે માથું ધૂણાવીને કહ્યું: "ના, મારી ઉગતી જુવાનીની આ કલંક કહાણી પ્રકટ થાય તે ઠીક નહિં, એમ તને નથી લાગતું?"

આ વખતે એક નોકરે આવી કાઉન્ટના હાથમાં એક કાગળ મુકયો. પોતાનું નામ જોઇ તેણે વંચ્યો અને પછી બર્થાને કહેવા લાગ્યો: "મા લખે છે કે વિશ્વાસુ માણસ હાજર નથી. માટે તમે જાતે આવી ત્રીસ હજાર ફ્રાંક લઇ જાવ. મારે જવું જોઇએ."

"ફ્રાંક તો લાવશો પણ પછી એ કરમચંડાળને કાઢવાની શી વ્યવસ્થા કરશો?"

"કોને? મોજેને? નાણાં લઇને તે આજજ જવાને કબુલ થયો છે."

બર્થા આ સાંભળી કંઇક ખુશી થઇ. તેણે પૂછ્યું: "તે કયાં છે?"

"હું આવ્યો ત્યારે વરંડામાં બેઠો હતો."

"હમણાંજ મારી પાસે જાઓ; અને જલદી પાછા આવજો."

"કાઉન્ટ ત્યાંથી પલાયન થવા ઇચ્છતો હતો. તે તરતજ ત્યાંથી નીકળ્યો.

બર્થાએ બારી આગળ જઇને જોયું તો કાઉન્ટની ગાડી કંપાઉન્ડ બહાર નીકળતી જણાઇ. પછી તકતા પાસે જઇ મોઢું લુંછી માથું ઠીક કર્યું. પછી એક શાલ શરીરે વીંટીને વરંડામાં આવી. બર્થાને વરંડામાં આવતી જોઇ મોજે આશ્ચર્ય પામ્યો. અને તેના સામે જોઇ રહ્યો. તેને લાગ્યું કે એક જણ સિવાય આવી [illegible] સ્ત્રી કોઇની [illegible] નજરે આજ સુધીમાં પડી ન હતી.

મોજેએ ખુરસી ઉપરથી ઉઠી બર્થાને એક ખુરસી ઉપર બેસવા આગ્રહ કર્યો. પણ બર્થા જરા દૂર ખસી ઉભી રહી અને ગંભીર સ્વરે બોલી: "જો મોજે! હું દૃઢ નિશ્ચય કરીને અહીં આવી છું. મારા સ્વામી કંઇ કામને લીધે બહાર ગયા છે, અને તે અહીં હાજર નથી. આથી તને એક વાત પુછું છું. મારા સ્વામી સાથે તારે એવો શો સંબંધ છે કે જેથી તું તેમની પાછળ પડ્યો છે?"

મોજેને બર્થાના શબ્દો બાણની માફક [illegible] જ લાગ્યું. છતાં મનના ભાવ છુપાવતો બોલ્યો: "[illegible] હોય! કાઉન્ટ મારો ઘણા દિવસનો મિત્ર છે. તેણે [illegible] ગ્રહણ કર્યું છે, મારો બાપ ગોટલો બાંધ્યો નહિં હશે કે [illegible]

મરડાઇ જાય. એની ડોક તો ઘણી સખત છે. તને ખોટી બીક લાગે છે સાઇ ડીયર !"

બર્થા અત્યંત ક્રોધથી બોલી: "તું તે કેવો માણસ છે ? ભદ્રમહિલા સાથે વાત કરતાંયે તને આવડતી નથી ? જરા સભ્યતાથી બોલ. તારા નીચ વ્યવહારથી અમે કંટાળી ગયાં છીએ. કોઇ પણ સારા માણસનો મિત્ર થવાને તું લાયક હોય એમ તારા વર્તન ઉપરથી તો લાગતુંજ નથી. આથી હું ધારું છું કે તમારા એના સંબંધમાં કાંઇક ગુપ્ત ભેદ છે. જો ખરેખરજ તું મારા સ્વામી પાસે ત્રીસ હજાર ફ્રાંક માગતો હોય તો તે તને આજેજ આપી દેવામાં આવશે. એ લઇ તું તરતજ અહીંથી ચાલ્યો જા. ફરી કોઇ દહાડો આમુખો થતો નહીં."

"તારી સરળતાથી હું ખરેખરજ મુગ્ધ બન્યો છું. આવી રીતની ચોખ્ખી વાત મેં ઘણા દિવસથી સાંભળી નથી. હુંય તને ખુલ્લી વાત કહું છું કે મારી સાથે દુશ્મનાવટ કરવાથી તને નુકશાન છે, લાભ નથી. હું કાઉન્ટ સંબંધી તને એવી વાત કહી શકું તેમ છું કે જેથી તારા માથા પર વજ્રાઘાત થાય. હું તને ઘણીય છૂપી વાતો કહેત, પણ મારી સાથે તું આવો અશિષ્ટ વ્યવહાર ચલાવીને શી આશા રાખી શકે ?"

બર્થા અત્યંત તિરસ્કારપૂર્વક બોલી: "તું મનુષ્યના દેહમાં પિશાચજ છે."

"તું રૂપવતી પિશાચી છે. તેથીજ હું તને મેળવવા ચાહું છુ." આમ બોલતાં તેણે બર્થાના બન્ને હાથ પકડી પોતાના તરફ ખેંચી તેનું મુખચુંબન કર્યું.

આવા અણચિંતવ્યા હુમલાથી શરમ અને ભયને માર્યે બર્થાએ ચીસ પાડી. એની ચીસ સાંભળી બેત્રણ નોકરો ત્યાં દોડી આવ્યા મોજેના હાથ માંથી જોર કરી છૂટી થઇ કંપિત સ્વરે બર્થા બોલી:

"ઓ નર્કના કુતરા ! આટલું બધું સાહસ? આટલી બેઅદબી?" ત્યાર પછી તે નોકર તરફ જોઇ બોલી: "ગાડીવાન તથા સઇસને બોલાવી આ નિર્લજ શયતાનને અહીંથી હાંકી કાઢ."

મોજે તીવ્ર સ્વરે બોલ્યો: "ઉભી રહે, ગુલબદન ! જો તું મને એ રીતે કાઢી મૂકીશ તો તારે તારા મરણની છેલ્લી ઘડી સુધી પસ્તાવું પડશે. હું તારો અહંકાર અને તારો ગર્વ એવી રીતે ચૂર્ણ કરીશ કે તને તારા દુઃખી

જીવનનો ભાર વહેવો પણ મુશ્કેલ થઇ પડશે. જીંદગીમાં સભ્ય સમાજમાં ઉંચુ માથુ કરીને કદીય તારાથી ફરી શકાશે નહિં. હું તને પાયમાલ કરીનેજ અહીંથી જઇશ. ”

મોજેના એ શબ્દોથી બર્થાનું હૃદય કંપી ઉઠયું. તેને લાગ્યું કે મોજે-ના એ શબ્દો પાયા વિનાનાં ન હતા. જરૂર તે પોતાના સ્વામીની કોઇ એવી ગુપ્ત વાત જાણતો હોવો જોઇએ કે જેથી તેનું જીવન વિષમય બની જાય અને સભ્ય સમાજમાં તે મ્હોં દેખાડી શકે નહિં.

ક્ષણવાર ઉભી રહી બર્થા ઉત્તેજીત સ્વરે બોલી: “ મારો સ્વામી તારા આ પિશાચી વર્તનનો બદલો આપશે. તારા સામે ઘડી વારેય ઉભી રહીને હું મને પોતાને હલકી પાડવા માગતી નથી. ”

નોકરોને પોતાની પાછળ ચાલ્યા આવવાની ઇશારત કરી બર્થા ત્યાંથી ચાલી ગઇ.

બર્થાના ગયા પછી મોજે ક્રોધથી બબડવા લાગ્યો: હું શયતાન ! હું કુતરો ! તેં આજ મારૂં જે અપમાન કર્યું છે તેનું ફળ ચખાડયા વિના અહીંથી જવાનોજ નથી. તારૂં અભિમાન ઉતારી નાખીશ. તારૂં માથું ભોંયમાં ઘાલી દઇશ. ”

ત્રણ કલાક પછી કાઉન્ટ આવ્યો. શયનકક્ષમાં જઇ જોયું તો બર્થા ઉશીકામાં માથુ ઘાલી રડતી પડી હતી. કાઉન્ટે સસ્નેહે બર્થાને પોતાની પાસે ખેંચી લઇ રડવાનું કારણ પૂછ્યું.

બર્થાએ કંઇ છૂપાવ્યા વિના તમામ વાત કાઉન્ટને કહી સંભળાવી. બર્થાની વાત સાંભળી ક્રોધથી તે રાતો પીળો થઇ ગયો. તેનું શરીર કંપવા લાગ્યું. બર્થા તેના તરફ જોઇ ઉત્તેજીત સ્વરે બોલી:

“ તમારામાં જરાય મનુષ્યત્વ હોય અને તમારી તથા તમારી પત્ની-ના સન્માન અને આબરૂની જરાય પણ લાગણી હોય તો એને ચાબુકે ફટકાવી લાત મારી અહીંથી કાઢો. તમારે એમ કરવુંજ પડશે. જો તમે તેમ નહિં કરો તો હું સમજીશ કે તમે તેનાથી ડરો છો—તમે તેના ગુલામ છો. અને જે ઘરમાં રહીને મારે પગલે પગલે આમ અપમાન ખમવું પડે છે અને જ્યાં મારો સ્વામી પણ મારૂં રક્ષણ કરવાને અસમર્થ છે ત્યાં તે ઘરમાં એક ક્ષણ પણ હું રહીશ નહિં. હું મારી માની પાસે ચાલી જઇશ અને જીવનમાં કદી અહીં આવીશ નહિં અને તમારી સાથે રહીશ નહિં. તમારા જેવા બાયલા સ્વામીનું મોઢું જોતાંય મને ઘૃણા થશે. ”

કાઉન્ટને માટે આ શબ્દો પુરતા હતા. અગ્નિમાં ઘીની આહુતિનું કામ આ શબ્દોએ કર્યું. તે તરતજ પોતાના રૂમમાં જઈ એક ચાબુક લઈ લથડતે પગે દારૂડીઆની માફક વરંડામાં આવ્યો.

મોજે ખુરસી પર બેસી નિશ્ચિંત મને સીગારના ધૂમાડા કાઢતો હતો. કાઉન્ટે તેના સામે ઉભા રહી ખીસ્સામાંથી નોટોનું બંડલ કાઢયું. એમાં ત્રીસહજાર ફ્રાંકની નોટો હતી. કાઉન્ટ તે બંડલ મોજેના મોઢા ઉપર ફેંકી ચાબુક લઈ પ્રચંડ વેગથી તેને ફટકારવા લાગ્યો. ચાબુકના સપાસપ શબ્દ થવા લાગ્યા.

માથા અને મોઢા ઉપર બે એક ફટકા પડતાની સાથેજ મોજે ઉભો થઈ જઈ બોલ્યોઃ "અરે!.આ શું? આ વળી કેવી રીતની મશ્કરી, જરા થોભ. થોભ."

કાઉન્ટ ચાબુક ચલાવતાં ચલાવતાં વિકૃત સ્વરે બોલ્યોઃ "મશ્કરી નથી. આજ તારૂં ખૂન કર્યા વિના તને છોડવાનો નથી. તારો જુલમ હું મુંગે મોઢે સહન કરૂં છું પણ કાઉન્ટેસનું અપમાન હું સહન કરીશ નહીં. તારૂં ખૂન કરીને એ અપમાનનો બદલો લઈશ. નીચ હીચકારા." ચાબુકના મારથી મોજેના કપાળ પરની ચામડી ફાટી લોહી વહેવા લાગ્યું. મોજે ત્યાંથી કુદકો મારી દૂર જઈ કપાળનું લોહી લુંછતો લુંછતો બોલ્યોઃ "અરે ગધેડા! મારા આ લોહીના એક એક ટીપાનું વેર કેટલું ભયંકર છે તે જાણતાં તને જરાય વાર નહિં લાગે. હુ પ્રતિજ્ઞા કરી કહું છું કે હું તને મગતરાની માફક ચોળી નાખીશ. આજથી હું તારો ભયંકર દુશ્મન. તારી સાસુની બધી મીલ્કત મારા પગમાં મુકી ક્ષમા માગતાંય હું તને ક્ષમા કરનાર નથી. તારી આ નવાબી, ઘરજમાઈપણું માટીમાં મેળવી દઈશ. તને રખડતો ભીખારી બનાવી દઈશ."

આટલું બોલી મોજે ઝડપથી ત્યાંથી ચાલ્યો ગયો. નોટનું બંડલ તો પહેલેથીજ તેણે ખીસ્સામાં મૂકયું હતું. તેના ગયા પછી ચાબુક ફેંકી દઈ કાઉન્ટ બન્ને હાથે મોઢું ઢાંકી દઈ ખુરસી પર પડયો.



## પ્રકરણ. ૫ મુ.

### જાળ

જોસફ કુરેટને કેવી કઠોર સજા થશે એ રેબેકા અગાઉથીજ જાણતી હતી છતાં જ્યારે તેણે અદાલત મારફત તે સજા જાણી ત્યારે તેને ઘણુંજ દુઃખ થયું. તેના તરફ લાગણી અને દયાથી તેનું હૃદય ભરાઇ ગયું. રેબેકા પોતાના પિતાના નિહિલિસ્ટ મિત્રો દ્વારા જેલમાં પણ જોસફને એક કાગળ મોકલી શકી હતી. એમાં તેણે તેને આશ્વાસન આપ્યું હતું. જોસફે પણ તે નિહિલિસ્ટ મિત્રો દ્વારા પોતાના મા બાપને પત્ર લખ્યો હતો. તેમા તેણે હમેશની વિદાય માગી હતી. તેમ રેબેકાને પણ નીચે મુજબ એક પત્ર લખ્યો હતો.

" છેલ્લા સ્નેહવંદન. મને ભુલી જજો. "

રેબેકાના પત્ર સાથેજ જોસફના મા બાપને પહોંચાડવાનો પત્ર પણ હતો. તેણે તે વાંચ્યોઃ-

" વ્હાલા પિતાજી તથા માતુશ્રી !

તમારી પાસે મારો આ પહેલો તેમજ છેલ્લો પત્ર છે. આ જીવનમાં હવે હું તમને પત્ર લખી શકીશ નહિં તેથી તમારી આશીષ અને ક્ષમા માગું છું. હું તમારો કુપુત્ર છું. બને તો મને ભુલી જજો. પરંતુ હું જાણું છું કે તમે ભૂલી શકશોજ નહિ. તમને જાણીને ઘણુંજ દુઃખ થશે કે હું નિહિલિસ્ટ સંડળમાં જોડાયો હતો અને હાલ પકડાયો છું. આ કાગળ તમને મળશે ત્યારે તો હું સાઇબીરીયાને પંથે પડયો હોઇશ. કોને ખબર છે કે એ દુર્ગમ ભયંકર પ્રાંતમાં કેટલા દહાડા ગાળવા પડશે ! ત્યાર પછી મૃત્યુ-હંમેશની વિસ્મૃતિ. રજા લઉં છું બાપુ ! રજા આપો મા ! તમારા અધમ બાળકને ભૂલી જજો. "

રેબેકા આ પત્ર વાંચી બેભાન જેવી બની બે હાથે માથુ પકડી ખુરશી પર બેસી રહી. કેટલીક વાર પછી શૂન્યદ્રષ્ટિએ ઉંચુ જોઇ બોલી: " અરે રે ! કેવું કમનસીબ ! તારા દુઃખના વિચારથી મારૂં હૃદય ફાટી જાય છે. મારો જીવ આપતાંય જો તારા પ્રાણની રક્ષા થતી હશે તો હું જરૂર કરીશ. "

જોસફના માતા પિતાનો પત્ર મોકલી દઇ કોલન્કીએ આપેલા એકરારનામાં પર સહીં :કરવી કે નહિં તે વિચારમાં પડી. આ કબુલાતપત્ર પર સહી કરવા દેવાની તેનો બાપ ના પાડશે અને પોતે એ કબુલાત ન પાળે તો કોલન્કી જરૂર તે એકરારનામાનો ઉપયોગ કરશે એમ તેને ખાત્રી હોવાથી, એ સંબંધી કશીય વાત તે તેના બાપને કહી શકી નહિ. તેમ કબુલાતપત્ર પર સહી કર્યા વિના કોલન્કીને શી રીતે ભુલાવી રાખવો તે પણ તેને સમજાયું નહિ.

કેટલીયવાર વિચાર કર્યા પછી રેબેકા કોલન્કીને મળી અને બોલી: " કબુલાતનામાપર સહી કરવા મને આગ્રહ કરીશ નહિ. કારણ એમ કરવાથી કોને ખબર છે ક્યારે અમારી પાયમાલી થાય ! એતો અમારા મ્હોતનોજ પયગામ છે. માટે એ વાત છોડી દઇ તું જોસફને છોડાવવાની તજવીજ કર. હજીય કદાચ તારી મહેનત બર આવશે. "

" રેબેકા ! જોસફ કુરેટને દેશપારની સજા થઇ છે. હવે તેનો છૂટકો નથી. તેના છૂટકારા માટે તું શા માટે આટલી અધીરી થાય છે ? " કોલન્કી બોલ્યો.

" તેનો છૂટકારો ન થાય ત્યાં સુધી મને શાન્તિ વળશે નહિ. તેનો છૂટકો કરવાનો યત્ન તો મારે કરવોજ જોઇએ. એ તો મેં તને પહેલેથીજ કહ્યું છે. "

" તું તેના પર પ્રેમ રાખે છે—તેને ચ્હાય છે માટેજ આટલી વ્યાકુળ બની છે. "

" એતો તેં પહેલાય મને કહ્યું હતું, પણ મેં તને નથી કહ્યું કે હું તેને યા બીજા કોઇનેય પરણી શકું તેમ નથી ? બીજા સાથે જોડાવાના મારા માર્ગમાં કેટલુંય સખ્ત વિઘ્ન છે. તે વિઘ્ન શું, તે જાણવા ન માગીશ. પણ વિશ્વાસ રાખ કે હું જે કહું છું તે સાચુંજ છે. કુરેટે અહિં ણી અમારો આશ્રય લીધો હતો. જ્યુરિચમાં તેના માબાપ હજીય તા છે. તેન સદ્દગુણનો અમને સારો અનુભવ થયો છે. હું તેને ભાઇની રૂક ચ્હાઉં છું. મારો સહોદર હોય તેને છોડાવવા જેવો પ્રયત્ન કરૂં ીજ મારો આ પ્રયત્ન છે. "

કોલન્કી હસતાં હસતાં બોલ્યો: "તું ઘણીજ ચતુર છે પરન્તુ કાંતો તું તારી જાતને છેતરે છે અથવા એમ સમજે છે કે હું એટલો બધો ભોળો છું કે તારી વાત પર વિશ્વાસ કરીશ. તું કબુલ કરે કે ન કરે, પણ મને તો ખાત્રી છે કે તું જોસફ કુરેટને ચ્હાય છે. હું તને ચ્હાઉં છું તેથી તેને મારો હરિફ માનું છું. મારા એ હરિફના છૂટકારા માટે હું શા માટે યત્ન કરૂં તે મને તું કહી શકીશ?"

અશ્રુપૂર્ણ નેત્રે રેબેકા બોલી: "કારણ—કારણ કે હું તને આગ્રહ કરૂં છું."

"ચમત્કારિક દલીલ તો ખરી! અને એ દલીલ સ્ત્રીને મોઢેજ શોભે. ભલે ગમે તેવી દલીલ હોય. પણ તારા કહ્યા મુજબ કરવાથી હું શા ફળની આશા રાખી શકું?"

"કૃતજ્ઞ સ્ત્રીનો આંતરિક ધન્યવાદ."

કૉલન્કી માથું હલાવી બોલ્યો: "ના, એ કામને યોગ્ય ફળ ન કહેવાય."

"ફળજ તારે જોઇતું હોય તો તું કહીશ એટલા પૈસા તને આપીશ. કહે કેટલા જોઇએ છે?"

"તારા પૈસાને હું ઠોકરે મારૂં છું. મને પૈસાની ભૂખ નથી. હું તો તારો ભૂખ્યો છું. કદાચ મારી આશા પૂરી ના પણ થાય. છતાં બીજો કોઇ તને લઇ જાય તે તો અસહ્ય."

"હું જે કહું છું તે તું સમજતો નથી કેમ? હું તો કહું છું કે હું કોઇનેય આત્મસમર્પણ કરી શકીશ નહિ. મને જે હરકત છે તે દૂર થાય તેવી નથી. તે બનેજ નહિ.

"એ વાત તેં મને ઘણીવાર કહી છે. પરન્તુ જોસફને ચ્હાય છે એ વાત પણ કબુલ કરી છે. વળી એમ પણ કહ્યું છે કે જો હું જોસફને છોડાવી શકું તો તને મેળવવી મારે માટે અસંભવ થાય નહિ. આ શું બધી માત્ર વાતોજ?"

"જોસફ કુરેટ મારા સ્નેહનું પાત્ર છે તે તો હું હમણાંય કબુલ કરૂં છું."

"તું મને સમજાવવા માગે છે કે તું એને ભાઇ જેવો ગણે છે. પણ એ તારી ચાલબાજી સિવાય બીજું કશુંજ નહિં તે હું સારી રીતે જાણું છું. તું પ્રાણપણે તેને છોડાવવા તૈયાર થઇ છે. જો તે મારી મદદથી છૂટો થાય તો તારૂં વિઘ્ન પણ તે દૂર કરી શકે. અને મારા નસીબમાં કેવળ મહેનતજ રહે."

રેબેકા કાંઇક વિરક્ત ભાવે બોલી: "બહુ સારૂં, તું જોસફને છોડાવવાનો યત્ન ન કરીશ. તેને થએલી સજા તે ભલે ભોગવે. એને છોડાવવા મેં તને કેટલુંક કટાક્ષ આટલું કહ્યું. તારાથી તે બને તેમજ નથી, એમ મારે પહેલેથીજ સમજવું જોઇતું હતું."

"તારી એ ધારણા સાચી નથી, હું યત્ન કરૂં તો હજીય તેને મૂક્ત કરાવી શકું. મારે માટે તે અસાધ્ય નથી."

"મને તારી એ વાત પર વિશ્વાસ આવતો નથી. એ માત્ર તારી ચાલાકી અને દંભની વાતો છે."

જરાય અધીરતા ન બતાવતાં કોલન્કી બોલ્યો: "મારી વાત પર વિશ્વાસ કરવો ન કરવો એ તારી ઇચ્છાની વાત છે. એનો છૂટકારો કરવા હું અસમર્થ છું એમ માની તું સુખી થાય તેમાંય મારે કંઇ કહેવાનું નથી. જોસફ ન છૂટે તોય તને મેળવવાની આશા હું છોડી શકું તેમ નથી. કારણ તું જાણે છે કે તું મારૂં કહેવું નહીં સાંભળે તો તને અને તારા પિતાને જોસફની પાછળ સાઇબીરીઆને રસ્તે મોકલતાં મને વાર લાગે તેમ નથી. છતાં હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે તમારૂં અહિત થાય એવી વાત હું કોઇનીય પાસે કરીશ નહિં. તમારૂં અહિત કરવાની ઇચ્છા હોત તો ક્યારનુંય કરી ચૂકયો હોત. છતાં મેં તેમ નથી કર્યું. કારણ તેમ કરવાથી તારી આશા મારે હંમેશને માટે છોડવી પડે. જોસફ જો વચ્ચે ન આવ્યો હોત અને મારા પ્રેમનો અનાદર કરીને પણ તું જો જોસફ તરફ ન ઢળી હોત તો તું જાણવાય ન પામત કે હું ધારૂં તે વખતે તમારૂં અહિત કરી શકું તેમ હતો. તારો અનાદર મુગે મોઢે સાંભળે જાત."

કોલન્કીનુ કહેવું અસત્ય ન હતું. તે રેબેકા સારી રીતે જાણતી [illegible]ી. કોલન્કી ધારત તો ક્યારનોય તેને અને તેના બાપને સાઇબીરીયા [illegible]કલી શકયો હોત, પણ તેણે તેમ કર્યું ન હતું. તે નીચ હશે પણ તદ્દન નહતો.

બે ત્રણ મિનીટ નીચું જોઇ રહી વિચાર કરી રેબેકા બોલી: "હું [illegible]ને એક વાત પૂછું છું. અને મને આશા છે કે તું બરાબર જવાબ આપીશ. તું કહે છે કે જોસફને છોડાવવો તારે માટે મુશ્કેલ નથી. તો તે શી રીતે છોડાવીશ તે હું જાણવા માગું છું."

"તારા સવાલનો જવાબ આપવામાં મને હરકત નથી. કારણ તે સાંભળીને તારી ભૂલ ભાગશે. જે સિપાઇઓ જોસફ તથા બીજા કેદીઓને

લઇને-સાઇબીરીયા જશે તેમનો ઉપરી મારો ઓરમાન ભાઇ છે. એ આ રીતે ત્રણ વખત સાઇબીરીયા ગયો હતો, આ તે ચોથી વખત જાય છે."

"તારી વાત સાચી હશે, છતાં એક દેશનિકાલ થયેલા અજાણ્યા કેદી માટે તે માથે શા માટે જોખમ વ્હોરી લે ? કોઇ કેદીને નાસી જવા દે તો તેને કેવી કઠોર સજા થાય તે શું તે નથી જાણતો ?"

"માત્ર એટલુંજ જાણવું બસ થશે કે તે મારી વાત ઠેલી શકે તેમ નથી."

"હં, કોઇ કોઇની વાત માટે પોતાનું જીવન દુઃખમય બનાવે નહિ. દેખતી આંખે કોઇ આગમાં પડે નહિ."

"ઘણીય વખત એમ કરવું પડે છે. હું તેની એક એવી વાત જાણું છું કે જે જાહેર થતાં તેને બાકીનું જીવન કારાગારમાંજ સડવું પડે. મ્હોત વગર તે છુટી શકેજ નહિ. એટલુંજ નહિ પણ કદાચ તેને મોતની સજા પણ થાય. હું આમ તેના નસીબને હાથમાં રાખવા છતાં કોઇ દહાડો તેનો અનુગ્રહ પ્રાર્થી થયો નથી. હુ તેને કહું તો તે જરૂર જોસફને નાસી જવાની તક આપે. મારી ગેરવ્યાજબી વાત પણ તેને માનવી જ પડે."

રેબેકા આગ્રહભર્યા સ્વરે બોલીઃ "હું તારા કબુલાતનામા પર સહી કરૂં છું. તારે જોસફના છુટકા માટે યત્ન કરવોજ પડશે."

"બહુજ સારૂં. તેં મને સોનાની ચાવી આપવાનું કહ્યું હતું ને ? મને બે હજાર રૂબલ લાવી આપ."

"બે હજાર રૂબલ ! એવડી મોટી રકમ !"

"કામ કેટલું કઠણ છે તે ભૂલી જાય છે ? થોડા પૈસાથી એ કામ થશે નહિ."

રેબેકા ક્ષણવાર વિચાર કરી બોલી. "બહુસારૂ બે હજાર આપીશ. આજજ રૂબલની જોગવાઇ કરીશ."

"કબુલતનામું તારી પાસે છે ને ? તેમાં સહી કરવાનું જ મુખ્ય કામ તો છે."

રેબેકાએ તે પોતાના ખીસ્સામાંથી બહાર કાઢ્યું. કોલન્કીએ શાહીમાં બોળી કલમ તેના હાથમાં મુકીને કહ્યું. "હમણાં જ એના ઉપર સહી કર. વાર કરીશ તો સમય જતો રહેશે. પછી તું ખોટો આક્ષેપ કરીશ."

રેબેકાએ ધ્રુજતે હાથે સહી કરી, એકરારનામું તેને આપી બોલી. "આજ તેં મને પૂરેપૂરી કબજે કરી છે. એનું પરિણામ શું આવશે તે ઈશ્વર જ જાણે છે."

કબુલાતનામું ખીસ્સામાં મુકી કોલન્કીએ એકાએક રેબેકાની પાસે આવી તેના ઓઠ પર ચુંબન કર્યું. રેબેકા કાંઇ બોલી નહિ. પણ તેનું મુખ ઘૃણાથી લાલ થઇ ગયું. અત્યંત યત્ન વડે તે મન પર કાબુ રાખી કંપતી ઉભી.

કોલન્કી ગંભીર સ્વરે બોલ્યો. " આ ચુંબન મારા વિશ્વાસની નિશાની. તું કપટ નહિ કરે તો મારા તરફથી તમારૂં અહિત કદી જ નહિ થાય. હું આ ચુંબનનું માન રાખીશ."



—:o:—

## રેબેકાનો ગુપ્તભેદ

કોલન્ટીના ગયા પછી રેબેકાનું મન દુઃખ, ભય અને ચિંતાથી પરિપૂર્ણ થઇ ગયું. તેને લાગ્યું કે કબુલતનામા પર સહી કરીને ઘણુંજ ગેરવ્યાજબી કામ કર્યું હતું. જો ઉપાય હોત તો તે કોલન્ટીની પાસેથી પાછું લેત. પણ હવે કોલન્ટી પાસેથી તે પાછું મેળવવાની આશા નહતી.

બીજે દિને રેબેકાને સમાચાર મળ્યા કે બીજા અપરાધીઓની સાથે જોસફ પણ તેજ દિવસે સાઇબીરીઆ જશે. ત્યારે તેને લાગ્યું કે કબુલાતનામાપર સહી કરવામાં કાંઇ ખોટું થયું ન હતું. ભવિષ્યમાં એનો ભય ખરો, પણ જોસફને છોડાવવા કોલન્ટી જરૂર યત્ન કરશે એમ તેને ખાત્રી હતી. પરંતુ રેબેકા આમ કબજામાં આવી ગયા પછી કોલન્ટી તેને પોતાની બનાવવા સતાવશે કે નહિ, તે બાબત તે નિશ્ચયપર આવી ન હતી. કોલન્ટીનું મોહું બંધ કરવાનો કાંઇ ઉપાય છે કે નહિં તેનોજ તે વિચાર કરતી હતી. પરંતુ કાંઇ ઉપાય તેને જડતો નહિં. પરંતુ રેબેકાને એટલી ખાત્રી હતી કે કોલન્ટી તેને કે તેના પિતાને પકડાવી તો નહિંજ દે. કારણ તેમ કરવાથી કોલન્ટીની ઇચ્છા પૂરી થાય તેમ નહતું. આથી “ પડશે તેવા દેવાશે ” એ ન્યાયે તે ચૂપજ રહી હતી.

ધીમે ધીમે કેટલાક અઠવાડીઆં વહી ગયાં. સોલોમન કોહેનનું કામ જેમ ચાલતું હતું તેમ ચાલ્યે જતું હતું. જોસફના પકડાયા પછી સોલોમન ઘણોજ સાવચેત રહેતો હતો. કોલન્ટી વિશ્વાસપાત્ર નહતો તે જાણવા છતાં બહારથી એવો ભાવ જરા પણ દેખાવા દેતો નહિં. કોલન્ટી પણ જાણે કંઇજ જાણતો ન હોય તેમ કામ કરતો હતો.

કોલન્કી સાથેની રેબેકાની શરતથી સોલોમન અજાણ્યો હતો. પરંતુ કોલન્કી ગવર્નમેંટનો જાસુસ હોવાથી તેને શી રીતે દુર કરવો તે પેરવીમાં હતો, છતાં કોઇ ઉપાય તે સ્થિર કરી શકતો નહતો. એક દિવસ કોલન્કીને બોલાવીને તેણે કહ્યું:—

"કોલન્કી તારા જેવા વિશ્વાસુ અને કર્ત્તવ્યપરાયણ નોકર ઉપર બધો ભાર નાંખીને હું અત્યંત સુખમાં હતો, અને તેં પણ મારા ધંધાની ઉન્નતિ સાટે સારી મહેનત કરી છે. પરંતુ હાલમાં મારી આર્થિક અને કામકાજની સ્થિતિ કફોડી છે. તેથી કાયમનો ખર્ચ ઘટાડયા વિના બીજો ઉપાય નથી. આથી તને રજા આપવી પડે છે. તું બીજી જગ્યાએ નોકરી ખોળી લે."

કોલન્કી સોલોમનની વાત સાંભળી વિસ્મિત થયો. તેને અત્યંત ક્રોધ ચડયો. પરન્તુ મન કાબુમાં રાખી હસતાં હસતાં તે બોલ્યો: "બહુ સારૂં. હું તો ચાકર માણસ, મને રાખવાનું તમને ન પોષાય તો તેમાં મારી હઠ શા કામની ? હું નોકરી છોડી ચાલ્યો જાઉં છું."

કેટલીક મીનીટ પછી રેબેકાને મળી કોલન્કી બોલ્યો: "રેબેકા! તારા પિતાએ મને રજા આપી છે. હું નોકરી છોડીને જાઉં છું."

કોલન્કીની વાત સાંભળી રેબેકા સ્થંભિત બની ગઇ. અજ્ઞાત આશંકાથી તેનું હૃદય કંપી ઉઠયું. તેને શંકા થઇ કે કોલન્કીની સાથે સોલોમનને ઝઘડો થયો હશે. આ કાર્યનું પરિણામ શું આવે તેનો વિચાર કરતાં ભય પામી તે ક્ષુબ્ધસ્વરે બોલી: "એકાએક રજા આપવાનું શું કારણ ?"

"એ તો શું કહેવાય ? તે માલીક. હું ચાકર. તે મને રજા આપે તો હું ચાલ્યો જવા બંધાયલોજ. હું તો તેનું કારણ પૂછી શકું નહિ. છતાં તેમણે પોતેજ તે કારણ જણાવ્યું કે ધંધાને અંગે ખર્ચ ઘટાડવો પડે છે. છતાં મને રજા આપવાનું એજ ખરૂં કારણ છે કે બીજું તે કદાચ તું જાણતી હોઇશ."

"ના. હું કશુંજ જાણતી નથી. ખરેખરજ તેમણે મને કશુંજ કહ્યું નથી."

"તારી એ વાત હું માની લઉં છું. મારે માટે તું એમની પાસે સિફારશ કરીશ ના. હું ચાલ્યો જાઉં છુ. પરંતુ તમારો સંસર્ગ ત્યાગ કરવા છતાં હું તારી આશા છોડી દઉં કે તું મારી નજરથી બહાર જતી રહે એ આશા રાખીશ નહિ."

રેબેકા સમજી કે તેને પોતાના અવિચારનું ફળ ભોગવવુંજ પડશે. કોલન્કીના પંજામાંથી તેની મુક્તિ ન હતી. ક્ષણવાર વિચાર કરી તેણે પૂછ્યું " જોસફ ફુરેટ શું ખરેખર છૂટો થઇ શકશે ? તારૂં શું ધારવું છે ? "

" હા. તેને નાસી જવાની તક જરૂર આપવામાં આવશે અને તે નાસી છૂટશે. "

" કેટલા દિવસ પછી ? "

" તે કહી શકાય નહિ. પણ મારી ખાત્રી છે કે આટલા દિવસ દરમ્યાન જરૂર તેને તે તક મળી હશે અને તે પલાયન પણ કરી ગયો હશે. તારી સાથેની મારી શરત મેં પાળી છે. મારા ભાઇએ જરૂર મારા કહ્યા મુજબ કર્યું હશે. પણ જો જોસફને એવી તક આપ્યા છતાં તે ન નાસી ગયો હોય તો તેને માટે હું જોખમદાર નથી. મેં તારી ઇચ્છા પૂર્ણ કરી છે. હવે તું મારી સાથે લગ્ન કરી મારી વાસના પૂર્ણ કર. "

રેબેકાનું માથું ભમી ગયું. તે મોઢું વિકૃત કરી બોલી: "અસંભવ ! તારી સાથે લગ્ન કરવું કેવળ અસાધ્ય. "

કોલન્કી વિરક્ત સ્વરે બોલ્યો " અસંભવ ? શી રીતે અસંભવ ? શા માટે અસંભવ ? "

રેબેકા દ્રઢ સ્વરે બોલી: " તને પહેલાંય કહ્યું છે અને હજીય કહું છું કે તારી સાથે લગ્ન કરવું મારે માટે અસાધ્ય છે. તારી સાથે લગ્ન કરૂં તોય તારી પત્નિ થઇ શકું નહિં. "

કોલન્કી ક્રોધાગ્નિથી બળી ઉઠયો. તેના ચ્હેરા સામે જોતાં રેબેકા ડરી ગઇ.

ક્ષણવાર પછી તે બોલ્યો: " રેબેકા ? તું કેટલાય વખતથી મારી સાથે બાજી ખેલે છે, પણ હવે હું ભૂલીશ નહિ. હવે તારી ચાલાકી જવા દે. તમારા ભલા માટે હું આટલા દિવસ મૌન હતો. મેં તમારાં ઘણાંય કરતુત નજરે જોયા છે. કેટલાય દીવસથી હું જાણુતો હતો કે તું અને તારો બાપ નિહિલિસ્ટ મંડળમાં જોડાઇ, એ લોકોને નાના પ્રકારે મદદ કરો છો. રૂશીઆના નિહિલિસ્ટોને તમારોજ આશ્રય છે. તમારા પૈસાની મદદથી તેઓ ભેગા થઇ રાજ્યસિંહાસન ઉથલાવી નાખવા તૈયાર થયા છે. તમારા ગુન્હાઓના દરેક પ્રમાણ મારી પાસે છે. આથી તું સમજી શકીશ કે જો હું ધારત તો તમને ક્યારનોય ઝાંઝરા પહેરાવી સાઇબીરીઆને પથે વળાવી ચૂકયો હોત. એક વખત પકડાયા પછી તમારી તમામ મીલકત પણ તમને છોડાવી શકત નહિ. પરંતુ મેં તમારા વિરૂદ્ધ કાંઇજ કર્યું નથી. તને મેળવવાની

એશીઆઇ રશીયાને જુદા પાડતા યુરલપર્વત આગળ પહોંચતાંજ તે કેદીઓની જુદીજુદી ટુકડીઓને જુદે જુદે સ્થાને મોકલવામાં આવી. એક ટુકડીને ઉત્તરમાં "નિર્જનતા અને મૃત્યુના રાજ્ય"માં મોકલવામાં આવી. બીજી ટુકડી એ ભાગના ઇશાન ખૂણા તરફ ગઇ. જોસફ અને સ્ટોવીલ વાળી ટુકડી પૂર્વમાં ચાલી. આ ટુકડીનો ઉપરી કોલન્કીનો ઓરમાનભાઇ ઓરજેસ્કી હતો.

ઓરજેસ્કી પ્રચંડ કાયાવાળો, બળવાન, બુલડૉગ જેવો સ્થિરલક્ષ્ય, સિંહના જેવો સાહસી અને કોલન્કીના કરતાંય અલ્પભાષી હતો. તેની પ્રકૃતિ ગંભીર હતી. સ્વાસ્થ્ય અટુટ અને લોખંડના જેવું મજબૂત હતું. તે એક કેળવાયલો સૈનિક હતો. પરન્તુ તેને સોંપાયલું કાર્ય સૈન્યના અધિપતિપણા કરતાં ઘણું મુસ્કિલ હતું. તે દયા, માયા કે કરૂણાને તો ઓળખતોજ નહિ. આ કેદીઓને લઇ જવા માટે તેના હાથ નીચે તેની સાથે બીજા સીપાઇઓ હતા. દરેકના હાથમાં સંગીન અને ભરેલી રાઇફલો હતી, આ ઉપરાંત દરેક પાસે છ નળી પીસ્તોલો હતી કારણ રસ્તામાં વરૂઓનો ઘણોજ ડર હતો.

જોસફને છોડાવવા માટે કોલન્કીએ મોટી લાંચ આપીને ઓરજેસ્કીને વશ કર્યો હતો તે વાત જોસફ જાણતો નહતો. જોસફ ઓરજેસ્કીના કઠોર વર્તનને લીધે ઘણોજ ચીઢાયલો હતો અને તે વાત વાતમાં તેને નરપિશાચ તરીકેજ માની લેતો. પરન્તુ થોડા દિવસ પછી તેના તરફથી કાંઇક સહાનુભૂતિ જણાતાં તેની તે ધારણા બદલાવા માંડી. છતાં તેના તરફથી તેણે જરાય પણ ઉપકારની આશા રાખી ન હતી.

યુરલ પર્વત વટાવ્યા પછી તેમના દુઃખના દિવસ શરૂ થયા. જ્યાં જ્યાં નજર ફરે ત્યાં નિર્જન બરફમય સ્થાન વિના બીજું

બરફ સિવાય કાંઇજ દેખાતું નહિ. શીત પ્રદેશમાં થનારા ઝાડો પણ બરફથી આચ્છાદિત થઇ જવાથી જાણે સફેદ વસ્ત્રમાં મૃતદેહો ઉભા કરી મૂક્યાં હોય તેવાં ભયંકર જણાતાં હતાં. ભૂખથી દોડાદોડ કરી મુકતાં વરૂના ટોળાં આ ભયંકરતામાં વધારો કરતાં હતાં. જોતા જોતામાં એક ટોળું આ કેદીઓ તરફ દોડી આવ્યું. એક સાથે સોળ રાઇફલોએ અરણ્યને ગજાવી મૂક્યું. વરૂઓના રૂધિરથી તે શ્વેત બરફ આચ્છાદિત ભૂમિ રંગાઇ રહી. જે વરૂ બચ્યાં તે પલાયન કરી ગયાં. પરંતુ કેદીઓ ત્યાંથી લગભગ બસો-એક કદમ દુર જતાંજ તે વરૂઓએ પાછાં આવી, મરી ગયેલાં વરૂનાં શરીરની ખેંચાખેંચ કરવા માંડી. જોતા જોતામાં તો માત્ર તેમનાં હાડકાંજ ત્યાં પડી રહ્યાં. કેવું ભયંકર દ્રષ્ય !

એક દિવસ ઉત્તરનો ભયંકર ઠંડો પવન ફુંકાવા લાગ્યો. બરફથી ઢંકાએલી જમીન, ઉત્તરનો વધુ ઠંડો પવન અને ગરમીનો અભાવ બધું એકઠું થતાં તેમની મુસાફરી અટકી, પોતાના બચાવ અને રક્ષણ માટે બરફ ખડકી ખડકીને ચારે તરફ એક નાની દિવાલ ઉભી કરી તેમાં બધા આશ્રય લેવા બેઠા આજુબાજુથી સુકાં લાકડાં વીણી લાવી સળગાવી શરીરને ગરમી આપવા લાગ્યા. અહીં સીપાઇઓની દેખરેખ નરમ પડી ગઇ. કારણ તેઓ જાણુતા હતા. કે એ પ્રદેશમાંથી નાશી જવાનો એક પણ માર્ગ કેદીઓ માટે ન હતો. કારણ ભૂખ્યા વરૂના ટોળા ટાંપીનેજ બેઠેલાં હતા. તે ઉપરાંત ભયંકર ટાઢ અને ભુખ તો સાથેજ લાગેલા હતાં તેમાંથી જીવ બચાવવો એ ઘણુંજ અશક્ય હતું

રસ્તામાં એમને જમાવેલું માંસ, રોટલાના સુકા ટુકડા અને ચ્હા આપવામાં આવતી હતી. બાજરીના ગોળ નહિ પણ લાંબા રોટલા કરી, લાકડાના ભારાની માફક ભેગા બાંધી લેવામાં આવ્યા હતા. જમતી વખતે તેનાજ ટુકડા કરીને આપવામાં આવતા હતા.

જેમ જેમ તેઓ સાઇબીરીઆના આંતર ભાગમાં જવા લાગ્યા તેમ તેમ તેમનુ દુઃખ અને હતાશા વધવા લાગ્યા. ઘણાયને એમ થતુ કે મ્હોતની સજા થઇ હોય તોય એમને આમ રીબાઇ રીબાઇને મરવું પડત નહિ કેટલાક અઠવાડીઆ ગયા પછી તેઓ ટોમસ્ક નામના નગરમાં આવી પહોંચ્યા. કેટલાય દિવસ પછી તેમણે આ વસ્તીનું મોઢું જોયું.

ટોમસ્ક નગર બહાર પથ્થરનું એક કિલ્લા જેવું મકાન હતું. કેદીઓને તેમાં પૂરી સીપાઇઓ આહાર આમોદ વડે પોતાનો થાક દૂર કરવા માટે નગરમાં ગયા. અહીં તેમને બે દિવસ રહેવાની છૂટ હતી.

આ કિલ્લામાં બધાને એક સાથે રાખવામાં આવતા હતા ચારે તરફ પથ્થરની દિવાલો અતિશય ઠંડીને લીધે બરફ જેવીજ થઇ ગઇ હતી.

માત્ર જમીનપર ત્રણ ફુટ ઉંચુ લાકડાના પ્લેટફોર્મ જેવું હતું. તેનાપર ગંધાતી સાદડીઓ ઉપર કેદીઓને સુંવાનું હતું. ટાઢ દુર કરવાનુ કાંઇ સાધન ન હતુ. કામળીઓને બદલે અહીં તેમને ઘેટાના ચામડા આપવામાં આવ્યા હતા. તેની દુર્ગંધથી કેટલાકને ઉલટી થાય એમ થતું હતું. કેટલાક સમયથી કેટલાય કેદીઓએ ચામડાંનો ઉપયોગ કરતા આવ્યા હશે તે કોઇ જાણતું ન હતું.

કેદીઓ પડયા પડયા પોતાના ભાવિનો વિચાર કરતા હતા તે વખતે એક સિપાઇ જોસફ પાસે આવ્યો અને તેને પોતાની પાછળ આવવાની ઇશારત કરી ચાલ્યો ગયો.

જોસફ અને સ્ટોવીલ બન્ને વચ્ચે એકજ ચામડુ હતું. તે બન્ને તે ઓઢી ભેગા સુતા હતા. સિપાઇની ઇશારત સમજતાં જોસફે જર્મન ભાષામાં સ્ટોવીલને કહ્યું: "સિપાઈ મને પોતાની સાથે જવાની ઇશારત કરે છે. એનો શો હેતુ હશે ?" જોસફના અવાજમાં વિસ્મય અને ઉત્કંઠા જણાતાં હતાં.

" તે તો હુંય સમજી શકતો નથી" સ્ટોવીલ બોલ્યો. પણ આપણે છીએ કેદી. તે કહે તેમ આપણે કરવું જોઇએ. જા તેની સાથે જા."

સીપાઇ કોઝેક હતો. જોસફ તેની પાછળ પાછળ ચાલ્યો. એ કોઝે-કનો પહેરવેશ જોઇનેજ જોસફને ડર લાગવા માંડયો. તે સિપાઇ બળવાન અને યુવાન હતો. શરીરે ઘેટાનું ચામડું વીંટયું હતું. પગમાં ગોચર્મના બુટ હતા. હાથમાં મોટી રાઇફલ અને કમ્મર પટામાં એક પીસ્તોલ હતી તે ઉપરાંત પટામાં બન્ને તરફ બે તીક્ષ્ણધારવાળા છરા લટકતા હતા તે લગભગ અઢી ફુટ લાંબા હતા.

" મને કયાં લઇ જશો ?" જોસફે બહાર આવતાં પુછ્યું

" છાનોમાનો મારી સાથે ચાલ." કઠોર સ્વરે સીપાઇ બોલ્યો. " કેદીઓને કશું પૂછવાનો અધિકાર નથી. હું હુકમ બજાવવા આવ્યો છું. "

જોસફે વધુ કશુંય પૂછ્યું નહિં. તેણે તો બધી આશા છોડી હતી, માત્ર મૃત્યુનીજ તે રાહ જોતો હતો, પછી શા માટે અધીર બની પ્રશ્ન કરે ? છતાં તેને કયાં લઇ જવામાં આવતો હતો તે જાણવા તેને અત્યંત કુતુહલ થયું. તે પોતાની જીજ્ઞાસા દબાવી તેની પાછળ ચાલ્યો.

જોસફને લઇને સીપાઈ એક નજીકના મકાન આગળ આવ્યો. બારણું બંધ હતું. બારણું ઠોકતાં સીપાઇ બોલ્યો " કેદી હાજર છે. "

બારણું ઉઘડી ગયું. અંદરથી ભીષણ અવાજ આવ્યો: " અંદર આવો. "

જોસફ ઓરડામાં જઇ કેપ્ટન ઓરજેસ્કીના સામે જઇ ઉભો.

## પલાયન

જે ઓરડામાં જોસફ દાખલ થયો તે ઓરડો નાનો હતો. તેમાં લોખંડનો એક મોટો સ્ટવ બળતો હતો અને ઘેટાની ચરબીનો એક દીવો પણ સળગતો હતો.

ઓરજેસ્કી સ્ટવ પાસે બેસી ૭ ઇંચ લાંબો ચીરૂટ ફુંકતો હતો. તેની પાસે એક નાના ટેબલપર દુધ વગરની ચ્હાથી ભરેલો એક મોટો પ્યાલો પડ્યો હતો તેની બાજુમાં " વૉડકા " ની એક શીશી પડી હતી.

જોસફને જોઇ ઓરજેસ્કી ઉભો થયો. બારણા આગળ સીપાઇને ઉભેલો જોઇ તે બોલ્યો: " પહેરેગીર ! તું બહાર જઇને ઉભો રહે. "

સીપાઇ ચાલ્યો ગયો.

કેદખાનામાં પડ્યા પછી જોસફના ચ્હેરામાં બહુજ ફેરફાર થઇ ગયો હતો. કપાળ અને ગાલના હાડકાં બહાર તરી આવ્યાં હતાં. મોઢા ઉપરનું તેજ ઉડી ગયું હતું. બંન્ને આંખો પણ ઝીણી ઝીણી અને દુ:ખ ભરી થઇ ગઇ હતી. માથાના વાળ આગળ પાછળ ઉડતા હતા. દાઢી તથા મુછથી મોઢું છવાઇ ગયું હતું. શરીરપર મેલ ચઢ્યો હતો. આ બધામાં તેના મેલાં ફાટેલાં વસ્ત્રોથી તે કેવળ જુદોજ માણસ લાગતો હતો.

તીક્ષ્ણ દ્રષ્ટિથી જોસફ તરફ જોઇ ઓરજેસ્કીએ પૂછ્યું: "તું રૂસી-ગન છે ? "

જોસફે માથું હલાવી કહ્યું: " ના. "

" તું ક્યાંનો વતની છે ? "

" સ્વીટઝરલેંડમાં ઝ્યુરીચનો વતની છું. "

ઓરજેસ્કીએ બારણા પાસે જઇ નજર કરી. પ્રહરી દેખાયો નહિં. બારણું બંધ કરી તે પાછો સ્ટવ પાસે ગયો અને જોસફને પાસે આવવા ઈશારત કરી,

જોસફ તેની પાસે જઈ ઉભો રહેતાં ઓરજેસ્કી નરમ સ્વરે બોલ્યોઃ " જ્યુરીચ તારૂં ઘર. તારે ત્યાં પાછા ચાલ્યા જવાની ઈચ્છા છે ? "

સવાલ સાંભળી જોસફના મૃત દેહમાંજીવન સંચાર થતો લાગ્યો. તેની બેસી ગયેલી છાતીમાં લોહી જોરથી વહેવા લાગ્યું. કેદખાનામાં પડયા પછી તે ઇશ્વરને પણ ભૂલી ગયો હતો. પરંતુ ઓરજેસ્કીના પ્રશ્નથી તેના મનમાં તેનુ સ્મરણ થયું. તેને લાગ્યું કે ઇશ્વર જરૂર છેજ, અને તે હંમેશાં દયાળુજ છે. તેની દયાથી અસંભવ પણ સંભવ બની જાય છે. "

અત્યંત ચેષ્ટાથી મનની ચંચળતા દબાવતાં જોસફ બોલ્યોઃ " ઘેર જવાની કોને ઇચ્છા ન થાય ? તેમાંય પણ મારા જેવા કેદીને તો થાયજ. પણ મને કંઇજ સમજાતું નથી કે મારા જેવા અભાગી કેદીને બોલાવી આમ મશ્કરી કરવામાં શો હેતુ હશે ! "

" મને મશ્કરી કરવાની ટેવજ નથી " આમ બોલતાં પ્યાલામાં થોડો " વોડકા " રેડી તેણે જોસફના આગળ ધર્યો અને બોલ્યોઃ " આ પીને સ્વસ્થ થા. "

ઘણા દિવસથી જોસફને આ મદિરા મળી ન હતી. વ્યગ્રભાવે તેના હાથમાંથી પ્યાલો ખેંચી લઇ એકે ફેરે તે ગટગટાવી ગયો. પછી પ્યાલો ટેબલપર મૂકતાં બોલ્યોઃ " ધન્યવાદ ઘણો ઉપકાર થયો. "

મદિરા પીધાથી તેના શરીરમાં જુસ્સો આવ્યો. તે આંખો ફાડી ઓરજેસ્કીના તરફ જોઇ રહ્યો.

ઓરજેસ્કી ગંભીર સ્વરે બોલ્યો " તને આ દેશની કંઇ માહિતી છે કે ! "

" ના. અહીં હું થોડા દિવસથીજ આવ્યો છું. જો આ દેશમાંથી ચાલ્યા જવાની તક મળે તો જીવનમાં કોઇ દહાડોય આ દેશમાં પગ ના મૂકું. "

ઓરજેસ્કી મંદ હાસ્ય કરતાં બોલ્યોઃ " બધાય શયતાનો એમજ કહે છે. કદાચ તેમને ઘેર નાસી જવાની તક મળે છે તોય પાછા સાલા હંમેશની ટેવ મુજબ આવીને ફસાય છે. "

" સોગન છે તમને. માત્ર એકજ વાર મને એ તક આપો. પછી જો કોઇ દહાડો આ દેશમાં પગ મૂકું તો મને પકડી જીવતાંજ મારી ચામડી ઉતારી લેજો. હું જરાય વાંધો નહિં લઉં. "

ઓરજેસ્કી ધીરે ધીરે બોલ્યો: “ કેટલાક કારણુસર હું તને છોડી દઈશ. પણ તે કારણ જાણવાની જીજ્ઞાસા કરીશ નહિ. તું ન જાણે એમાંજ સારૂં છે. અહીંજ તને નાસી જવાની તક મળશે. કારણ જ્યાં જવું છે ત્યાં પહોંચ્યા પછી તું મારા તાબામાં હોઇશ નહીં. કદાચ ભવિષ્યમાં તું ઇર્કુટસ્કથી નાસી જઇ શકે તોય રસ્તાના દુઃખથી તું મરી જઇશ. આજ મધ્ય રાત્રે તું કોઇને કશું કહ્યા વિના તારા ઓરડામાંથી બહાર નીકળજે. બારણું બહારથી બંધ કરવામાં નહીં આવે. પરંતુ આ કોઝેક સીપાઇ બહાર હશે. તે મારોજ માણસ છે. છતાં કોઇ એનાપર શંકા ન કરે માટે તું તેનાપર આક્રમણ કરજે. તે તરતજ તને નમ્યું આપશે. તું તેની પીસ્તોલ લઇ લઇ, તેના કુંદાથી તેના માથાપર આઘાત કરજે. પણ જો ભયંકર આઘાત ન થાય તે ધ્યાન રાખજે. છતાં કંઇક લોહી નીકળવું જરૂરનું છે. આથી તે મુર્ચ્છાનો ઢોંગ કરી પડી રહેશે. તે વખતે તું દક્ષિણ દિશામાં નાસી જજે. કોઇ શહેરમાં જઇશ ના. જંગલમાં ને જંગલમાં થઇને આલ્તાઇ પર્વત પહોંચી જજે. ત્યાંથી અગ્નિકોણમાં ચાલતાં ચાલતાં તુર્કસ્થાન પહોંચાશે. ત્યાં બોખારા યા સમરકંદમાં તને આશ્રય મળી શકશે. રસ્તો લાંબો છે. રસ્તેય દુઃખ અને આફત છે, પણ જો તું દઢ સંકલ્પ અને સાહસિકતાનું અવલંબન કરીશ તો ફાવી શકીશ. ટેબલ ઉપર પેલા કાગળના પડીકામાં કેટલાક રૂબલ છે તે લઇજા. તને રસ્તામાં કામ લાગશે. હમેશાં સાવચેત રહેજે. અક્કલ વગરનું પગલું ભરી મને મુંસ્કેલીમાં ન નાખતો. ”

જોસફે ટેબલ ઉપરથી રૂબલ લીધાં. પણ તેને લાગ્યું કે આ બધું માત્ર સ્વપ્નજ હતું. સ્વપ્ન પુરૂં થતાં તે જાગીને જોશે તો પોતાને સ્ટોવીલની પાસેજ સુતેલો દેખશે. આ રીતે પોતાનો છૂટકારો સ્વપ્નમાં તેણે ધાર્યો ન હતો.

સ્ટોવીલની વાત યાદ આવતાં જોસફ બોલ્યો: “ તમે શા માટે મને આ તક આપો છો તે જાણવા હું તમને આગ્રહ નહિ કરૂં. પરંતુ હું મારા સાથી—સુખદુઃખના સંત્રી—સ્ટોવીલને સાથે લેવા ઇચ્છું છું. તેને જો મારી સાથે નાસી છુટવાની તક ન મળે તો હું પણ તે તકનો લાભ લઇશ નહિં.

જોસફની વાત સાંભળી ઓરજેસ્કી વિસ્મય પામ્યો તેમજ તેને કંઇ ગુસ્સોપણ આવ્યો. તે ઉત્તેજીત સ્વરે બોલ્યો:

"એમ કહેવું ગેરવ્યાજબી છે. તારી મિત્રતા પ્રશંસાપાત્ર હોવા છતાંય હું તારૂં કહેવું કબુલ કરી શકતો નથી. સ્ટોવીલને હું છુટો કરી શકું તેમ નથી. જીવ બચાવવા તું તારોજ રસ્તો જોઇ લે. બીજાને માટે દુઃખી ન થા."

"હું નાસી જઇશ નહીં." જોસફ દ્રઢ સ્વરે બોલ્યો.

ઓરજેસ્કી આશ્ચર્યથી ફાટે ડોળે જોસફ તરફ જોઇ રહ્યો. મિત્ર માટે પ્રાણ આપનાર આવું દ્રષ્ટાંત જોઇને કદાચ પિશાચજ આશ્ચર્ય ન પામે. ઓરજેસ્કીના આશ્ચર્યનો પાર ન હતો. ક્ષણ પછી તે બોલ્યો: "બહુ સારૂ તેમજ થશે. તમે બન્ને જણ નાસી જવાથી મારા પરેય કોઇને શંકા નહીં આવે. જા, એને પણ સાથે લેજે. હવે તું જા, તમારી ઓરડીની સાંકળ ખુલ્લી હશે પાસેજ એક બંડલ તને મળશે. તેમાં ખાવાનું તથા પીસ્તોલ માટે કેટલાક ટોટા તેમાં હશે. નાસતી વખતે તેને ભૂલતો નહિં, ભૂલીશ તો રસ્તામાં ભૂખ્યેજ મરી જઇશ."

બારણું ઉઘાડતાંજ કૉઝેક પ્રહરી હાજર થયો. ઓરજેસ્કી બોલ્યો: "કેદીને એને ઠેકાણે લઇ જાઓ."

કપ્તાનને સલામ કરી પ્રહરી જોસફને લઇ ચાલ્યો ગયો. જોસફે પોતાની જગ્યાએ આવી જોતાં તેને જણાયું કે રસ્તાના થાકથી બધાય કેદીઓ ઉંઘી ગયા હતા. જોસફે સ્ટોવીલની બાજુમાં સુઇ જઇ તેને જગાડયો. પછી તેના કાનમાં ધીમે ધીમે બોલ્યો:

"આજ રાત્રે આપણે બંને જણ નાસી જઇશું. આપણને નાસી જવાની તક મળશે. આ સંબંધમાં મને વધુ પુછીશ નહિં, તું માત્ર ઉઠીને મારી પાછળ પાછળ આવજે. મારે પ્રહરી સાથે લઢવું પડશે. પણ તું વેગળોજ ઉભો રહેજે. તેને હાથ અડકાડીશ ના. સમજ્યોને?"

સ્ટોવીલ જરાય આશ્ચય કે ઉત્સાહ ન બતાવતાં બોલ્યો: "હાં. સમજ્યો. ઠીકજ થશે."

પછી બે ત્રણ કલાક ઉંઘી લેવાના વિચારથી ચામડું ઓઢી તેઓ સૂતા પણ ઉંઘ ન આવી. તેમના હૃદયમાં તે વખત કેટલીય ઉથલપાથલ થતી હતી

રાત્રિ વધતી ચાલી. જોસફને લાગ્યું કે હવે વાર કરવી ઠીક નથી. તે બેઠો થયો, ચારે બાજુ નજર કરી સાંભળવા લાગ્યો. બધુંય સુમસામ. ચરબીનો દીવો પણ ઓલવાઇ ગયો હતો.

મન હલકુ થયા પછી તે બોલ્યો " ભાઇ! દોસ્ત!! મારા વ્હાલા જોસફ !!! હું સારી રીતે જાણુ છું કે હું તારા સ્નેહ—તારા વિશ્વાસ માટે કેવળ અયોગ્ય છું. ઓ સાધુ પુરૂષ ! તારી કૃપાથીજ હું એ જીવંત સમાધિમાંથી આ જીવિત અવસ્થામાં આવ્યો છું. આપણે હવે છૂટા છીએ. સ્વાધિન છીએ. જીવ આપીને પણ આ સ્વાધિનતા રક્ષણ કરીશું. મરીશુ પણ જીવતા પકડાઇશું નહિ. કહે આપણે કેટલે દુર જવાનુ છે? ક્યાં અને કઇ દિશામાં જવાનુ છે?"

સ્ટોવીલના હાથમાંથી મુક્ત થતા જોસફ બોલ્યો "દક્ષિણ દિશામાંજ આપણે એક અઠવાડીયું જવું પડશે. ત્યાર પછી બીજી વ્યવસ્થા છે. મનેય ખબર નથી કે આપણી આ મુસાફરી ક્યારે અને ક્યાં પૂરી થશે!"

ચામડાંથી શરીર બરાબર ઢાંકી બન્ને જણ પાછા બરફના સમુદ્રમાં આગળ વધ્યા.



## પ્રકરણ ૯ મું.

### પુંજામાં

રેબેકાનો ગુપ્ત ભેદ સાંભળી કોલન્કીને માથે વજ્રઘાત થયો હોય તેમ લાગ્યું. તે સ્તંભિત થઇ રેબેકાના સામે જોઇ રહ્યો; રેબેકા પણ શરમને લીધે નીચું જોઇ રહી.

દશેક મીનીટ પછી સ્વસ્થ થઇ કોલન્કી તીવ્ર સ્વરે બોલ્યો: " તારી એ વાત હું માનતો નથી. "

અવજ્ઞાપૂર્ણ દ્રષ્ટિ કરતા રેબેકા બોલી: " ધન્યવાદ. "

" ક્યારે અને કોની સાથે તારૂં લગ્ન થયુ હતુ? "

" એ મારી અંગત બાબત છે. "

" હશે, પણ તે મારે સાંભળવી જોઇએ. તું આજ સુધી મને ખોટી આશામાં ભુલાવતી આવી છે. અને હવે વળી એક નવું ખોટુ બ્હાનુ કાઢી મને નિરાશ કરવા તૈયાર થઇ છે. "

" મેં તને ખોટી આશામાં કદી લોભાવ્યો નથી, તેમ હમણા પણ જુઠું બોલતી નથી. "

" તું જરૂર જુઠુજ કહે છે. કોની સાથે અને ક્યારે લગ્ન થયું છે તે હું જાણવા માગું છું. "

" તારી સ્પર્ધા તો અજબ જેવી છે. તું શું તારી દાસીની સાથે વાત કરે છે? હું શું તારી દાસી છું? તું અદબથી વાત નહિ કરે તો હું બોલીશજ નહિ. "

રેબેકાના શબ્દોથી કોલન્કી વધુ ગુસ્સે થયો તે બોલ્યો " તારી એ સ્પર્ધા જેવી તેવી નથી. તું મારી દાસી નથી પણ તું જાણે છે કે તું મારા

કબજામાં છે. એટલામાંજ ભુલી ગઇ? તને મારતાં કે પાયમાલ કરતા કેટલી વાર? જ્યારે ધારૂં ત્યારે તને તો પીસી નાખું." એમ બોલતા બન્ને હાથની મુઠીવાળી રેબેકાના તરફ ઉગામી.

રેબેકા ભયની મારી જરા દૂર ખસી જઇ, કંઇક સંયત સ્વરે બોલી: "કોલન્કી! તારા હમણાના વર્તન જેવું વર્તન તો કોઇ મોટો શત્રુય ન કરે, ગમે તેવું નુકશાન કર્યું હોય તોય આવું આચરણ ન કરે. તારી પ્રવૃત્તિ તો આવી જઘન્ય છે અને ઉપરથી કહે છે કે હું તને ચ્હાઉં છું!"

"તેં મારૂં નુકશાન કરવામાં શું બાકી રાખ્યું છે. એક નિર્લજ માણસની માફક મને છેતર્યાં કર્યો છે તેથી મને શું કશુંય નુકશાન નથી થયું?"

"તને શી રીતે છેતર્યો તે તું સમજાવીશ?"

"છેતરાને હવે ના પાડે છે? તું ન કરે તે ઓછું છે. ખોટા પ્રેમનો અભિનય કરી મને ભૂલાવી........"

"ખોટી વાત."

"વચ્ચે ન બોલ. હું ખરૂંજ કહું છું. એવી રીતે તું મને લોભ દેખાડતી આવી છે કે જેથી મને લાગ્યું, અને મારી ખાત્રી થઈ કે એક દિવસ તું જરૂર મારી થઇશ."

"તારી એવી ખાત્રીને માટે હું શી રીતે જોખમદાર? મેં તો તને વારંવાર કહ્યું છે કે લગન કરવું મારે માટે અશક્ય છે. કારણ આપણા લગનમાં એક મોટી અગવડ છે. તે અગવડ દૂર કરી શકાય તેમ નથી."

"હા, પહેલાં એમ કહ્યું હતું ખરૂં. પણ છેવટે જ્યારે તેં જોયું કે તું મને બીજી રીતે વશ કરી શકતી ન હતી ત્યારે આકાશનો ચંદ્ર મારા હાથમાં મુકયો. તેં ચોકખું કહ્યું કે એ અગવડ–વિઘ્ન દુર કરવું અસંભવ ના પણ બને. એ તો તારે કબુલ કરવુંજ પડશે. જ્યાં સુધી મારી મદદની તારે જરૂર હતી ત્યાં સુધી તેં આ કપટ અને ઠગબાજીથી તારૂં કાર્ય સાધ્યું છે."

"તારી મદદથી મારૂં શું કાર્ય સિદ્ધ થયું છે?"

"તું શું તે જાણતી નથી? કે કામ થઇ જવાથી હવે તે ભુલી ગઇ છે? તારા હૃદયને પૂછીશ તો તેય તને કહી દેશે. તારા આગ્રહથી હું મારી જાતનેય ફસાવવા [illegible] થઇ ગયો. મારો ભાઇ સરકારનો ખરેખરો વિશ્વાસુ—તેનેય વિ [illegible] નાખ્યો—

કર્ત્તવ્યભ્રષ્ટ કર્યો. આ બધાં અન્યાયી કાર્યો શા માટે કર્યાં? શી આશા માટે? તું જેના પ્રેમમાં આંધળી છે તે નરાધમના છૂટકારાનો ભાર ઉપાડી લીધો, ને શું તેના પ્રાણ બચાવવાનો પ્રત્યુપકાર કરવા માટે? કે ભવિષ્યમાં તને મેળવી સુખી થઇ શકું તે માટે? તારા પ્રેમીને છોડાવવાનું મારે બીજું કાંઇ કારણ ખરૂં કે?"

'મારો પ્રેમી? ખોટી વાત, જોસફ કુરેટ મારો પ્રેમી છેજ નહિં."

"એ વાત ભલેને તું હજારવાર ના પાડે! હું ખોટું કહું છું કહીને તું મારી અવજ્ઞાય ભલે કરે. પણ તું તેના તરફ અનુરક્ત છે એ તો તારૂં વર્તનજ સાબીત કરી બતાવે છે. તેનો જીવ બચાવવા તારે આટલી તસ્દી અને ઝહેમત ઉઠાવવાની જરૂર શી? તારાથી બનતું તેં એને માટે કર્યું નથી? તેં મને આશા આપી હતી કે જો હું જોસફ કુરેટને છોડાવી શકું તો તું મારી થાય, જો એમ બનવું ખરેખરજ અસંભવ હતુ તો તારે એમ કહી મને છેતરવાની શી જરૂર હતી? મારી મદદ વગર તારો એ પ્રેમી છુટે એમ ન હતું તેટલા માટે જ તેં મારી સાથે આ ઠગાઇ કરી નથી? તું જાણતી હોઇશ કે હું મૂર્ખ છું. તારા આ ખોટા પ્રલોભનથી મુગ્ધ બની તારી આશા પૂર્ણ કરીશ."

કોલન્કીના આ તિરસ્કારથી રેબેકાના હૃદયમાં જબરો આઘાત થયો ક્રોધ અને ક્ષોભથી અધીર બની તે કંપવા લાગી. કોલન્કી જેવાં હલકા સ્વભાવના નરાધમને ખોટી લાલચ આપવામાં કેવું કુકર્મ તે કરી બેઠી હતી તે તેના ધ્યાનમાં આવતાં તે ભયભીત થઇ ગઇ. પોતાના સ્વાર્થ માટે ખોટી આશા અને લાલચ તેણે કોલન્કીને આપી ત્યારે તેણે નહોતું ધાર્યું કે આટલું જલ્દી તેને આમ આફતમાં આવી પડવું પડશે. કોલન્કી પોતાની ઠગાઇ જાણી જઇ—પોતાના પિતાનો એક સામાન્ય નોકર હોઇ તે આમ સાહસથી પોતાના સામે ઉભો રહી, વેર લેશે એમ તેણે જરાય નહોતું ધાર્યું. પોતે હૃદયનો કાબુ ગુમાવી દઇ જે કરી બેઠી હતી તેથી તેના હૃદયમાં અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. તેની બન્ને આંખમાંથી આંસુની ધારા ચાલવા માંડી.

તેને આમ નિઃશબ્દે રડતી જોઇ કોલન્કી બોલ્યો: "હું જાણું છું કે મને છેતરીને હવે તને પસ્તાવો થાય છે. તારૂં અંતર તને ડંખે છે. એ તારો પસ્તાવો જોઇ મને આનંદ થાય છે. પણ હજીય કદાચ તારા મનમાં તું ધારતી હોય કે તારાં આ આંસુ જોઇને મારૂં હૃદય પીગળી જશે—ચા

કબજામાં છે. એટલાંસાંજ ભુલી ગઇ ? તને મારતાં કે પાયમાલ કરતા કેટલી વાર ? જ્યારે ધારૂં ત્યારે તને તો પીસી નાખું." એમ બોલતા બન્ને હાથની મુઠીવાળી રેબેકાના તરફ ઉગામી.

રેબેકા ભયની મારો જરા દુર ખસી જઇ, કંઇક સંયત સ્વરે બોલી: " કોલન્કી! તારા હમણાના વર્તન જેવું વર્તન તો કોઇ મોટો શત્રુ ન કરે, ગમે તેવું નુકશાન કર્યું હોય તોય આવું આચરણ ન કરે. તારી પ્રવૃત્તિ તો આવી જઘન્ય છે અને ઉપરથી કહે છે કે હું તને ચ્હાઉં છું!"

" તેં મારૂં નુકશાન કરવામાં શું બાકી રાખ્યું છે. એક નિર્લજ માણસની માફક મને છેતર્યો કર્યો છે તેથી મને શું કશુંય નુકશાન નથી થયું ? "

" તને શી રીતે છેતર્યો તે તું સમજાવીશ ? "

" છેતરાને હવે ના પાડે છે ? તું ન કરે તે ઓછું છે. ખોટા પ્રેમનો અભિનય કરી મને ભૂલાવી........"

" ખોટી વાત. "

" વચ્ચે ન બોલ. હું ખરૂંજ કહું છું. એવી રીતે તું મને લોભ દેખાડતી આવી છે કે જેથી મને લાગ્યું, અને મારી ખાત્રી થઈ કે એક દિવસ તું જરૂર મારી થઇશ. "

" તારી એવી ખાત્રીને માટે હું શી રીતે જોખમદાર ? મેં તો તને વારંવાર કહ્યું છે કે લગ્ન કરવું મારે માટે અશકય છે. કારણ આપણા લગ્નમાં એક મોટી અગવડ છે. તે અગવડ દૂર કરી શકાય તેમ નથી. "

" હા, પહેલાં એમ કહ્યું હતું ખરૂં. પણ છેવટે જ્યારે તેં જોયું કે તું મને બીજી રીતે વશ કરી શકતી ન હતી ત્યારે આકાશનો ચંદ્ર મારા હાથમાં મુકયો. તેં ચોકખું કહ્યું કે એ અગવડ—વિઘ્ન દુર કરવું અસંભવ ના પણ બને. એ તો તારે કબુલ કરવુંજ પડશે. જ્યાં સુધી મારી મદદની તારે જરૂર હતી ત્યાં સુધી તેં આ કપટ અને ઠગબાજીથી તારૂં કાર્ય સાધ્યું છે."

" તારી મદદથી મારૂં શું કાર્ય સિદ્ધ થયું છે ? "

" તું શું તે જાણતી નથી ? કે કામ થઇ જવાથી હવે તે ભૂલી ગઇ છે ? તારા હૃદયને પૂછીશ તો તેય તને કહી દેશે. તારા આગ્રહથી હું મારી જાતનેય ફસાવવા તૈયાર થઇ ગયો. મારો ભાઇ સરકારનો ખરેખરો વિશ્વાસુ—તેનેય વિશ્વાસઘાતી બનાવ્યો—

નજરે જોવાય છે, જે લગ્નથી સ્ત્રી શરીર અને મનની સ્વાધિનતા ખોઇ બેસે તે લગ્ન માત્ર કુસંસ્કારજ ગણાય."

"તું જે સ્ત્રી સાથે લગ્ન કરે તેને તેના સેંકડો પ્રેમીઓ સાથે પ્રેમલીલા કરતી જોઇને તારી સ્ત્રીની તે અબાધિત સ્વાધિનતા માટે તું ગૌરવ માનજે પરંતુ તારા જેવા પશુની આવી નીચ બિભત્સ વાતો સાંભળવામાંય હું મારૂં અપમાન સમજું છું. તારૂં મોઢું જોતાંય કમકમારી છૂટે છે. હું જાઉં છું."

રેબેકા બારણા તરફ વળી પણ કોલન્સી તેને અટકાવતો વ્યગ્ર ભાવે બોલ્યો: "સાંભળતી જા રેબેકા! મારી બધી વાત હજી પૂરી નથી થઇ. તું કહે છે, તું બીજાની પરણેલી સ્ત્રી છે. અને ધારે છે કે મેં એ વાત માની લીધી છે."

"તું માને ન માને તારી ઇચ્છા. મારે તે સાથે કંઇજ સંબંધ નથી."

"પણ તારો પતિ કયાં? તારા લગ્નની વાત બધાના આગળ ગુપ્ત રાખવાનું કારણ શું? તારૂં લગ્ન થયું છે એ વાત અહીં કોઇએય જાણતું નથી."

"તારૂં એ કુતુહલ દુર કરવું મને જરૂરતું જણાતું નથી. હું તારા સવાલનો જવાબ આપતી નથી. મારી કૌટુંબીક હકીકત જાણવાનો તને શો અધિકાર છે?"

"હું કબુલ કરૂં છું કે તારી કૌટુંબીક હકીકત જાણવાનો મને અધિકાર નથી. બહુ સારૂ. હવે તે જાણવા હું આગ્રહેય નહીં કરૂં. છતાં એમ ન સમજીશ કે એ વાત મારાથી છુપાવીને તું સુખી થઇશ. તારૂ કપટ ન સમજતાં મેં ઘણું ખોટું કામ કર્યું છે, પગલે પગલે વિપદની આશંકા છતાં પ્રણયીને છોડાવવાની વ્યવસ્થા કરી છે, પરંતુ મને છેતરીને તું ફાવી શકીશ નહિં. તું જાણે છે કે તું મારા પંજામાં છે. તારી સહીનું કબુલાતનામું મારી પાસે છે—તે—"

રેબેકા ભયભીત થઇને બોલી: "અમારા વિરૂદ્ધ તેનો ઉપયોગ કરવો તું વ્યાજબી નહિંજ લેખે."

"વ્યાજબી નહિં લેખે? શા માટે? કંઇ કારણ ખરૂં કે? તું મારી સાથે દગો રમે, મને છેતરીને તેં તારા પ્રણયીને મુક્ત કરાવ્યો હવે તેની સાથે છૂપી રીતે મળીને પ્રેમલીલા કરીશ, મને મૂર્ખ જાણીને મારી હાંસી કરીશ—અને હું—તારૂં મૃત્યુબાણ મારી પેટીમાં પડયા છતાં તારો નાશ કરવા તેનો ઉપયોગ નહી કરૂં એતે કેવી આશા? એ એકરારનામાથી તો હું તને ખરતે ખરાબ કરી નાંખીશ—હું તને ચાહું છું મારી આજ્ઞા પાળત

## પ્રકરણ ૧૦ મું.

### મ્હોતનો સાદ

ટોમસ્ક નગરથી નાસી માર્ગ વગરના અંધારા પ્રદેશમાં જ્યારે જોસફ અને સ્ટોવીલ આવ્યા ત્યારે તેમને લાગ્યું સુરક્ષિત આશ્રય લેવાનું તેમને માટે સહેલું ન હતું. પ્રતિપળે પકડાઇ જવાની આશંકા અને ભય હતાંજ રૂશીઆના ગામે ગામમાં તેમનાં નાસી જવાની વાત જાહેર કરવામાં આવશે અને તેમને પકડી આપનારને ઘણુંજ મોટું ઇનામ મળશે એ વાત પણ તેમનાથી અજાણી ન હતી. તેથી ગમે તેવી ભૂખ અને તરસથી તેઓ પીડાતા હોય તો પણ કોઇ પણ ગામમાં તે પ્રવેશ કરી શકે તેમ ન હતું.

રૂશીઆના આ ભાગમાં નગરો અને ગામડાંઓ છૂટાં છૂટાં હતાં તેથી તેમને નાસવામાં હરકત આવે તેમ ન્હોતી પરંતુ વસ્તીમાં ન જતાં માત્ર અરણ્યમાં થઇનેજ માર્ગ કાપવામાં તેમને મ્હોત સાથે પગલે પગલે યુદ્ધ કરવાનું હતું કારણ એ જંગલમાં હિંસક પશુઓ અને સાપની વસ્તી ઘણીજ હતી તે ઉપરાંત મોટી મોટી નદીઓ પાર કર્યા વિના તો આગળ વધાયજ નહિં, અને તે પાર કરવાનાં સાધનો પણ તેમની પાસે નહોતા, પાસેની ખોરાકી ખૂટી જતાં, ભૂખ્યા ને ભૂખ્યા કેટલા દિવસ ચાલશે? એ બધા વિચારે તેઓ એક રીતે હતાશ થઇ ગયા હતા.

સ્ટોવીલ કોઇ દિવસ સાયબીરીઆ આવ્યો ન હતો છતાં. તે બાજુનાં તમામ ગામ તથા નદી પર્વત વગેરેનું વર્ણન તેણે ઘણીજ બારીકી પૂર્વક વાંચેલું હતું જોસફને તે બાબતની ખબર પડતાં પૂછ્યું.

"શા માટે તારે એ બધું વર્ણન વાંચી આ જાણવું પડયું હતું!"

હસતાં હસતાં સ્ટોવીલ બોલ્યોઃ મને ખબરજ હતી કે જ્યારે ત્યારે રૂશીઅન ગવર્નમેંટના મહેમાન તરીકે સાયબીરીઆ આવવુંજ પડશે, અને

તેથી તે વખતે તેમની મહેમાનગીરીનો અનાદર કરી નાસી છૂટવાનો સમય મળે તો માર્ગમાં હરકત ન પડે એ વિચારથીજ મેં આ બધું જાણી લીધું હતું. અને સાયબીરીઆની સીમાએ આલ્તાઇ પર્વત છે, તેની પેલી બાજુ મંગોલીઆની હદ છે. આપણે આલ્તાઇ જવુંજ પડશે. માટે ચાલ તે તરફ જઇએ. ત્યાં જતાં આપણાં ઘણાં કષ્ટો દૂર થશે. પછી આપણે ચ્હાયતો ચીનમાં યા તુર્કસ્થાનમાં થઇને ઇરાનમાં જઇ શકીશું. ઇરાનમાં પહોંચ્યા પછી ઇરાની અખાતના કોઇ પણ બંદરે પહોંચવું એટલું મુશ્કેલ નહીં થઇ પડે."

ઇરાની અખાતની વાત તો કરી, પણ વગર સાધને ખાલી હાથે એટલે દૂર પહોંચી જવાનો ઉપાય તો તેમને ન જડયો. તેમને લાગ્યું કે ચારે તરફ મ્હોત જડબું ફાડીને તાકીજ રહ્યું હતું, છતાં રતાશ ન થતાં તેમણે ચાલવાજ માંડયું. ટોમસ્કથી દશબાર માઇલ સુધીમાં આવેલા ગામો તો તેમણે તે રાતમાંજ વટાવી દીધાં.

સવારના સોનેરી કિરણોએ તેમને કેટલીક હિમ્મત આપી. તેમણે એક ઉંચા સ્થાન પર ઉભા રહી ચારે તરફ નજર કરી પણ કોઇ મનુષ્ય, પ્રાણી તેમના જોવામાં આવ્યું નહિં. તડકામાં ચામડું પાથરી ત્રણવાર તેમણે અકડાઇ ગયેલા હાથ પગ તાજા કર્યા, પછી કાંઇક નાસ્તો કરી બંડલમાંની ચીજો તપાસવા માંડી. તેમાં કેટલીક દીવાસળીઓ, થોડી તમાકુ એક કુહાડી અને પીસ્તોલમાં ભરવાના ટોટા હતા. કુહાડી જોઇ તેમને ઘણો આનંદ થયો. કારણ તે વગર લાકડા કાપવાની ઘણી મુશ્કેલી પડત. અને લાકડાં ન હોત તો ઠંડીમાં તે મરી જાત. તેમને લાગ્યું કે ઓરજેસ્કી તેમનો ખરેખરો હિતૈષીજ હતો. રસ્તામાં તેમને કાંઇ હરકત ન પડે તેની વ્યવસ્થા કરી રાખેલી જોતા તેમનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ ગયું. એની આ દયાથી જોસફ વિસ્મિત થયો. પરંતુ સ્ટોવીલ કંઇ પણ આશ્ચર્ય પામ્યા વિના બોલ્યો: "કોઇ ઉચ્ચપદવાળા નિહિલિસ્ટ બંધુની કૃપાથીજ આપણે છૂટવા પામ્યા છીએ. ગમે તે કારણથી પણ ઓરજેસ્કીને તેનો હુકમ માન્યા વિના છૂટકોજ નહિં થયો હોય. નિહિલિસ્ટો શું કરી શકે છે તેનું આ જ્વલંત દ્રષ્ટાંત છે."

બે ત્રણ મીનીટ નીચું જોઇ રહી વિચાર કરી સ્ટોવીલ બો[લ્યો]

"મને બચાવવાનો તારો આટલો આગ્રહ શાથી તે હું જાણતો નથી. આમ નાસી છૂટવા કરતા સાઇબીરીઆમાં રહેવાનું કષ્ટ મને બહુ ઇષ્ટ

ન હતું એમ હું કહી શકતો નથી. કદાચ થોડાજ દહાડામાં મારા એ બ-ધાય દુ:ખનો અંત આવત. સુખ શાન્તિ વગરનું---ઉદેશ વગરનું જીવન લઇ દેશ દેશ રખડવા કરવાની હવે મારી ઇચ્છા નથી. હું કયાં જઉં છું, શાં માટે જઉં છું, તેય હું જાણતો નથી. તારે આશા છે. સંસાર પ્રતિ આસક્તિ છે, પરંતુ મારે તો કંઇજ નથી. મારે મન તો બધીય જગ્યા અને બધીય દશા એક સરખીજ છે..”

“ તું તો કોઈ અદ્‌ભુત માણસ છે. તારૂં જીવન પણ ભેદ ભરમવાળુ છે. તારૂં જીવનવૃત્તાંત જાણવા મને ઘણું કુતુહલ થાય છે. ”

“ મારા જીવનની તુચ્છ કથની સાંભળવા ઇચ્છે છે ? પણ તે સાંભળી તને કશોય આનંદ નહિ થાય. મારા ભૂત જીવનની કેટલીક ઘટના તો એવી ભેદી છે કે જો કદાચ હું ભૂલી શકયો હોત તો જીવનમાં જરાય શાંતિ મેળવી શકયો હોત પણ એ બધી વાત વળી એક દિવસ કહીશ. જે દિવસ જાણીશકે મ્હોત આવીને આ જીંદગીનો દરવાજો ઠોકી રહ્યું છે તે દિવસે મારા જીવનની કેટલીક વાતો તું સાંભળી શકીશ. ”

એક અઠવાડિયાની મુસાફરી દરમ્યાન તેમની પાસેની તમામ ખોરાકી ખુટી પડી. ગામમાં જતાં પકડાઇ જવાનો ડર હતો છતાં ભૂખના દુઃખથી મરણીઆ થઇને પણ કાંઇક ખોરાક મેળવવા તેમણે કોઇ પણ ગામમાં જ-વાનો નિશ્ચય કર્યો.

પરંતુ નજીકમાં ગામ હોવાનું ચિન્હ તેમને લાગ્યું નહિ. ત્રણ દિવસ ભૂખ્યે પસાર કરી એક રાત એક ઝાડ પર ગાળી. ચોથે દિવસે પાછી મુસાફરી શરૂ કરતા તેમણે એક નાના હરણને જોયું. તેનો શિકાર કરી પોતાની ભૂખ શાન્ત કરી વધેલું ભક્ષ્ય સાથે લઇ ચાલવા માંડયું.

એનાથી ત્રણ દિવસ નીકળી ગયા. એ ત્રણ દિવસમાં ઘણો માર્ગ કાપ્યો. કેટલાય દુ:ખે પાણીવાળો મોટો ભાગ ઓળંગી ચોથે દિવસે રાતના તેઓ એક ગામની નજીક આવ્યા. મરણીઆ થઈ તેમણે તે ગામમાં પ્રવેશ કર્યો.

ગામમાં પેસતાં ત્રણ ચાર માણસો તેમને મળ્યા. તેમના વર્તન ઉપરથી તેમને લાગ્યું કે તેઓ તેમને લુટારા અગર તો નાસી છૂટેલા અપરાધીઓ માનતા હતા. કેટલાકે તો તેમનો પરિચય પણ જાણવા માગ્યો. પણ તેઓ કાંઇ જવાબ ન આપતાં એક સરાઇમાં ગયા. તેનો માલીક એક ભંયકર દેખાવનો તાતાર હતો. જોસફે તેને ભેજણ માટે ખાવાનું લાવવા કહ્યું. તાતાર તેના તરફ સંદિગ્ધ દ્રષ્ટિથી જોતો બોલ્યોઃ અગાઉથી પૈસા નહિ મળે તો ખાવાની વ્યવસ્થા થઇ શકશે નહિં. ”

જોસફે કેટલાક રૂબલ કાઢીને આપ્યા. આથી તેમને કેટલીક ખોરાકી મળી ખરી પણ તાતારના અનેકાનેક પ્રશ્નોથી તેઓ કંટાળી ગયા. જમી રહ્યા પછી સ્ટોવીલે કહ્યું. " અમે રાત્રે અહીં રહી સવારમાં ચાલ્યા જઇશું " પછી તેણે સાથે લેવા માટે કેટલીક ખેરાકીની ચીજો મંગાવી. સરાઇવાળાએ પૈસા લઇ તે આણી આપી. અને રાત્રે ત્યાં સુવા દેવા માટે પણ હા પાડી. પરંતુ તાતારનો વિચાર જાણી જઇ સ્ટોવીલે જોસફના કાનમાં કહ્યું કે આપણે રાત્રેજ અહીંથી છાનામાના પલાયન કરવું પડશે. નહિં તો ફસાઇ જઇશું. પછી જોસફને સાવચેત રહેવા કહી, ખેરાકી સામાન માટે એક થાળી લેવા તે ગામમાં ગયો. જોસફ એક લોજ સરાઇમાં રહ્યો.

લગભગ અડધા કલાક પછી સ્ટોવીલ એક બેગ તથા બીજા કેટલાક સામાન સાથે આવી પહોંચ્યો. સરાઇવાળાએ તેમને સુવા માટે બે બીછાંનાં બતાવ્યાં. તેઓ સુતા ખરા પણ ઉંઘ ન આવી. સ્ટોવીલે જોસફને કહ્યું કે આ તાતાર આપણને અત્યારેજ ફસાવે એમ લાગે છે. જોસફને પણ તે સાચુંજ જણાયું કારણ તેમના સુતા પછી તરતજ તે તાતાર ઘરમાંથી નિઃશબ્દે બહાર ગયો.

" તાતાર પોલીસને બોલાવવા લાગે છે. " સ્ટોવીલે કહ્યું. " તેના પાછા આવતા પહેલાંજ આપણે છ પાંચ ગણવા જોઇએ. "

" એ ખરૂં પણ રસ્તામાં હજીય લોકો જતા આવતા હશે. આપણે હમણાં બહાર નીકળીએ તો શક પડતાં કોઇ આપણી પાછળ પણ આવે. આથી જરા મોડી રાતે જઇએ તો કેમ ? "

પણ તેમને જવાનો સમયજ ન મળ્યો. થોડીજ મીનીટમાં સરાઇવાળો કેટલાક માણસોને લઇને ત્યાં પાછો આવ્યો. અને તે બધાની સાથે બારણા બહાર ઉભો ઉભો ધીમે સ્વરે મસલત કરવા લાગ્યો.

સ્ટોવીલ ચેતી ગયો. તે બોલ્યોઃ " જોસફ ! એ લોકો આપણને પકડવા આવ્યા છે. આપણે હમણાંજ આપણા બચાવની તજવીજ કરવી જોઇએ. "

જોસફ તથા સ્ટોવલે તે ઓરડીની તપાસ કરી. આગલા બારણા અને તેની સામેની દિવાલમાં એક બારી સિવાય બીજું કાંઇ બારણું નહતું. બાળવાનાં લાકડાંથી ભરેલી એક મોટી પેટી ખુણામાં પડી હતી, તે ખેંચી લાવી તેમણે આગળો વાસેલા બારણા આગળ ગોઠવી દીધી. જેથી બહારથી બારણું અંદર ધકેલી ન શકાય.

પછી બારી પાસે જઈ ઘણા વખતનું બંધ બારણું ઉઘાડી નાંખી બહાર નજર કરી. બહાર કેવળ અંધકાર હતો. આકાશમાં એક પણ તારો જણાતો ન હતો. બરફ પડવા શરૂ થઇ ગયો હતો. તેમજ એ મકાન પણ એક ટેકરી ઉપર હતું કારણ તેમ ન હોય તો બરફ પડતાં તે દટાઇ જવાનો સંભવ હતો.

બારી બહાર મોઢું કાઢી સ્ટોવીલ બોલ્યો: "બારીની નીચે શું છે તે તો ખબર નથી. પણ આ બારીમાંથી નાઠા વગર આપણો છૂટકો નથી.

પછી સાથેનો સામાન બે ભાગે વહેંચી લીધો અને બારીમાંથી નીચે કુદી પડયા પણ બારીની નીચે એક એક ફુટ બરફ જામી ગયેલો હોવાથી તેમને વાગ્યુ નહિ. છતાં તેઓ દુશ્મનો ન જાણે તેમ પલાયન કરી શકયા નહિં.

જેવા તેઓ બારીમાંથી કુદી પડયા, તેવાજ પેલાઓ મુશ્કેલીથી બારણું ઉઘાડી તે ઓરડામાં આવ્યા. બારી ઉઘાડી અને પથારી ખાલી જોતાંજ તેઓ વસ્તુસ્થિતિ સમજી ગયા. તરતજ બારીમાંથી ડોકાં કાઢી તેઓ જોવા લાગ્યા.

તે ઘરની આજુ બાજુ કંપાઉન્ડ ઓળંગવાની તજવીજ કરતા હતા. તેઓ જેવા કંપાઉન્ડની દીવાલ પર ચઢયા કે બારીમાંથી બે ત્રણ બંદુકના અવાજ થયા. તેઓએ અનુમાનથીજ બંદુક છોડેલી હોવા છતાં સ્ટોવીલ આર્તનાદ કરતો દીવાલની પેલી બાજુ ઢળી પડયો.

"કેવું કમનસીબ! તને વાગ્યુ કે શું?" જોસફ બોલી ઉઠયો.

"હા એક ગોળી મારા ખભા પર ગળાની નજીક વાગી છે. પણ કાંઇ ડર જેવું નથી. ચાલ આપણે નાસીએ. નહિ તો તેઓ હમણાંજ અહીં આવી પહોંચશે."

દક્ષિણ દિશા તરફ બન્ને જણ લગભગ બે કલાક સુધી ચાલ્યા. બરફ ઘણાજ જોરમાં પડતો હતો તેથી તેમના પગલા ખોળી તેમને પકડવા કોઇ આવે એવો સંભવ ન હતો. છતાં તેઓ ચાલ્યા જતા હતા. પરંતુ અત્યંત ઠંડી અને બરફને લીધે તેઓ આગળ વધી ન શકયા. પાસેની એક ઝાડીમાં એક ઝાડ નીચે તેઓએ આશ્રય લીધો.

સ્ટોવીલ નરમ થઇને બેસી ગયો અને બોલ્યો: "મારા ખભામાં અસહ્ય વેદના થાય છે. મારો હાથ સુદ્ધા શક્તિહિન બની ગયો છે. પહેલાં તો સામાન્ય લાગતો હતો પણ એ ઘા સામાન્ય નથી જોસફ!"

રાત્રે તો તે ઘા પરીક્ષા કરવાનો સમય જોસફને મળ્યો નહિ, પણ સવાર થતાં તેણે સભયે જોયું કે ગોળી સ્ટોવીલના ડાબા ખભામાં થઇને ગળામાં પેઠી હતી. ભય ભરેલી સ્થિતિ તો તેને ન લાગી પરંતુ આખી

રાત લોહી વહી જવાથી તે અત્યંત દુર્બળ થઈ પડયો હતો. તેનું ડાબુ અંગ હલાવવાનીય તેનામાં શક્તિ ન હતી. દુઃખ પણ અસહ્ય થતુ હતું. પરંતુ સ્ટોવીલ ધીર ભાવે તે બધું સહન કરતો હતો. ક્ષણવાર માટેય તે કાયર બન્યો ન હતો.

ઘણી મહેનત કરી જોસફે બરફ ખોદી, નીચેથી પાણી કાઢી સ્ટોવીલનો ઘા ધોયો અને રૂમાલ બાંધી દીધો. કેટલાક કલાક ત્યાં વિશ્રામ લીધા પછી પાછા તેઓ રસ્તે પડયા.

સરાઇમાંથી આણેલી ખોરાકી થોડી થોડી ખાવા છતાંય ત્રણ ચાર દિવસમાં પુરી થઇ ગઈ. પછી જંગલી બીલાડીઓ વગેરેના શિકાર ઉપર તેમણે નિર્વાહ કરવા માંડયો. એ રીતે એક અઠવાડીયા પછી તેઓ આલ્તાઇ પર્વતની હાર આગળ આવી પહોંચ્યા. પણ સ્ટોવીલનું દરદ ઘટવાને બદલે વધતુંજ ચાલ્યું. આથી કાયર ન થતાં દુઃખ ઓછું થાય એવા ઉપાય કરવા માંડયા. ભૂખ તરસ અને રસ્તાનું દુઃખ અને થાક વેઠવા છતાંય તેની શુશ્રુષામાં ખામી ન હતી. સ્ટોવીલનો પુત્ર યા સહોદર ભાઇ હોત તોય જોસફના જેવી ચાકરી કરી શકત નહિ.

છતાં બંદુકની ગોળીનો ઘા, યોગ્ય ઉપચાર અને દવા વિના માત્ર ધોવાથી અને બેન્ડેજ બાંધવાથી આરોગ્ય થાય ખરો ? ધીમે ધીમે અવસ્થા આશંકાજનક થઇ પડી. સોજા પણ આવી ગયા. સ્ટોવીલ ધીમે ધીમે અત્યંત દુર્બળ થઇ પડયો. જોસફ તેને લઇને ધીમે ધીમે આલ્તાઇ પર્વતની હારના સાનુદેશમાં આવી પહોંચ્યો. ત્યાંથી તુર્કસ્થાનના બોખારા શહેરમાં પહોંચવાની આશાએ પશ્ચિમ તરફ તેઓ ચાલ્યા. પરંતુ સ્ટોવીલની અવસ્થાથી જોસફને ભય લાગ્યો. સ્ટોવીલની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. મોઢું ચાઠીઆ જેવું થઇ ગયું હતું. ચાલતાં ચાલતાં પગ પરસ્પર અથડાતા હતા જાણે જીવતું નરકંકાલ. આ બધાં લક્ષણો જોતા દીર્ઘ નિશ્વાસ નાખી જોસફ મનમાં ને મનમાં બબડયો " સ્ટોવીલને બચાવી શકવો મૂશ્કિલ છે. "

એક દિવસ સાયંકાળે જોસફ સ્ટોવીલની પાસે બેસી તેને માથે હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યો " સ્ટોવીલ તું ઘણોજ બિમાર થઇ પડયો છે. હું એક વખત ગામમાં જઇ જોઇ આવું કે તારે માટે કંઇ મદદ મળી શકે તેમ છે કે નહિ. "

સ્ટોવીલ વિષણ્ણ–ભાવે મૃદુ સ્વરે બોલ્યોઃ " ના ભાઇ ! તું એવું કાંઇ કરીશ ના. નજીકમાંજ ગામ છે, પણ ત્યાં જવામાં કાંઇજ લાભ નથી. તને કંઇજ મદદ નહીં મળે. ખાસ કરીને આ ભાગમાં આપણે ઘણીજ સાવચેતીથી ચાલવું પડશે. આપણે રૂશીઆની સરહદ પાર કરવા આવ્યા છીએ. અહીં જબરો પહેરો રહે છે. અહીં તો જરાક અસાવધ રહ્યા તો તરતજ પકડાઇ જવાના, કિનારે આવેલું જ્હાણ ડુબી જશે. મારે માટે તું

વ્યાકુળ થઈશ ના. હું જાણું છું કે હવે મારામાં ચાલવાની શકિત નથી. મારે માટે તું શા માટે આફત વહોરી લે છે? મને અહીં મુકીને તું સહી-સલામત જગ્યાએ ચાલ્યો જા. મારૂં આયુષ્ય પુરૂ થવા આવ્યું છે તે શું તું હજીય જાણી શકતો નથી?"

"તું હતાશ થાય છે શા માટે?" જોસફ બોલ્યો.

"અંધકાર—મૃત્યુનો અંધકાર નજીક આવતો જાય છે. મ્હોતનાં પગલાં વાગે છે, હવે આશા અને નિરાશાની વાતજ નથી. ક્ષણે ક્ષણે મારૂં જીવન ચાલ્યુંજ જાય છે."

સ્ટોવીલે એક વખત જોસફ તરફ જોયું. તેની બન્ને આંખો ભરાઈ આવી. તે બે એક મીનીટ મૌન રહી બોલ્યો: "જોસફ! મને આ ઉઘાડી જગ્યાએ નાખી મુકીશ ના. રાત્રે જરા વિશ્રામ મળે એવી કોઇ જગ્યા નજીકમાં નથી?"

જોસફે નજીકમાં તપાસ કરી એક ગુફા શોધી કાઢી. જોસફ સ્ટોવીલને ત્યાં લઇ ગયો. ગુફામાં કેટલાંક સુકાં પાંદડાં બીછાવી તેના પર ઘેટાનું ચામડું પાથરી તેના પર તેને સુવાડયો.

સ્ટોવીલ અત્યંત મુશ્કેલીથી બોલ્યો: "આજ મારી મૃત્યુ શય્યા. હિંસક પશુઓ જે કરે, આખી જીંદગીભરમેં તેજ કામ કર્યું છે. આ નિર્જન ગુફાજ મારા મૃત્યુ માટે યોગ્ય સ્થળ છે."

"એમ શા માટે બોલે છે?" જોસફે કહ્યું "તને સાજો કરીને હું મારી સાથે દેશમાં લઇ જઇશ. હાલ તારે આરામની અને પૌષ્ટિક ખોરાકની જરૂર છે. તું અહીં આરામ કર. હું ભીખ માંગીને કે ચોરી કરીને કે જે રીતે બનશે તે રીતે કાંઈક ખાવાનું લઇ આવું."

"ના. ભાઇ! હવે તેની જરૂર નથી. હવે મારૂં મ્હોત નજીક આવ્યું છે, આ વખતે મારાં દુષ્કૃત્યોની વાત હું ન કહું તો મર્યા પછીય મને શાન્તિ ન મળે. મારી મૃત્યુશય્યા પાસે જો કોઇ ધર્મગુરુ હોત તો તે વાત કહી હું પ્રાયશ્ચિત કરી મુક્ત થાત; પણ એ લાભ મારા નસીબમાં નથી. તનેજ એ બધી વાત કહું છું, તું સાંભળ હું ઘણો પાપિષ્ટ છું—નરહન્તા—નારીહન્તા છું. જેમણે મારૂ કશુંજ બગાડયું નહોતું તેવાંઓનાં મેં મોહમાં પડીને ભૂલથી કર્તવ્ય સમજી હત્યા કરી છે. હું જાણું છું કે મારા એ અપરાધની ક્ષમાજ નથી. પરંતુ મારૂં મોઢું હંમેશ માટે બંધ થાય તે પહેલાં બધી વાત તારા આગળ જાહેર કરૂં છું તે સાંભળ્યા વગર તું કંઇએય જઇશ ના."

# પ્રકરણ ૧૧ મું

## પચીસ વર્ષ પૂર્વે

સ્ટો વીલ કેટલુંય બોલી ગયો. અંતે શ્રમથી થાકી ચૂપ થઇ પડ્યો. જોસફ સ્ટોવીલની દશા જોઇ બહુ ગભરાયો. એકલો પોતે શી રીતે સહીસલામત એ સરહદમાંથી બહાર નીકળી જશે, તે વિચારે તેને વિચલિત કર્યો. થોડી વાર પછી સ્ટોવીલ બોલ્યો: " ભાઇ ! મારા મૃત્યુને હવે વધુ વિલંબ નથી. મારી બધી વાત પૂરી થયે તું અહીંથી તરતજ ચાલ્યો જજે નહિં તો તું પકડાઇ જઇશ. આ સરહદમાં વધુ વખત રહેવું બહુજ જોખમ ભરેલું છે. "

" ખાધા વગર તું છેક દુર્બળ બની ગયો છે. હું કોઇ નજીકના ગામમાંથી કાંઇક ખાવાનું લઇ આવું. કાંઇક ખાઇશ તો શકિત આવી જશે. "

" ના ભાઇ. ના. પેટમાં કાંઇ પડે તોય હું બચવાનો નથી. મારો ઘા પાકીને–સડીને તેનું ઝેર આખા શરીરમાં ફેલાઈ ગયું છે. જો વહેલી દવા દારૂની તજવીજ થઇ હોત તો કદાચ બચત. પણ હવે આશા નથી. મારૂ મૃત્યુ હવે નજીકમાંજ છે. "

જોસફ કાંઇ ન બોલતાં મોઢું ફેરવી બેઠો, સ્ટોવીલે આંખો મીંચી. જોસફને લાગ્યું કે તે ઉંઘવાનો યત્ન કરતો હતો. તેને એ સ્થિતિમાં જોઇ જોસફ ઉઠી નજીકમાંથી સુકાં લાકડાં લાવી, સળગતા દેવતામાં નાંખવા લાગ્યો. પછી સ્ટોવીલ પાસે આવી બેસતાં તેણે જોયું કે સ્ટોવીલ દુ:ખનો માર્યો છટ ફટ કરતો હતો. જોસફ પાસે બેસી તેના હાથ પર હાથ ફેરવતાં બોલ્યો: " બહુ દુ:ખ થાય છે ? "

" અરે, શું કહું ? શરીરની યંત્રણા કરતાં અંતરની યંત્રણા ઘણું દુ:ખ આપી રહી છે. મને એકલો મૂકીને કયાંય જઇશ નહિં. જોસફ ! જોસફ ! ! ભાઇ, ઇશ્વર જેવું કોઇ આ દુનિયામાં છે ? "

કેવો પ્રશ્ન ? રાત્રિનો અંધકાર ચારે તરફ ફેલાઈ રહ્યો છે, બરફ પડવા સાથે મુસળધાર વરસાદ પડી રહ્યો છે. ભુખ્યાં વરૂ વગેરે હિંસક પ્રાણીઓનો આર્ત્તનાદ કાન ફાડી નાંખે છે, અને પર્વતની ગુફામાં પાપીષ્ટ સ્ટોવીલ મૃત્યુ યંત્રણાથી બુમો પાડતો છટફટ કરી રહ્યો છે. તે વખતે આ ઇશ્વરના અસ્તિત્વનો કેવો પ્રશ્ન ?

જોસફ બોલ્યો: " હા, ઇશ્વર છે. જરૂર છે, કેમ તેના અસ્તિત્વ માટે તને શંકા થાય છે !"

" હા. શંકા હતી, પણ હવે નથી. મનમા થાય છે કે ઇશ્વર છે. તે સર્વશકિતમાન છે. આપણો ભાગ્ય નિયંતા છે. હું મારી યુવાવસ્થામાં કેથોલીક હતો. મારા મા બાપ ધર્મ ભીરૂ ભગવદ્ ભકત હતા. દુર્ભાગ્ય વશાત કેટલાક સમય પછી મારે સ્વીટઝરલેંડ જવું પડયું. મનુષ્ય થવાની આશાએ ત્યાં જઇને હું પશુ બની ગયો. મારૂં બધું જ્ઞાન વ્યર્થ ગયું. એ સ્વીટઝર્લેંડની સ્મૃતિ આજ મારા હૃદયમાંથી વિસારી શકયો હોત તો આ મૃત્યુ કાળે મારે મારા અંતરની આ અસહ્ય વેદના સહન ન કરવી પડત. ઓહ ! હું કેવો પાપી! હું માણસ નથી, પણ લોહીનો તરસ્યો રાક્ષસ છું. "

જોસફ વ્યથિત સ્વરે બોલ્યો: " પરમેશ્વર કરૂણામય છે. તે મહા પાપીઓના પણ બધા અપરાધ ક્ષમા કરે છે. એ ભૂતકાળની વાત યાદ કરીને તું દુઃખી થઇશ ના. તું ઉંઘવાની ચેષ્ટા કર. હું પણ તારી બાજુમાંજ સુઇ જાઉં છું. "

જેમ તેમ રાત્રી વીતી. સવારમાં જોસફ બોલ્યો: " તું ખાધા વગર દુર્બળ બની ગયો છે. મને પણ ભૂખ બહુજ લાગી છે. હું ગમે તે રીતે કાંઇક ખાવાનું લઇ આવું છું. " એમ બોલતાં ટોટા ભરેલી પીસ્તોલ હાથમાં લઇ તે જોવા લાગ્યો.

" ના. ના. મને એકલો નાખી મૂકી તું કયાંય જઇશ નહિ. " વ્યાકુળ સ્વરે સ્ટોવીલ બોલ્યો.

" ડરીશ નહિ. મને પાછા આવતા બહુ વાર નહિં લાગે. અહીં બેઠે બેઠે ખાવાનું કયાંથી મળશે ? જંગલમાં જઇ બે એક પક્ષીનો શિકાર કરી લાવીશ નજીકમાં ગામ હશે તો ત્યાંથીય કાંઇક ખાવાનું લઇ આવીશ."

દીર્ઘ નિશ્વાસ નાખી સ્ટોવીલ બોલ્યો: " ત્યારે જા. મારે માટે તુંય ભૂખ્યે શા માટે મરે ? પણ અહીં પાછો આવજે ભાઇ. "

સ્ટોવીલના માથાપર હાથ ફેરવતાં જોસફ બોલ્યો: " તું બ્હીશના. હું ખાવાનું લઇ જલ્દીજ આવીશ ખાધા વગર કાંઇ આપણે બચી શકીએ ખરા ? "

જોસફ ત્યાંથી નીકળી જરા દૂર અરણ્યમાં જઇ ચારે તરફ નજર કરવા લાગ્યો. થોડે દૂર તેને ધૂમાડા જેવું દેખાયું. ને તે જગ્યા પર લક્ષ રાખી ત્યાં પહોંચ્યો. એક નાની ઝુંપડીના બારણા આગળ એક સ્ત્રી બેઠી બેઠી રેંટીઆ ઉપર શણના તાર ખેંચતી હતી. પાસે અગ્નિ બળતો હતો તેમાં લાકડા બાળી કોલસા તૈયાર કરવામાં આવતા હતા. સ્ત્રી સિવાય બીજું કોઇ નજરે ન પડતાં જોસફ આશ્વસ્ત થયો અને તે બાઇની નજીક જઇ રૂશીઅન ભાષામાં બોલ્યો “ નજીકમાં કોઇ ગામ છે કે ? ”

બાઇ જોસફને જોઇ તાબડતોબ ઉભી થઇ ગઇ. અને આશ્ચર્યથી તેના તરફ જોતી બોલીઃ “ ના એક કોશ સુધીમાં કોઇ ગામ નથી. તમે ક્યાંથી આવો છો ? ક્યાં જશો ? તમને જોતાં જણાય છે કે તમે કોઇ બીજા દેશના માણસ છો. ”

“ હા. હું વિદેશી વાણીયો છું. એક બીજા વાણીઆ સાથે હું ઇરાન જતો હતો. રસ્તામાં લુંટારાઓએ અમારૂં સર્વસ્વ લુંટી લીધુ છે, મારા સાથીને સખત ઘાયલ કર્યો છે, તે એક ગુફામાં પડયો છે. તેના જીવનની-ય આશા નથી. કેટલાક દહાડાથી અમને ખાવાનું મળ્યું નથી. ભૂખથી જીવ જાય છે. તમે કાંઇક ખાવાનુ આપી અમને બચાવો. તમારૂં હૃદય પથ્થરનું નહિં હોય તો જરૂર તમે મારી વિનંતી કબુલ કરશો જ.

“ ના. ભાઇ મારૂં હૃદય પથ્થરનું નથી. પણ અમે બહુજ ગરીબ છીએ. મારા ઘરમાં એવી કાંઇ ચીજ નથી કે જે આપીને હું તમારી ભૂખ દૂર કરૂં. આ જુઓને હું લાંકડા બાળીને કોયલા તૈયાર કરૂં છું. મારો અકર્મણ્ય ધણી અને લંગડો છોકરો ગામમાં જઇ તે વેચી આવે છે તેમાંથી જે મળે છે તેમાંથી અમે ત્રણ જણ ગુજરાન ચલાવીએ છીએ. અમારી તો આ દશા છે. તેં ઘણા દહાડાથી ખાધું નથી તો અમે અડધા ભૂખ્યા રહીને તમને કંઇક આપી શકીએ. એથી વધારે મારાથી બને એમ નથી. ”

“ હું ખાવાની ભીખ માગવા આવ્યો નથી. તેમજ તમે અડધા ભૂખ્યા રહીને અમને ખાવાનું આપો એય હુ ઇચ્છતો નથી. હું તો પૈસા આપી કાંઇક ખોરાકી લેવાની આશાએ તમારી પાસે આવ્યો છું. ”

જોસફને પોતાની પાછળ આવવાનું કહી તે સ્ત્રીએ નજીકની ઝાડીમાં પ્રવેશ કર્યો. ત્યાં એક લાકડાની ઝુંપડી હતી.

સ્ત્રીએ ઘરમાં પ્રવેશ કર્યો. જોસફ બહાર ઉભો ઉભો ઝુંપડીમાં જોવા લાગ્યો. ઘરમાં ચામડુ ઓઢી એક યુવક પડયો હતો. તેનું મોઢુ જોઇ

જોસફને લાગ્યું કે તેની ઉમ્મર વીશેક વર્ષથી વધુ ન હતી. તે સ્ત્રી તેનાં પાસે બેસી કાંઇક કહેવા લાગી. પેલા છોકરાએ ઉત્તેજનાપૂર્ણ સ્વરે જવાબ દીધો. પછી પેલી સ્ત્રી જોસફ તરફ ફરી બોલીઃ—

" મારો છોકરો કહે છે કે તમે કોઇ પલાતક આસામી છો. તમને મદદ કરીએ તો સીપાઇઓ અમને પણ હેરાન કરે. માટે તમે અહીંથી જાઓ. અમે ગરીબ માણસ નાહક શા માટે દુઃખ વહોરી લઇએ ? "

ભૂખ્યા માણસને ભાન રહેતું નથી. જોસફ એકદમ અંદર ગયો. પીસ્તોલ કાઢી તે છોકરાના માથે અડકાડી બોલ્યોઃ " મારે ગમે તે રીતે ખાવાનું જોઇએ છે. હું ખાલી હાથે જવાનોજ નથી. જો મને નહીં આપો તો હું આ છોકરાને મારી નાખીશ. અને પછી ઘરમાંથી જે મળશે તે લઇને ચાલ્યો જઇશ. "

પેલો છોકરો ભયથી ધ્રુજવા લાગ્યો. પેલી સ્ત્રી વિચલિત ન થતા બોલીઃ " છોકરાને મારશો નહિ. ભલે અમ ગરીબ પાસે જે હશે તે તમને આપીશું. "

આમ બોલતાં એક પેટી ઉઘાડી એક કોથળીમાં કેટલીક મુઠી ચોખા સુકી કાળી પાઉં રોટી, અને શેકેલા માંસના કેટલાક ટુકડા નાખીને તે થેલી જોસફના હાથમાં મુકી બોલી " આ અમારી પુંજી બધીય તમને સોંપી. "

" મારે તમારૂં મફત જોઇતું નથી એ તો મેં પહેલુંજ કહ્યું છે. " જોસફ કોથળી લેતાં બોલ્યો, " લ્યો એના પૈસા " એમ કહી તેના હાથમાં બે રૂબલ (એટલે આપણા ચાર રૂપીઆ) મૂકીને ચાલતો થયો.

ગુફામા જઇ તેણે સ્ટોલને તેમાંથી કેટલુંક ખાવાનું આપ્યું તે તેણે તૃપ્તિથી ખાધું. જોસફે પાછો ઘા ધોઇ ઉપર ભીનો પાટો બાંધી દીધો. સ્ટોવીલ ઉંઘી ગયો. જોસફ પણ ખાઇને સૂતો.

બપોરે અત્યંત પ્રબળ ગાજવીજ સાથે વર્ષાદ પડયો. સ્ટોવીલની અંતર્વેદના પણ તે સાથે વધી પડી. ધીમે ધીમે સાયંકાળ પછી વૃષ્ટિ નરમ પડી. જોસફ સ્ટોવીલની પાસે બેસી ભૂત ભવિષ્યના કેટલાય વિચારમાં મગ્ન હતો. સ્ટોવીલ બુમ પાડી ઉઠયોઃ " ઓહ ! બહુ ટાઢ વાય છે. "

જોસફે ચમકીને સ્ટોવીલ તરફ જોયું. તેનાપર ચામડુ ઠીક કરીને ઓઢાડયું. દેવતાને જાગ્રત કર્યો. પછી સ્ટોવિલે જોસફને પોતાની પાસે બોલાવીને કહ્યુંઃ

"મારી પાસે બેસ. મારે જે કહેવાનું છે તે સાંભળ. મારો વખત ભરાઇ ચૂક્યો છે. જે કહેવાનું છે તે અત્યારે નહિં કહું તો કદાચ પછી કહેવાશે નહિં. હવે હું સમજી શકું છું કે ઇશ્વર છે. તેના અસ્તિત્વનો હવે હું અનુભવ કરી શકું છું. મને શાન્તિ આપે એજ તેની પાસે મારી પ્રાર્થના છે."

"સ્ટોવીસ્ક! ભાઇ! હું તને કોઇ પણ રીતે ઉપયોગી થઇ શકું એમ છું?"

"હા. મારા અંતકાળે ધર્મગુરૂની પાસે જે વાત કરી મને શાન્તિ મળત તે વાત હું તારી પાસે કરૂં છું. તું મને શાન્તિ આપી શકીશ. મારા ભૂત જીવનની વાત હું તને કહું છું. પચીસ વર્ષ પહેલાંની વાત છે. તે વખતે હું સ્વીટઝર્લેંડ હતો. હું ઘણોજ ચંચળ બુદ્ધિનો, નિડર અને દુર્દાન્ત યુવક હતો. આફતોને માથે વ્હોરી લેવાનો મને એક જાતનો શોખ હતો તેના પરિણામે હું સ્વીટઝર્લેંડમાંના નિહિલિસ્ટ અને સોશીયાલીસ્ટ મંડળમાં જોડાયો અને થોડાજ દિવસમાં તેમની મંત્ર—દીક્ષા મેં લીધી.

એ વખતે પોલાંડવાસી એક ગૃહસ્થ દેશ છોડીને જીનિવા નાસી આવ્યો હતો. તેનું નામ પોલીટસ્કી. એક ભલામણપત્ર લઇને હું તેની પાસે ગયો.

"પોલીટસ્કી ! તેને તો હુંય ઓળખું છું." સોસાયટી–ડી–લા લીબરટી "સભ.નો તે સભાપતિ હતો. હજીય તેજ છે."

"હમણાં તે છે કે નહિં તે જાણતો નથી. તેના વિષે વધુ કાંઇ ન જાણતાં હું એટલું જાણતો હતો કે યુરોપના જુદા જુદા દેશોમાં જે સોસીયાલીસ્ટ ગુપ્ત મંડળો છે તે બધા સાથે તેને સંબંધ હતો. તેના જેવો ઉત્સાહી, નિડર અને દ્રઢચિત્ત સોસીયાલીસ્ટ નેતા મેં હજી સુધી બીજો જોયો નથી. તેણે મને પોતાની સાથે રાખી મારી કસોટી કરી જોઇ. જ્યારે તેને લાગ્યું કે બીજા નિહિલિસ્ટોથી ન બને તેવું કાર્ય પણ હું કરી શકું તેમ છું, ત્યારે મને કેટલાંક મુસીબત ભર્યાં કાર્યો સોંપવામાં આવ્યાં. કેટલાંક કાર્ય તો એવાં હતાં કે જ્યાંસુધી માણસ દયા, માયા, સ્નેહ, પ્રેમ–ટુંકમાં મનુષ્યત્વને હ્રદયમાંથી હાંકી ન કાઢે ત્યાંસુધી તે બનેજ નહિં.

"એ વખતે કાઉન્ટ મેટ્રીસ્કી નામે એક ખાનદાન ગૃહસ્થ અત્યંત લાવણ્યવતી સુંદરી પત્નિ તથા એક બાળક પુત્ર સાથે જીનિવામાં રહતો હતો. તે પણ પોલાંડનો રહિશ હતો. નિહિલિસ્ટ હોવાનો તેના પર શક જતાં, તે ત્યાંથી નાસીને યૂરોપનાં અનેક સ્થળે ગુપ્ત રીતે ભમતો ભમતો અહીં આવ્યો હતો. તે રસાયણ શાસ્ત્રમાં એક્કો હતો. તે નિહિલિસ્ટોના ઉપયોગ માટે ઘણી પ્રકારની રસાયણિક મેળવણીઓ તૈયાર કરી આપતો હતો. તેથી નિહિલિસ્ટો તેને ઘણા માનથી જોતા હતા. પરન્તુ કેટલાક દિવસ પછી નિહિલિસ્ટો તેને તથા તેની સ્ત્રીને સંદેહની નજરથી જોવા લાગ્યા. તેમને લાગ્યું કે સરકારની કૃપા મેળવવા તે વિશ્વાસઘાત કરવા તૈયાર થયો હતો. તેની હિલચાલ તથા છૂપી વાતચિતોની બાતમી મેળવવા માટે કેટલાક જાસુસો નીમવામાં આવ્યા. એક જાસુસે નેતાને સમાચાર આપ્યા કે તેણે કાઉન્ટ અને કાઉન્ટેસની જે વાત સાંભળી તે ઉપરથી તે વિશ્વાસઘાતક હોવાનો સંદેહ થતો હતો. તે વખતે અમે એક કાવતરાની યોજના કરતા હતા. કાઉન્ટ એ કાવતરાની વિગત રૂસ ગવર્નમેંટને જણાવી દેશે એમ અમારી ધારણા થવાથી અમે સભા બોલાવી અને તેમાં તેની હત્યા કરવાનું નક્કી કર્યું. જે ત્રણ જણને તે હત્યા કરવાનો ભાર સોંપવામાં આવ્યો હતો તેમનો નાયક હું હતો.."

"તમે કાઉન્ટનું ખૂન કર્યું?" જોસફ આવેગથી બોલી ઉઠયો.

"હા. કર્યું. અમારો નિશ્ચય કદી ફરતો નથી. અમે એક દિવસ રાત્રે કાઉન્ટને ખોટુ બ્હાનું કાઢી સરોવર પર બોલાની હોડીમાં બેસાડી ચાલ્યા. અડધેક ગયા પછી મેં મારે હાથેજ એક દોરીનો ફાંસો તેના ગળામાં નાખી તેનું ખૂન કર્યું. પછી અસ્ત્રાથી તેના દાઢી, મુછ, માથુ, ભમર વગેરે આપણા કાયદા મુજબ મુઠી નાખી, નગ્ન કરી એક થેલામાં પૂરી સરોવરમાં ફેંકી દીધો. બીજે દીવસે એક માછીના હાથમાં તે થેલો આવતાં પોલીસ, થાણામાં લઇ ગઇ ત્યાં ગામ લોકોનાં ટોળે ટોળાં તે જોવા માટે જતાં હતાં કોઇએ તે મૃતદેહનુ ઓળખાણ આપી શકયું નહિં. પણ કાઉન્ટની સ્ત્રી છૂપે વેષે ત્યાં આવી હતી તેણે તેને ઓળખ્યો. નિહિલિસ્ટોના ડરથી તેણે તે સબની માગણી ન કરી પણ તેણે બીજું કોઇ ન જુએ તેમ કાઉન્ટનુ મુખ ચુંબન કર્યું. હું થોડે દૂર છૂપાઇ આ બધું જોતો હતો. તે વખતે મારી ધારણા થઇ કે કાઉન્ટેસ જરૂર અમને સપડાવવાની ચેષ્ટા કરશે તેથી મેં તેનું ખૂન કરવાનો નિશ્ચય કર્યો અને થાણામાંથીજ તેનો પીછો પકડયો. તે પગે ચાલતી સરોવર કિનારે આવી થાક ખાવા બેઠી. તે વખતે રાત પડી ગઇ હતી. રસ્તે કોઇ માણસ પણ ન હતું. આથી આવી તક ગુમાવવી મને ઠીક લાગી નહિં. મેં તેની પાછળ જઇ તેને ગોળાથી વીંધી નાખી."

"ચોર! કેવું ભયંકર! કેવું પૈશાચિક કર્મ!"

"હા એ ખરેખરૂ પૈશાચિક કર્મ હતું. એ રીતે ખુન કરતાં શયતાનન હાથ પણ કંપી ઉઠે છતાં મેં જરાય અચકાયા વિના એ દુષ્કર્મ કર્યું. દુષ્કર્મની સ્મૃતિજ મને રાત દિવસ બાળ્યા કરે છે. એમનો અંતિ આર્ત્તનાદ આજ પચ્ચીસ વર્ષ થયાં છતાં હજુય મારા કાનમાં ગુંજ કરે છે. મારી નજરે હજુય એ ભયંકર દ્રષ્ય તરવર્યા કરે છે."

"અહા! પછી તેના પેલા બાળક પુત્રનું શું થયું?" જોસફે પૂછ

"તે ખબર નથી. અમારી મંત્રણા સભામાં નક્કી થયું હતું કે તે છોકર ઉછેરવાનો ભાર પોલીટસ્કીએ ગ્રહણ કરવો. ઉમ્મરલાયક થતાં તેને નિહિલિ મંત્રે દીક્ષિત કરવો. પણ અમારી એ આશા પૂર્ણ ન થઇ. અમે છોકરાને લાવીએ તે પહેલાં તો કાઉન્ટના દાસ દાસીઓ છૂપી રીતે લઇને પલાયન કરી ગયાં. ઘણી તજવીજ કરવા છતાં અમને તે પત્તો ન લાગ્યો."

સ્ટોવીલ આટલું કહી થાક અને પશ્ચાતાપથી આંખો મીંચી પડી જોસફ પણ વિચારે ચઢયો:—'સ્ટોવીલ આવો પિશાચ જેવો હશ શી ખબર! આહા! તે માબાપ વગરના છોકરાનું શું થયું હશે?"

વિચાર કરતાં દયાથી તેનું હૃદય ઉભરાવા લાગ્યું તેની આંખમાં આંસુ આવી ગયાં.

અચાનક સ્ટોવીલનો અવાજ સાંભળતાં તેણે તેના તરફ જોયું. સ્ટોવીલની બંને આંખોમાંથી પાણી ખરતું હતું. તેણે જોસફનો હાથ પકડી કહ્યું. "મેં તને ઘણીવાર બોલાવ્યો પણ તેં સાંભળ્યું નહિં. એવા શા વિચારમાં હતો, ભાઇ! આજ સુધી જાણતો હતો કે મૃત્યુથી સુખ મળશે પણ હવે લાગે છે કે મૃત્યુ પછી કયાં જવું પડશે તે ખબર નથી. કદાચ પરલોકમાં આથીએ વધુ દુઃખ ભોગવવું પડે તો અહીંજ જીવતા રહેવાની ઇચ્છા થાય છે. હવે મારા મૃત્યુને વધુ વખત નથી. મારે હિંસક પશુઓથી ઘેરાએલી આ ગુફામાંજ મરવું પડશે? હા! કેવું દુઃખ!"

"પણ હવે તો તને વિશ્વાસ થયો છેકે ઇશ્વર છેજ તેનો દંડ તો ગુપ્તજ છે. જીવનનાં કર્મો અત્યારે યાદ કરવાં વૃથા છે. તું ગમે તેટલો પાપી હોઇશ–પણ હું તને અંતકાળે છોડી જઇશ નહિં. તું જરાવાર સુઇજા–ઉંઘીજા."

"હા. હવે ઉંઘીશજ અને એ ઉંઘ સદાકાળ રહેશે."

જોસફ કંઇજ બોલ્યો નહિં વિચારમાંને વિચારમાં તે પણ ઉંઘી ગયો.

---

# પ્રકરણ ૧૨ મું.

## શત્રુના પંજામાં

આ વારમાં ઉઠી જોસફે સ્ટોવીલને જીવતો જોવાની આશા રાખી નહ છતાં તેને જ્યારે જીવતો જોયો ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો. તેનો હાથ ત્રણ ગણો ફુલી ગયો હતો. પણ હવે બોલવાની કે પાડવાની શક્તિ તેનામાં રહી નહોતી. શાન્ત સ્થિર ભાવે તે પડી હતો. જોસફે જોયું કે હવે દીપક બુજાઇ જવાને વધુ વાર નહતી.

કેટલીકવાર વિચાર કરી જોસફ પેલી કોયલાવાળીના ઝુંપડા ચાલ્યો. આજેય બળતાં લાકડાંમાંથી ધૂમાડો ઉંચે ચઢતો તેને જ પરન્તુ ત્યાં નજીક પહોંચતાં તેણે તે સ્ત્રીને બદલે એક પુરૂષને જોયો. તેનો પરિચય પૂછી જાણી લીધું કે તે પેલી સ્ત્રીનો પતિ હતો. એ કે વાળાએ પણ જે સવાલ પૂછ્યા તેના જવાબમાં પણ તેણે પેલી જે કહ્યું હતું તેજ કહ્યું પછી કોયલાવાળો તેને લઇ ઝુંપડામાં આવ્યો.

કોયલાવાળી રેંટીઓ ફેરવતી હતી અને પેલો છોકરો ચામડું સૂતો હતો. છોકરો જોસફ તરફ જોઇ ઉત્તેજીત સ્વરે કાંઇ બોલવા જોસફને તેમાં કંઇ સમજ ન પડી પણ સમજ્યો કે તે તેને દેતો હતો.

કોયલાવાળી સાથે કેટલીક વાત કર્યા પછી પેલા પુરૂષે પૂછ્યું: "તું અહીં પહેલાં આવ્યો હતો?"

"હા. હું ભૂખ્યો હતો. કયાંયથી કાંઇ ખાવાનું ન મળતાં આવી, તારી સ્ત્રીની પાસેથી ખોરાકી લઇ ગયો હતો."

"તું કયાં જઇશ?"

"તને કહું તો ખરૂં, કે હું વિદેશી સોદાગર છું. ઇરાન જાઉં છું. લુંટારાઓ અમારૂં તમામ લુંટી લઇ અમને પકડી જતા હતા. અમે મુશ્કેલીથી નાસી છૂટયા છીએ. મારો સાથી તેમની ગોળીથી ઘવાયો છે. તેના જીવનની આશા નથી ઇરાનમાં મારા બે ચાર ઓળખીતા છે; હું ત્યાંજ જઇશ."

કોયલાવાળો હસતો હસતો બોલ્યો: "તારી વાત મનાય ખરી કે? ઇરાન તે કંઇ અહીં પડયું છે! તારી માફક જેઓ ઉત્તરમાંથી આવી ઇરાન જવાનો ઇરાદો રાખે છે તે બધાય પલાતક આસામીઓ હોય છે. પહેરેગીરોની આંખમાં ધૂળ નાખી નાસી આવે છે."

જોસફે જોયું કે કોયલાવાળાની વાતનો ઇન્કાર કરવામાં લાભ નથી. તેથી તે ક્ષણવાર વિચાર કરી બોલ્યો "હું તે તરફથી આવું છું ખરો પણ હું પલાતક આસામી નથી એ વાત તું ન માને તો શો ઉપાય?"

"પાસે પૈસા છે કે?"

"લુંટારાએ લુંટી લીધા પછી પૈસા તે ક્યાંથી હોય?"

"તારી એ લુંટારાની વાત હું માનતોજ નથી. તારી પાસે પૈસા ન હોય તો તું મારી પાસેથી ખાવાનું લઇ તેના પૈસા આપે ક્યાંથી? હું જાણું છું કે તું દેશનિકાલ થયેલો પલાતક કેદી છે. પહેરેગીરોને લાંચ આપી નાસી છૂટયો છે. તારી પાસે પૈસા ન હોય એ વાત હું માનું ખરો? તારા જેવા પલાતક આસામીઓને જોતાં જોતાં તો આ ધોળાં આવ્યાં છે. કોઇએય સાચી વાત તો કહેતું જ નથી. હવે હું કહું છું તે સાંભળ. જો તું મને દસ રૂબલ આપે તો હું તને સહીસલામત રીતે આ હદની બહાર લઇ જઉં. નહિં આપે તો એમાં મારૂં તો કંઇ જવાનું નથી. પણ તું એકલો આ પ્રદેશમાંથી બહાર નીકળી શકીશ નહિં. તારે રસ્તામાંજ મરવું પડશે. કેટલાય મરી ગયા છે."

જોસફ મનમાં વિચાર કરવા લાગ્યો કે આટલા દિવસ સ્ટોવીલ સાથે હતો હવે હું એકલો થયો. રસ્તો વિકટ છે તેમજ અત્યંત અજાણ્યો છે. આ દશામાં કદી આ માણસની સહાય મળે તો શું ખોટું! જોઉં તો ખરો કેટલા રૂબલ સીલીક છે!

આમ વિચાર કરી રૂમાલમાં બાંધેલા રૂબલ ગણી જોયા; માત્ર સાત રૂબલ હતા. કોયલાવાળાને તે બતાવી બોલ્યો "જો માત્ર આ સાતજ રૂબલ છે. તે લઇને જો મારો ભોમીયો થઇ સાથે આવવા કબુલ થાય તો હું તને તે આપી શકું."

રૂમલ જોઇને કોયલાવાળાની આંખો ચમકી ઉઠી ક્ષણવાર પછી તેણે કહ્યું: "તારી પાસે વધારે નથી તેથી નિરૂપાય. ભલે એટલાથી હું કબુલ છું તારી પાસેથી પૈસાય ન લઉં. પણ તું જુએ છે કે અમે ગરીબ છીએ. તને મૂકીને પાછો આવતાં સુધી મારાં બૈરી છોકરાં શું ખાય? માટેજ લેવા પડે છે."

"આ સરહદ બહાર જતાં કેટલા દિવસ લાગશે?"

"ફરી ફરીને જતાં છ સાત દિવસ થાય, પણ હું તને સીધા સરળ રસ્તે લઇ જઇશ તે રસ્તે માત્ર ત્રણેકજ દિવસ થશે. રસ્તે સારા માણસોનો આશ્રય મળશે. તને કશીય ચિંતા રહેશે નહિ."

જોસફને આ માણસ કંઇક વાચાળ લાગ્યો. પણ તેમાં તેને કશી હરકત જણાઇ નહિં. તે બોલ્યો: "ક્યારે નીકળી શકાશે?"

"તારી ઇચ્છા. તું જ્યારે કહીશ ત્યારે તૈયાર છું. મારે શું લાદવું પલાણવું છે?"

"બહુ સારૂં અત્યારે હું જઉં છું ક્યારે નીકળીશું તે હું તને જણાવીશ."

સ્ટોવીલના મરણ પહેલાં તેનો નિકળવાનો વિચાર ન હતો. પણ તેણે સ્ટોવીલની જે દશા દીઠી હતી, તેથી તેણે હવે વધુ વખતની આશા રાખી ન હતી. તેણે ધાર્યું હતું કે ગુફામાં પહોંચતાં સ્ટોવીલનો મૃત દેહજ તેને જોવાનો રહેશે.

પણ જ્યારે તે ગુફામાં પહોંચ્યો ત્યારે પણ સ્ટોવીલ મૃત્યુ સાથે યુદ્ધ કરી રહ્યો હતો. પણ માત્ર હૃદયનો ધબકારોજ જરા જરા માલુમ પડતો હતો. જોસફ ગુફાના બારણા આગળ સૂતો. ક્ષણવારમાંજ તે ઉંઘી ગયો.

સવારે જ્યારે તેણે જાગીને જોયું ત્યારે સ્ટોવીલનો આત્મા ચાલ્યો ગયો હતો. ક્ષણવાર વિષાદ પછી તેને મૂક્તિના આનંદનો અનુભવ થયો.

સ્ટોવીલના શબ પાસે ઘુંટણીએ પડી ક્ષણવાર મુગે મોઢે જોસફે પ્રાર્થના કરી. પછી તેનાપર ચામડું ઓઢાડી બહાર આવી પથ્થર વડે ગુફાનું દ્વાર બંધ કરી દીધું.

જોસફ હવે આ જગ્યા છોડવા એટલો અધીરો બની ગયો હતો કે તે તરતજ કોયલાવાળા પાસે આવી તરતજ તૈયાર થવા તેને આગ્રહ કરવા લાગ્યો.

કોવલાવાળાએ એક થેલીમાં કેટલુંક ખાવાનું લીધું તે ઉપરાંત કમ્મરે બે મોટા છરા લટકાવી દીધા, ખભાપર એક બંદુક અને એક મોટી ડાંગ સાથે લઇ જોસફ સાથે ચાલવા માંડયું. એટલામાં તેની સ્ત્રીએ પૈસા માગ્યા કે તમારા આવતા સુધી અમારે ખાવું શું ? આથી જોસફને કમને પણ સાત રૂબલ આપી દેવાની ફરજ પડી.

બન્ને જણ ત્યાંથી નીકળ્યા. પ્રથમતો જોસફ કોલસાવાળા તરફ શંકાની નજરથી જોતો પણ રાત્રે વિશ્રામ કરવાની જગ્યા આગળ તેનો વ્યવહાર ઠીક લાગ્યો. બીજે દિને સવારમાં જોસફના ઉઠતા પહેલાં ચ્હા વગેરે તૈયાર કરી જોસફને આપવાથી તેના પર તેને વિશ્વાસ આવી ગયો. આમ બે દિવસ ચાલ્યા ગયા. ત્રીજે દિવસે રાત્રે વિશ્રામ કરતી વખત કોયલાવાળાએ જોસફને કહ્યું: "હવે તારે કંઇજ ડર નથી. કાલે તું ઇરાનની હદમાં પહોંચી જઇશ. આજની રાતજ છે. આનંદથી સૂઇ રહે. અહીંથી દોઢ માઇલ દૂર એક ગામ છે. ત્યાં મારાં કેટલાંક સગાં છે તેમને મળીને હું આવું છું."

આમ બોલી તે જોસફને ત્યાં મૂકીને ચાલ્યો ગયો. જોસફ ઇશ્વરને ધન્યવાદ દેતો ઉંઘી ગયો. પણ થોડીવારમાં તે કંઇક કોલાહલ થતાં જાગી ઉઠયો.

હજી તે બરાબર સાવધ થાય તે પહેલાં તો કોઝેક પ્રહરીઓએ આવી તેને દોરડાંથી જકડી લીધો. પ્રહરીઓની પાછળ પેલો કોયલાવાળો હસતો હસતો ઉભો હતો. તે આગળ આવી બોલ્યો: "મેં તને સરહદ સુધી પહોંચાડી દીધો છે. પણ મારા છોકરાને ગોળી મારવા તું તૈયાર થયો હતો તેનું ફળ હવે ભોગવી લે."

જોસફ સમજ્યો કે થોડી ઘણી ઇનામની લાલચથી તેણે તેને શત્રુના હાથમાં સપડાવી દીધો હતો.



# પ્રકરણ ૧૩ મું.



## આગંતુક

કોલન્કીની સાથે વિવાદ પછી રેબેકાની અશાન્તિ અને ઉદ્વેગ વધી પડયાં. કોલન્કીના હાથમાં પોતાની સહીવાળું એકરારનામું પોતાના મૃત્યુબાણ સમું હતું. કોલન્કી ધારે તે વખતે પાયમાલ કરી શકે તેમ હતું. પોતાના પિતાની પણ સાથે સાથે અવદશા થવામાં બાકી રહે તેમ ન હતું. આ બધા વિચારે તેને ગભરાવી મૂકી છતાં એના જેવા નીચ વિશ્વાસઘાતકને આત્મસમર્પણ કરવાનો વિચાર આવતાંજ તે બળી ઉઠતી. કોઇપણ રીતે તેને વશ કરવાનો ઉપાય શોધવાને અધીરી થઇ ગઇ.

પોતાને હાથે પોતાની જાળમાં પોતેજ સપડાઇ જવાથી તેને બહુ દુઃખ થતું હતું. આવું ભયંકર પરિણામ આવશે એમ તેણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું. પળે પળે આફતના ભણકારાથી તેની ધીરજ અને દૃઢતા ખુટી ગયાં. અત્યંત ઉંચે જીવે અને દુશ્ચિંતામાં તેણે બે અઠવાડીઆં ગાળ્યાં.

આ બે અઠવાડીઆં દરમ્યાન કોલન્કીએ તેના વિરૂદ્ધ કાંઇ પગલું ન લેવાથી તેના મનમાં કાંઇક આશા ઉત્પન્ન થઇ. તેણે ધાર્યું કે કદાચ કોલન્કીનો વિચાર બદલાયો હોય. પણ બે દિવસમાંજ તેની તે આશા નિર્મૂળ થઇ ગઇ.

એક દિવસ સાંજના કોલન્કી આવી રેબેકાને ગંભીર સ્વરે કહેવા લાગ્યો: "રેબેકા! માણસની ધીરજનીય હદ હોય છે. મેં ઘણા દિવસ ધીરજ રાખી છે. મને લાગતું હતું કે તું મારા પંજામાં સપડાઇ છે તેથી તારા ભાવિ સુખદુઃખનો વિચાર કરી તું તારૂં અભિમાન છોડી દઇશ અને મારી વાત માની લઇશ, પણ હજી તારૂં અભિમાન જતું નથી. તું

જાણે છે કે તારું નસીબ મારાજ હાથમાં છે, છતાં તું મારી સામે થવા તૈયાર થઇ છે એ તારી નિર્બુદ્ધિતા વગર બીજું કાંઇજ નથી. કદાચ તેં તારા પ્રણયી જોસફ કુરેટને છોડાવવા મને લાલચ આપી ન હોત, તેના છૂટકારા માટે મને છેતર્યો ન હોત, તો વખતે મને તારા તરફ કાંઇક દયા પણ આવત પણ તારા પ્રેમીના સ્વાર્થ માટે મારો વિશ્વાસઘાત કરીને તું દયાના એક છાંટાની પણ આશા રાખી શકે નહિ."

કોલન્કીના શબ્દોથી રેબેકાનું લોહી ઉકળી આવ્યું. તેના હૃદયમાં અત્યંત ઘૃણા ઉત્પન્ન થઇ. મોઢામાંથી એક પણ શબ્દ તે બોલી શકી નહિં. નીચું ઘાલી બેસી રહી અપમાન અને ક્રોધથી તેનું અંગ ધ્રુજી ઉઠયું.

રેબેકાનો આ ભાવ જોઇને કોલન્કી બોલ્યો: "મારી વાતથી તને ઘણીજ વિરક્તિ થઇ લાગે છે. પરંતુ એવો નિષ્ફળ ક્રોધ કરવાથી કંઇજ લાભ નથી. તારો આગળ હવે માત્ર બેજ રસ્તા છે. એકમાં પાયમાલી અને મોત; અને બીજામાં મારી આશા પૂર્ણ કરીને સુખશાન્તિ. એ બેમાંથી કયો રસ્તો ઇષ્ટ છે તે નક્કી કરી જલ્દી જણાવી દે. મારા પંજામાંથી તું છૂટી શકીશ એ વાતને એક ક્ષણ માટેય હૃદયમાં સ્થાન આપતી ના."

રેબેકા, દુઃખ, ક્રોધ અને અભિમાનથી ઉછળી બોલી: "કોલન્કી! કદાચ તારી એવી ધારણા થઇ હોય કે બ્હીક બતાવીને યા ચાબુક મારીને રમણીહૃદય જીતી શકાય છે. તો તને મહામૂર્ખ શિવાય બીજું શું કહેવું. મેં કેટલીય વાર તને ચોખ્ખું કહી દીધું છે કે બીજાની પત્ની હોવાથી હું તારી સાથે લગ્ન કદી પણ કરી શકું નહિં. કદાચ તેં મને ઉપપતિ બનાવવાની આશા રાખી હોય તો હું તને છેવટનું સંભળાવી દઉં છું કે હું સોવાર મૃત્યુને વરીશ પણ વ્યભિચારિણી તો નહિં થાઉં—નહિ થાઉં—અને નહિજ થાઉં. તારી છાયા પણ મારે માટે અસ્પર્શ્ય."

આટલું બોલી રેબેકા તે ઓરડો છોડી ગઇ. બે મીનીટ સ્થંભિત થઇ ઉભા રહ્યા પછી કોલન્કી દાંત પીસીને બબડયો, "ઓહ! શો દર્પ? શું તેજ! મારો તિરસ્કાર કરીને ચાલી ગઇ! જા સુંદરી જા હું પણ જોઇશ કે મારા આલિંગન કરતાં મૃત્યુનું આલિંગન તને વાંછનીય છે કે નહિ!"

રેબેકા પોતાના રૂમમાં જઇ પલંગ પર પડી કેટલીક વાર સુધી છાનીમાની રહી. પછી બબડવા લાગી. "હે પ્રભુ! મારા એવા કયા પાપને લીધે આમ નિર્મમ ભાવે આ રાક્ષસના મુખમાં મને ધકેલી મુકી છે? મારૂં અભિમાન તોડવા—મારૂં ઉંચું માથું ધૂળ ભેગું કરવા તને શું આટલી આકાંક્ષા થઇ ગઇ છે? હું મારી આ યુવાવસ્થામાં આશા ભર્યું હૃદય લઇને મૃત્યુને આલીંગું, મારા વૃદ્ધ પિતા, લાંછિત, લુંઠિત અપમાનિત થઇને સાયબીરીયામાં કેદી તરીકે અનેક કષ્ટ સહન કરે—પ્રાણ ત્યાગ કરે એજ તારી ઇચ્છા છે, પ્રભુ! આટલા દિવસ મેં મારા પિતાને કશીય વાત કરી નથી. માત્ર મારી બુદ્ધિ મુજબજ કર્યું છે, પણ હવે કાંઇ ઉપાય સુઝતો નથી. જ્યાં સુધી એમને બધી વાત નહિં કરૂં ત્યાં સુધી મને શાન્તિ થવાની નથી. જોઉં એમનાથી કાંઇ ઉપાય નીકળે તો."

મનમાં આમ વિચાર કરીને તરતજ સોલોમન કોહેનના રૂમમાં ગઇ. સોલોમન પોતાના ડેસ્ક પાસે બેસી કાંઇ લખતો હતો. રેબેકાના સામુ જોઇ તે ઘણોજ વિસ્મિત થયો. રેબેકા તેની પાસે જઇ હતાશ ભાવે એક ખુરસી પર બેસી ગઈ અને કોઇ પણ પ્રકારની ભૂમિકા કર્યા વિનાજ તેણે આવી પડેલી આફતની તમામ વાત સોલોમનને કહી.

સોલોમને ચુપચુપ બધી વાત સાંભળી પણ તેણે રેબેકાને એક પણ કડવો શબ્દ કહ્યો નહિં. બ્હીક અને આસંકાથી તેનું મોઢું ફીક્કું પડી ગયું. તે ધીરે ધીરે બોલ્યો: "ઘણીજ કફોડી સ્થિતિ થઇ ગઇ છે. રેબેકા! પણ પૈસાથી શું નથી થતું? પૈસાથી બધુંય ખરીદી શકાય છે?

મને ખાત્રી છે કે કોલન્કીની જીભ ખરીદવી એ પૈસા આગળ અસાધ્ય નહિંજ બને, પણ ઘણા પૈસા જોઇશું છતાં પૈસા સામે જોવાથી ચાલશે નહિં. તેનુ મોઢુ બંધ કરવા બનતી તજવીજ કરવી પડશે."

તેજ રાત્રે સોલોમને કોલન્કીને બોલાવ્યો. તે આવતાં તેણે ગંભીર સ્વરે કહેવા માંડયું:—

રેબેકાની સાથે તારે જે વાત થઇ છે તથા તેને તેં જે ડર બતાવ્યો છે તે બધી બીના મેં સાંભળી છે. પરન્તુ તું અમારૂં અહિત કરવા તૈયાર થાય એ વાત મારા માન્યામાં આવતી નથી. કારણ અમને હેરાન કરીને યા પાયમાલ કરીને પણ તને વધુ લાભ થાય એવી આશા નથી. બહુ તો જાસુસીના ઇનામરૂપે તને કાંઇક મળશે પણ તે માત્ર સામાન્ય રકમજ. એનાથી તારી હંમેશની ભુખ ભાગવાની નથી. તેં રેબેકા પાસેથી જે એકરારનામુ લીધું છે અને તેના પર તેણે જે સહી કરી છે તે તેની મૂઢતા જણાવી આપે છે. પરંતુ તે સંબંધી કાંઇ પણ કહેવું નિષ્પ્રયોજન છે. એ એકરારનામું તારી પાસે છે. તેનું કાંઇક મુલ્ય પણ છે. તું કેટલા પૈસા માટે તે મને વેચી શકે ? બોલ. તારે જેટલી રકમ જોઇએ તેટલી આપવાને હું તૈયાર છું."

"કોલન્કી સ્થિર ભાવે બોલ્યો: "એકરારનામાને બદલે તમારી કન્યાનેજ ઇચ્છું છું. એ વાત મેં તેને પણ જણાવી છે."

દારૂગોળામાં અગ્નિ પડતાં જેમ ભડકી ઉઠે તેમ કોલન્કીની વાત સાંભળી સોલોમન ક્રોધથી ઉકળી ઉઠ્યો. ક્ષણવાર પોતાના હૃદય ઉપરનો કાબુ ખોઇ દઇ બોલ્યો. "જો મશ્કરીમાં આ વાત કહેતો હોય તો તે મશ્કરી જરાય ઇચ્છવાજોગ નથી. અને જો ખરૂંજ કહેતો હોય તો મારી સ્વાધિનતાને માટે તારા જેવા વિશ્વાસઘાતક નરાધમના હાથમાં મારી કન્યાને સોંપી દઉં એવી સ્પર્ધાભરી આશા તારા હૃદયમાં જોઇ હું ઘણો વિસ્મિત થાઉં છું."

કોલન્કી ધીર ભાવે બોલ્યો. "તમે કદાચ ધારતા હો કે તમારો ક્રોધ અથવા કડવા શબ્દોથી હું મારો વિચાર છોડી દઇશ તો મારે એટલુંજ કહેવું જોઇએ કે તમે મને હજી ઓળખી શક્યા નથી. મારો નિશ્ચય ફરે તેમ નથી. મારી ઇચ્છા વજ્રના જેવી સુદૃઢ છે. મારા સ્વભાવ માટે તમે ગમે તે ધારો તેમાં મને કંઇજ લેવા દેવા નથી."

"કેટલી રકમ મળે તો તું અમારૂ અનિષ્ટ કરતાં અટકે?"

"મને ખરીદી શકે એટલા પૈસા તમારી તીજોરીમાં નથી તમારૂં સર્વસ્વ વેચીને પણ મને ખરીદવા જેટલા પૈસા તમે ભેગા કરી શકશો નહિ. પૈસા વડે મારૂં મોંઢું બંધ કરવાની આશા તો તમે રાખશોજ નહિ."

કોલન્કીના શબ્દોથી સોલોમન બહુજ અસ્થિર થઇ ઉઠ્યો. ધીરજ રાખવી તેને માટે અસાધ્ય થઇ પડી તે ક્રોધથી ધ્રૂજતો બોલ્યો" તું નીમકહરામ, હીચકારો નરાધમ પશુજ છે."

"તેમાં તમે કશુંજ નવું કહ્યું નથી. તમારી પુત્રીએ પણ મારૂં એમજ કહીને સ્વાગત કર્યું હતું." કોલન્કી બોલ્યો.

કોલન્કીની સ્થિરતાથી સોલોમન બરાડી ઉઠ્યો "રે શયતાન! મારી દીકરીએ બરાબરજ કહ્યું હતું, અને હું પણ એ વાત તને ફરી ફરીને કહું છું કે તું વિશ્વાસઘાતક નરાધમ, નિમકહરામ, કૃતઘ્ની, બાયલો, હલકટ છે. તું ધારતો હોય કે અમારા છુટકારા માટે અમારૂં અહિત કરવાથી તને દુર રાખવા માટે—હું મારી એકની એક દેવી પ્રતિમા સમી પુત્રીને તારા હાથમાં સોંપુ તો હું ઇસરાઇલના પરમ દેવતાના સોગન ખાઇ "પરમેશ્વરને સમક્ષ રાખી ખુલ્લી રીતે કહું છું કે તારી એ આશા સફળ થશે નહિ એ કીંમત આપી હું મારી સ્વાધિનતા ખરીદીશ નહિ. તું અમને પાયમાલ કરીશ? જા કર તારાથી થાય તે કરી લે, પરંતુ એલેકઝાન્ડર કોલન્કી! પણ મારી એટલી વાત ધ્યાનમાં રાખજે કે તારી વિશ્વાસ

ઘાતકતાથી–તારી શયતાનીયતથી જે દિવસે અમારા પર આફત આવશે તે દિવસે રૂસ ગવર્નમેંટના સેંકડો જાસુસો અને હજારો પહેરેગીરોની ગમે તેટલી મહેનત અને સાવચેતી છતાં મારા નિહિલિસ્ટ મીત્રોની ભયંકર પ્રતિહિંસારૂપ અગ્નિમાંથી તારૂં રક્ષણ કરવા કોઇ પણ સમર્થ નહીં થાય, એ અગ્નિમાં તું બળીને ખાખ થઇ જઇશ. હું આત્મરક્ષા કરવા અસમર્થ–દુર્બળ વૃદ્ધ છું. તું મને પાયમાલ કરી શકીશ. મારી પુત્રી અસહાયા–અબળા છે. તેને તું વિપન્ન, લાંછિત, નિગ્રહિત ને ઉત્પીડિત કરી શકીશ. કદાચ તેનું સ્વમાન નષ્ટ કરવા પણ તું શક્તિમાન થઇ શકીશ. પરન્તુ એટલું તો તું નિશ્ચય જાણજે કે નિહિલિસ્ટોનું અસ્તિત્વ નાબુદ કરવાનું તારે માટે કેવળ અસાધ્ય છે. તુંજ નહિં, પણ રશિયાની અપરિમિત બળશાળી રાજશક્તિ પણ તેનો નાશ કરવા સમર્થ નથી. પૃથ્વીમાં એવું એક પણ સ્થાન નથી કે જ્યાં છૂપાઇ જવાથી નિહિલિસ્ટોના વૈરાગ્નિથી બચી જવાય. જા. તારી જેવી ઇચ્છા હોય તેમ કર.'

સોલોમનના મુખમાંથી ઉપરાઉપરી નીકળતા વાક્યોથી કોલન્કી ક્ષણવાર સ્તબ્ધ બની ગયો. તેનું મોહું પડી ગયું. હૃદય થરથર કંપવા લાગ્યું.

સોલોમનના શબ્દોમાં સત્યતાની જે છાપ હતી તે તેના કાનમાં ગુંજવા લાગી. સોલોમનનો ક્રોધ તે વિશાળ નિહિલિસ્ટ સંપ્રદાયના ક્રોધનું એક માત્ર સ્ફુલિંગ હતું તથા તેની શકિત કેટલી ભીષણ હતી તેનું ભાન થતાં કોલન્કી સ્થંભિત થઇ ઉભો રહ્યો. પણ થોડીજવારમાં સ્વસ્થ થઇ બોલ્યો.

"તમારૂં મગજ હમણાં ગરમ થઇ ગયું છે. હમણાં તમારા મ્હોંઢામાંથી વ્યાજબી વિચારપુર્ણ શબ્દો નહિં નીકળે. તમે ચિત્ત સ્થિર કરો."

સોલોમન ઉત્તેજીત સ્વરે બોલ્યો. "મારૂં કહેવું ગેરવ્યાજબી છે? જે નરાધમ મારી કન્યાનું સન્માન નષ્ટ કરવાની આશાથી ભય બતાવે, તેની શુદ્ધિ ઠેકાણે લાવવા મારૂ કહેવું ગેરવ્યાજબી? કદી નહિં."

નિહિલિસ્ટોની દુર્જેય શક્તિ અને ભીષણ પ્રતિજ્ઞાની વાતો કોલન્કીથી અજાણી ન હતી. તે કંઇક નરમ થઇ ને બોલ્યો:

"તમે તો છેલ્લી વાત સંભળાવી દીધી. રેબેકાએ મને ઠગ્યો છે. તેના પર વિશ્વાસ રાખી અસાધ્યને પણ સિદ્ધ કરી બતાવ્યું છે. અને તે મને હવે વાંદર નાચ નચાવે છે. તે તો જાણતી હતી કે તે બીજાની વિવાહિતા પત્નિ છે. છતાં પોતાના પ્રેમી જોસફ કુરેટને છોડાવવા ખોટા પ્રેમનો અભિનય કરવામાં તેને જરાય સંકોચ થયો નહિં હવે તે મને નિરાશ કરે છે તેથીજ મેં મારૂં રૂપ પ્રકાશ્યું છે."

સોલોમન બન્ને હાથ ઉંચા કરી, આંખમાંથી અગ્નિ વરસાવતો, આવેગથી કંપતા સ્વરે બોલ્યો: "ઓ મિથ્યાવાદી શયતાન! તેં આજ તારૂં જે પોત પ્રકાશ્યું છે તે કેટલું કુત્સિત અને કેટલું જઘન્ય છે તે હજી તું જાણતો નથી? હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે જલ્દીથીજ તે તારૂં આ અભિશપ્ત મસ્તક ચૂર્ણ કરે. તારી આંખો ફુટી જાય. તારી જીભ તૂટી પડે. મારી કન્યાએ પ્રેમનો અભિનય કરીને કોઇ દિવસ તને લોભાવવાની ચેષ્ટા કરી નથી જોસફ કુરેટ પણ તેનો પ્રણયી નથી."

કોલન્કી ભયનો માર્યો બે હાથ પાછો ખસી ઉભો રહ્યો. તે ઉતરી ગયેલે ફીકકે ચ્હેરે બોલ્યો "તમે હમણાં ગુસ્સે થઇ ગયા છો. તમારા શાપની હું દરકાર કરતો નથી. તમારા ડર બતાવવાથીય કાંઇ નુકશાન મને થવાનું નથી. તમે જ્યારે સ્થિર થશો ત્યારે હું તમારી સાથે વાત કરીશ. તે પહેલાં નહિંજ."

કોલન્કી આટલું બોલી ત્યાંથી જતો રહ્યો. રેબેકા બાજુના પડદા પાછળ ઉભી રહી તેમની વાત સાંભળતી હતી. કોલન્કીના ગયા પછી તે

ત્યાં આવી અને પોતાના બાપનો અત્યંત ઉત્તેજિત ભાવ જોઈ તેને ગળે બાઝી પડી. તેની આંખમાંથી આંસુ વહી જતાં હતાં. સોલોમન ઉપર ઘણીય વખત ઘણીય આફતો આવી પડી હતી, પણ કોઈ વખત તેને આટલો બધો ઉશ્કેરાયલો તેણે જોયો નહતો. પોતાની નિર્બુદ્ધિતાથી સોલોમનના હૃદયમાં કેવો પ્રચંડ આઘાત થયો હતો તે જાણતાં તે અત્યંત વ્યથિત અને વિચલિત બની ગઈ.

રેબેકાએ સોલોમનને એક પલંગ પર સૂવાડી, તેની પાસે બેસી નિઃશબ્દે તેના માથા પર હાથ ફેરવવા માંડયો. કેટલીએક મીનીટ સુધી બન્ને ચૂપ રહ્યાં. કોઈનાય મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો. છેવટે સોલોમન કાંઈક સ્વસ્થ થઈ ધીરેધીરે રેબેકાને કહેવા લાગ્યો:

રેબેકા ! એ કૃતઘ્ન બદમાસે આજ આપણી સામે યુદ્ધજ જાહેર કર્યું છે. અને તેના હાથમાં જે અસ્ત્ર છે તે પણ અત્યંત ભયંકર છે. આપણે હંમેશ સાવચેત રહીને આત્મરક્ષાની ચેષ્ટા કરવા છતાં તે અસ્ત્રને નિષ્ફળ કરી શકીશું કે કેમ તે સમજાતું નથી. એટલું સારૂં છે કે મારા ઘણા પૈસા મેં રૂશીયામાં ન રાખતાં યુરોપની બીજી બેંકોમાં જુદે જુદે ઠેકાણે રાખ્યા છે. છતાં આ દેશમાં જે મીલ્કત છે તે પણ કાંઈ થોડી કીંમતની નથી. એ મીલ્કત જપ્ત થતાં મને ઘણું નુકશાન થશે. તે ઉપરાંત પોલીસ કદી આપણને ગીરફ્તાર કરીને લઈ જાય તો પછી છૂટવાની આશા નથી. તેથી સૌથી પહેલાં આ શયતાન આપણું અનિષ્ટ ન કરી શકે એવી તજવીજ કરવી પડશે. કોઈ પણ યુક્તિથી એના ઝેરી દાંત પાડી ન નંખાય ત્યાં સુધી આપણું શ્રેય નથી."

સોલોમનનું કહેવું રેબેકાને યથાર્થ લાગ્યું પરંતુ કઈ યુક્તિથી પોતાનું ધાર્યું સિદ્ધ થાય તે ન સમજવાથી તે નીચું જોઈ વિચાર કરવા લાગી. રેબેકાની ખાત્રી થઈ ગઈ હતી કે તેણે કોલન્કીનું અપમાન કર્યું હતું. તેમ પોતાના ઘરમાંથી પણ તેને તિરસ્કૃત થઈ જવું પડયું હતું. તેથી તે પોતાનો વિચાર અમલમાં મૂકવા અર્થાત્ તેમને પકડાવી દેવામાં વિલંબ કરશે નહિ. છતાં હવે કયા મ્હોએ એની કૃપા માંગવી ? તેમ આત્મસમર્પણ વિના બીજી શી આશા કે લાલચથી કોલન્કી દયા બતાવે તે પણ રેબેકાને સમયાયું નહિ.

તેની પાસેથી પોતાની સહી વાળું એકરારનામું જો કોઈ પણ રીતે પાછું લેવાય તોતો કોલન્કી ગમે તેટલી મહેનત કરે તો પણ તેમ

હેરાન કરી શકે નહિ, કારણકે સોલોમન કોહેન રૂશ સમ્રાટની દેશભક્ત પ્રજા હતો તે ગવરમેંટના બધા અમલદારો સારી રીતે જાણતા હતા. તેની અચળ રાજભક્તિ માટે કોઇનેય બિંદુમાત્ર શંકા નહતી. તે ઉપરાંત રાજધાનીના એક આબરૂદાર અને ધનાઢ્ય વહેપારી તરીકે બધા એને માન આપતા અને શ્રદ્ધા કરતા હતા. મોટા મોટા અમલદારો સાથે તેને મિત્રતા હતી. આવા પ્રતિષ્ઠાપન્ન માણસને વગર પ્રમાણે નિહિલિસ્ટ તરીકે ગિરફતાર કરાવવા જવામાં કોલન્કીનીજ હાંસી થાય તેમ હતું. આ બધો વિચાર કરીનેજ કોલન્કીએ રેબેકા પાસેથી તે એકરારનામું સહી કરાવી લીધું .હતું. શી રીતે તે પાછું મેળવવું તે ઘણો વિચાર કરવા છતાં રેબેકાને સમજાયું નહિ.

રેબેકા ઘણીજ ચિંતામાં પડી. વારંવાર તેને આ કાર્યમાં મદદ કરે એવી એક વ્યક્તિનું તેને સ્મરણ થવા લાગ્યું. પણ તે ક્યાં હતી તે સંબંધી તે કાંઈ જાણતી હતી. હાલ ઘણા સમયથી તેના કશા સમાચાર તેને મળ્યા નહતા.

કોલન્કીની સાથે સોલોમનની વાતચિતને પાંચ દિવસ વીતી ગયા. છઠ્ઠે દિવસે સવારે સોલોમન કાંઇ કામ માટે બહાર ગયો હતો; રેબેકા પોતાની ચિંતામાં મશગુલ થઇ બેઠી હતી; તે વખતે નોકરે આવી ખબર આપી કે એક ગૃહસ્થ તેને મળવા માટે ઓફીસમાં રાહ જોઇ બેઠો હતો. રેબેકાને કાંઇજ આશ્ચર્ય ન થયું. કારણ કામ પ્રસંગે ઘણા માણસો તેને મળવા આવતા હતા. પરંતુ જ્યારે તે ઓફીસમાં ગઇ ત્યારે નવા આગતુંકને જોતાંજ તે એટલી બધી આશ્ચર્ય પામી કે તે બારણાંમાંજ ઉભી રહી ગઇ. તેના મોઢામાંથી એક પણ શબ્દ ન નીકળ્યો.

આ નવિન આગંતુક તે હૅર રૂડોલ્ફ મોજે–કાઉન્ટ વૉન ઓરનબર્ગનો મિત્ર હતો.

---

## પૂર્વ પરિચય

રૂડૉલ્ફ મોજે નો કાંઇક પરિચય આપવાની અત્રે જરૂર છે. મોજે સોલોમનની જાતનો યાહુદી હતો. તે સેંટપીટર્સબર્ગમાં ઘણો વખત રહ્યો હતો. અને કોહેન પરિવાર સાથે તેને ઘણો ગાઢ સબંધ હતો. તે અસલ હાઇન નદીને તીરે મેયેન્સ નગરનો રહીશ હતો. તેણે ફ્રાંકફોર્ટની રહીશ એક જર્મન યહુદી યુવતી સાથે લગ્ન કર્યું હતું. તેને એક પુત્ર અને એક પુત્રી હતાં. રૂશીઆમાં તે ઘણો વખત થયાં રહેતો હોવાથી તેને રશીયન પ્રજાના હક મળ્યા હતા. તેથી આડતના કામમાં તે સારૂં કમાતો હતો. તેની ઉમ્મરના પ્રમાણમાં તેની સ્ત્રી ઘણી નાની હતી. તે ઘણી સુંદર હતી પોતાના મિત્ર મંડળમાં તે તેને છૂટથી હરવા ફરવા દેતો હતો. એટલુંજ નહિ, પણ ગમે તે વખતે ગમે તેને ત્યાં મળવા જવા આવવાનો પણ તેને પ્રતિબંધ ન હતો.

મોજેની કન્યા પણ તેની માના જેવીજ સુંદર હતી. એક દિવસ મોજેને એક નનામો પત્ર મળ્યો તેમાં લખ્યું હતું કે તેની સ્ત્રી કોઇ લંપટના ફંદામાં ફસાઇ છે. તેણે પોતાના સતી ધર્મને તિલાંજલી આપી તેના કુળને કલંક લગાડયું છે. જો તેનામાં જરાય મનુષ્યત્વ હોય તો તેણે એવી સ્ત્રીને ચાબુકથી ફટકાવી સીધી કરી, ઘરમાં કેદ કરી રાખવી જોઇએ.

કાગળ વાંચી મોજે હસી પડયો અને તે કાગળ તેણે બાળી નાંખ્યો. તેને લાગ્યું કે કોઇ મિત્રે તેના તથા તેની સ્ત્રીના પ્રેમની પરિક્ષા કરવા પત્ર લખ્યો હશે. તે પોતાની સ્ત્રી વિષે જરાય શંકા લાવી શકયો નહીં.

એક મહિના પછી ફરીથી પાછો એવોજ પત્ર તેને મળ્યો. મોજેએ પોતાની સ્ત્રીના તરફ તે પત્ર ફેંકી બે શબ્દ કહ્યા પણ તેની સ્ત્રી ક્રોધથી

એવી તો ગર્જી ઉઠી કે મોજેને તેના તરફ સંદેહ રહ્યો નહિં. તેણે તે કા પણ બાળી નાખ્યો અને એ પત્ર લખનારને ખોળી તેનાં હાડકાં ખો કરવાની મનમા પ્રતિજ્ઞા કરી, અને મન શાન્ત કરવા વધુ પડતો દારૂ સુઇ ગયો પણ જ્યારે તે જાગ્યો ત્યારે તેને જણાયું કે તેની સાધ્વી પોતાના પ્રેમીક સાથે રાત્રેજ પલાયન કરી ગઇ હતી,

મોજેની સાધ્વી પત્નિ રૂબરૂમાં તેની રજા લઇને ન ગઇ એક પત્ર લખી ગઇ હતી તેમાં તેણે જણાવ્યું હતું કે,

"તારા જેવા જંગલી જડસા જેવા સાથે લગ્ન કરવામાં ઘણીજ ભૂલ કરી હતી. તું દેખાવમાં એક રીંછ તો શું પણ ઉરાગઉટાંગ કરતાંય ભૂંડો છે. તારી પાસે વધુ વખત રહેતું તો મારે ઝેર ખાઇને મરવું પડત. હું જેની સાથે જાઉં છું રૂપનો તને ખ્યાલેય શો આવે? એ તો નર્યો કામદેવ છે. હું છું. મારી તપાસ ન કરીશ. હું જડવાનીજ નથી. તેમ છતાં તું મને ખોળી કાઢી પાછી લઇ જઇશ તો હું ઝેર ખાઇને મારી દીકરી પણ મારી સાથેજ રહેશે."

સ્ત્રીનો પત્ર વાંચી તેને ઘણો ક્રોધ ચઢયો છતાં સ્ત્રીકન્યા વિના તેને ઘર સ્મશાન જેવું લાગવા માંડયુ. દોસ્ત બિરાદર પણ તેની મશ્કરી કરી તેને બાળવા લાગ્યા. તેમજ તેને ઘેર હવે ચંદ્ર-મુખ જોવાનું મળતું નહીં તેથી તેમણે તેને તજી દીધો. સંસાર ઉપરથી મોજેનું મન વિરક્ત થઇ ગયું હતુ; પણ પુત્રને લીધે તે બધુ સહન કરતો હતો. પરન્તુ એક દીવસ નજીકના ગામમાં એક સગાને ત્યાં મળવા તેનો પુત્ર ગયો હતો ત્યાં જળવિહાર કરતા તે નદીમાં પડી ડુબી મુવો. આમ સ્ત્રીના ગયા પછી આઠ દશ માસમાંજ તેનો પુત્ર પણ ચાલ્યો ગયો.

પુત્રના સમાચાર મળતા તે ગાંડા જેવો થઇ ગયો. તેનો વેપાર પડી ભાગ્યો અને તે રાત દિવસ દારૂના પીઠામાંજ પડી રહેવા લાગ્યો.

એ વખતે કલૉડ ઓપનહેમ નામના એક યુવક સાથે તેને દોસ્તી થઇ. તે કોણ હતો અને કયાંથી આવ્યો હતો તે કોઈ જાણતું નહિં. તેની વાતચીત ઉપરથી તેનું જીવન રહસ્યમય જણાતું હતું. તે કહેતો કે રૂશીઅન ભાષા શીખવા માટેજ તે ત્યાં થોડાજ માસથી આવ્યો હતો.

તે દેખાવડો અને મોહક હતો. વાતચીતમાં તે બધાંને મુગ્ધ કરી નાખતો. વિલાસ અને વ્યસનમાં તે ઘણા પૈસા ઉડાવતો. પરન્તુ તેની સ્થિતિ બહુ સારી નહતી તેથી સેંટપીટર્સબર્ગમાં આવ્યા પછી તે દેવાદાર થઇ ગયો હતો. છતાં તે અજાણ્યા માણસને સારા સારા કુટુંબોમાં પગપેસારો કરતાં અને નાણાં કઢાવતાં વાર લાગતી નહિં. લોકો કેમ તેને નાણાં આપતા તે સમજાતું નહિં.

મોજે અને ઓપનહેમ બન્ને પુરા નિશાખોર હોવાથી તેમની દોસ્તી સારી જામી. આ વખતે ઓપનહેમ બહુ સંકડામણમાં હતો. આ નવો શિકાર હાથ આવતાં તેને ઘણું આશ્વાસન મળ્યું. તેણે મોજેને ભૂલાવામાં નાંખી દીધો. મોજેનો વેપાર તે વખત બરાબર ન હોવા છતાં તેણે ઘણા પૈસા ઓપનહેમને આપ્યા.

બધા યાહુદી કુટુંબો કરતાં કોહેન કુટુંબ સાથે મોજેને વધુ સંબંધ હતો. સોલોમન વહેપારમાં ઘણી રીતે મોજેને મદદ કરતો હતો. તેની અવદશામાં પણ તેણે તેને તરછોડયો નહતો. સોલોમન તથા રેબેકાની તેના તરફ અંતરની સહાનુભૂતિ હતી. તે પણ રેબેકાને પોતાની કન્યાની માફકજ સ્નેહ કરતો હતો.

મોઝેની સાથે ઓપનહેમ પણ ધીરે ધીરે કોહેન કુટુંબના પરિચયમાં આવ્યો. અને તેણે પોતાની વાકપટુતાથી સોલોમનને મુગ્ધ કર્યો એટલુંજ નહિ પણ રેબેકાનું હૃદય પણ જીતી લીધું.

રેબેકાના આ ભાવથી સોલોમન પ્રથમ તો ઘણો ક્રોધે ભરાયો અને ઓપમહેમને રોકડું પરખાવવાના વિચારથી તેને ત્યાં ગયો. પણ તેણે કેવી રીતથી સોલોમનને ખુશી કર્યો તે મોઝે પણ જાણી શક્યો નહિ. ધીમે ધીમે રેબેકા અને ઓપનહેમનો સંબંધ વધ્યો. એક દિવસ તેમણે સોલોમનથી છાનામાના દેવળમાં જઇ લગ્ન કરી નાંખ્યાં.

સોલોમન આથી ઘણો અસંતુષ્ટ થયો. તેણે ઓપનહેમને આમ ગુપ્ત લગ્ન કરવાનું કારણ પૂછ્યું. તેના જવાબમાં તેણે કહ્યું કે મારાં માતા પિતાની સંમતિ ન મળે ત્યાં સુધી આ લગ્ન ગુપ્ત રાખવાં, કારણ તેમને ખબર પડે તો મને ઘણું નુકશાન થાય તેમ છે અને તેથીજ આમ ગુપ્ત રીતે લગ્ન કર્યાં હતાં."

સોલોમનને આ દલીલ વ્યાજબી ન લાગી. તેણે કહ્યું કે જ્યાં સુધી આ લગ્નની વાત જાહેર ન થાય ત્યાં સુધી ઓપનહેમ રેબેકાને પતિ ભાવે ગ્રહણ કરી શકશે નહિ.

ઓપનહેમ જાણતો હતો કે સોલોમનની અગાધ મીલ્કતની વારસ રેબેકાજ હતી. તેથી તેણે એ વાત કબુલ રાખી પણ નાના પ્રકારના છળ કરી તેણે પૈસા કઢાવવા માંડયા. જેમ જેમ તેણે વધુ માંગણી કરવા માંડી તેમ તેમ તેનું અસલ સ્વરૂપ સોલોમન તથા રેબેકાના જાણવામાં આવ્યું. એક વખત સોલોમને અમુક રકમ આપવાની ના પાડવાથી તેણે તેને ગાળો દેવામાં કચાશ ન રાખી.

રેબેકા પણ સમજી ગઇ હતી કે આ લગ્ન માત્ર પૈસાની લાલચેજ થયાં હતાં. ઓપનહેમને મળતા પૈસા બંધ થયા અને લેણદારનો તકાદો વધ્યો એટલે તે એક દિવસ કોઇને જણાવ્યા વિના છાનોમાનો પલાયન કરી ગયો.

ઓપનહેમના નાશી જવાથી સોલોમનને જે અપમાન, બેઆબરૂ અને આર્થિક નુકશાન થયું તે તથા તે ઉપરાંત પોતાની એકની એક સરળ હૃદયા દીકરી રેબેકાના દુઃખ, દુર્દશા અને મનસ્તાપના કારણ તરીકે રૂડોલ્ફ મોજેનેજ ગણ્યો. કારણ એને લીધેજ ઓપનહેમ સોલોમનને ઘેર આવવા પામ્યો હતો. આથી તેણે મોજેનો ઘણો તિરસ્કાર કર્યો અને તેની સાથેનો સંબંધ પણ તેણે કાઢી નાંખ્યો. મોજેના પણ ઘણા પૈસા ઓપનહેમ ધાલી ગયો હતો. આ બધાં કારણથી મોજેને ઓપનહેમ પર ઘણો ક્રોધ ચઢયો. અને તેને પોતાની વિશ્વાસઘાતકતાનું ફળ ચખાડવા તે તૈયાર થયો. પણ તેને તેનો પત્તો મળ્યો નહિ.

મોજેને સોલોમનનો આશ્રય જતો રહેવાથી તે વિરક્ત થઇને યુરોપના અનેક સ્થળોમાં ભટકતો આખરે મેઇન નદી પર આવેલા ફ્રાંકફોર્ટમા જઇને રહ્યો. અહીં તેણે પોતાના થોડા ઘણા પૈસા વડે ધીરધારનો ધંધો શરૂ કર્યો. તેણે પોતાની ઓફીસનું નામ રાખ્યું "પલ્ટન પ્રતિષ્ઠાન." અહીંથી તે યુદ્ધ વિભાગના કર્મચારીઓને નાણાં ધીરતો. આ સૈનિકોના કેમ્પ નજીક દુશ્ચરિત્રા રમણીઓની ખોટ ન હતી. મોજે ધીમે ધીમે તેમના સંસર્ગથી અધઃપાતે પહોંચી ગયો. એવું કોઈ પાપ કે દુસ્કર્મ નહોતું કે જે કરતાં મોજે પાછો હઠે. ગમે તેમ કરીને તે પૈસા ભેગા કરી પોતાની લાલસા તૃપ્ત કરવા લાગ્યો. મનુષ્યના રૂપમાં તે ખરેખરો પિશાચ બની ગયો.

ફ્રાંકફોર્ટના સૈનિકોનો એક અખાડો હતો. ત્યાં તેઓ દારૂપીતા અને આમોદ પ્રમોદ કરતા. કોઈ એક સૈનિ

મળવા મોજે એક દિવસ સાંજે તે અખાડામાં ગયો હતો. સૈનિક તે વખતે મદિરા દેવીનું સેવન કરતો હતો. મોજે તેની બાજુમાં બેઠો હતો.

તે સૈનિક યુવક મદિરા પાન કરતાં કરતાં બીજા એક ટેબલ તરફ જોઇ એકાએક બોલી ઉઠયો: "ઓહો! આતો આશ્ચર્યજ કહેવાય! મારો પુરાણો દોસ્ત કાઉન્ટ વૉન એરેનબર્ગ આજ આ અખાડામાં આવ્યો ને શું? આટલા દહાડા ક્યાં હતો?"

મોજે તે તરફ નજર કરી અત્યંત આશ્ચર્ય પામ્યો. ક્રોધથી તેનાં નેત્રોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો, તે અસ્ફુટ સ્વરે બોલ્યો: "તમે પેલા લાંબા સરખા માણસની વાત કરો છો?"

"હા. એજ કાઉન્ટ વોન એરેન બર્ગ."

"મેં કેટલાક દિવસ પહેલાં એને સેંટપીટર્સબર્ગમાં જોયો હતો. એનું નામ તો છે ઓપનહેમ!"

બોલતાં બોલી ગયો પણ તરતજ મોજેને લાગ્યું કે આ વાત ખુલ્લી કરવી ઠીક નથી. તે તરતજ બોલી ઉઠયો: "ના. ના. મારી ભૂલ થાય છે. તમારા મિત્રે તો રેજીમેંટનો ડ્રેસ પહેર્યો છે. હું જાણું છું કે રેજીમેંટના બધા અધિકારીઓ ખાનદાન હોય છે."

મોજે એ ગામ કહ્યું ખરું પણ કાઉન્ટ વોન એરેનબર્ગ અને સેંટપીટર્સબર્ગનો ઓપનહેમ એકજ વ્યક્તિ તેની તેને ખાત્રી થઇ ગઇ હતી. તેણે જાણ્યું કે પલ્ટનમાં નોકરી રહેતી વખત ખોટું નામ આપવાની તેની હિમ્મત ચાલી નહિ હોય. સેંટપીટર્સબર્ગમાં તેણે ઓપનહેમ નામનો ઉપયોગ કરવા છતાં તેનું ખરું નામતો કાઉન્ટ વોન એરેનબર્ગજ હોવું જોઇએ.

મોજે મનમાં બબડયો: " અરે નીચ, વિશ્વાસઘાતક ઠગારા! તારી શયતાનીયત હવે હું સમજી ચૂકયો છું. તું તારી વિષયલાલસા પુરી કરવા રૂશીયા ગયો હતો. ત્યાં ઘણાના પૈસા ઘાલી, કોહેન–કુટુંબને પાયમાલ કરી બ્હીકનો માર્યો અહીં નાસી આવ્યો છે. આજ તારો પત્તો લાગ્યો છે તેમ તારાં કર્તવ્યો પણ મારી જાણમાં છે. હવે તો મારા પૈસા વ્યાજના વ્યાજ સાથે વસુલ કરવાનો અને તારી દગાબાજીનું ફળ તને ચખાડવાનો. જો ન ચખાડું તો મારૂં નામ રૂડોલ્ફ મોજે નહિં !"

મનમાં આમ નિશ્ચય કરી પેલા સૈનિક યુવકને કહ્યું: " તમારા તે મિત્ર સાથે મને ઓળખાણ કરાવી આપશો ? હું તેમને ઓળખતો નથી. પણ મારો ધંધો તો તમે જાણો છો. કોઇ દિવસ પૈસાની જરૂર પડે તો મારૂં કામ થાય."

" તમે તો કંઇ નવા નવા શિકારની શોધમાંજ ભમતા લાગો છો ! " પેલાએ હસતાં હસતાં કહ્યું: " બહુ સારૂં. ચાલો. એ બહુજ રસિક અને આનંદી છે. તેની સાથે વાતચીત કરીને તમે ખુશીજ થશો."

કાઉન્ટ વોન ઓરનબર્ગ બીજા બે ચાર માણસો સાથે બેઠો બેઠો આનંદ કરતો હતો ત્યાં આ સૈનિક મોજેને લઇ ગયો.

મોજેના તરફ દૃષ્ટિ જતાંજ કાઉન્ટ ધ્રુજી ઉઠયો. હાથમાંનો પ્યાલો તેણે ટેબલપર મુકી દીધો. તેનું મોઢું પડી ગયું. તેને લાગ્યું કે શ્વાસ પણ બંધ પડી જશે. પરન્તુ મોજે જાણે તેને ઓળખતોજ નહોય તેમ વર્તવાથી તે કાંઇક આશ્વસ્ત બન્યો. કોઇ તેનો ભાવાંતર જુએ તે પહેલાંજ સ્વસ્થ થઇ તેણે પ્યાલો હાથમાં લઇ લીધો.

થોડીવાર પછી કાઉન્ટના મિત્રો જવાને તૈયાર થયા તે વખતે મોજે કાઉન્ટના કાન આગળ મોઢું લઇ જઇ બોલ્યો: "દોસ્ત ઓપનહેમ ! તારી મુલાકાત થવાથી હું મને ભાગ્યશાળી માનું છું. ખૂબ મઝામાં દેખાય છે ને શું ? મારૂં કાર્ડ તને આપું છું. મારી ઓફીસમાં આવી મને મળજે. આપણને બન્નેને લાભ થશે."



# પ્રકરણ ૧૫ મું

## મોજેની ચાલ

મોજેની વાત સાંભળી કાઉન્ટ વૉન ઓરેનબર્ગની છાતી ધડકી ઉઠી. તે સમજી ગયો કે મોજે ઓળખી ગયો છે અને હવે એને નાખુશ કરવામાં માલ નથી. તેથી તેણે ધીમા સ્વરે કહ્યું, "બહુ સારૂ. હું તને તારી ઑફીસમાં મળીશ."

કાઉન્ટ તરતજ ઉઠી પોતાના મિત્રોની પાછળ ચાલ્યો પણ તેના બંને પગો કંપતા હતા. મોજેના પંજામાંથી છટકવાની તેને એકે બારી સૂઝતી નહતી. મોજેના ઘણા પૈસા તેણે ઘાલ્યા હતા એટલુંજ નહિ, પણ તેની ઘણી વાતો મોજે જાણતો હતો. આથી પ્રથમ તો તેણે આત્મહત્યાનો વિચાર કર્યો પણ પાછળથી તે વિચાર છોડી જે પડે તે ખરૂં એમ વિચાર કરી મોજેને મળવા જવા તૈયાર થયો. પણ તેણે જતાં જતાંય બે દિવસ કાઢી નાંખ્યા.

ત્રીજે દિને મોજેની ઑફીસમાં તે ગયો. તેને જોઇ મોજે સહજ હસતાં બોલ્યો, "મને મળવા આવવાનો સમય મળ્યો ખરો."

"હા. સમય તો મળ્યો.: પણ તું મારી સાથે કેવું વર્તન ચલાવવા માંગે છે? દોસ્તનું કે દુશ્મનનું?"

માર્મિક ગંભીરભાવે મોજે બોલ્યો: "તારી સાથે દુશ્મનાવટ કરવાની મરજી ન હતાંય, હું તને શા માટે દોસ્ત સમજું તે સમજાતું નથી."

"તારાથી છાનોમાનો હું કયા આશયથી શા માટે નાસી આવ્યો તે કારણ તું જાણતો હોત તો મારા તરફ તારી લાગણી જુદીજ હોત. હું તારા

મિત્રની કન્યાને ખરેખર વ્હાલો હતો. હજીય તેના વિરહથી મારૂં અંતર બળીને ખાખ થઇ જાય છે. પરંતુ ભાગ્યદોષે મારે રૂશીઆમાંથી......"

"એ બધી ખોટી વાતોથી મને ભુલાવવાની કોશીષ કર ના. હું એટલોબધો મૂર્ખ નથી. તેં મને પૂછ્યું કે હું તારી સાથે કેવું વર્ત્તન રાખીશ! પણ તે તો તારા વર્ત્તન પરજ આધાર રાખે છે. જો તું મને મૂર્ખ-પુંછડા વિનાનો બે પગનો ગધેડો સમજી મારી સાથે વર્ત્તીશ તો હું તારો ભયંકર શત્રુ થઇને ઉભો રહીશ—આ મારી વાત યાદ રાખીશ તો તારે ભવિષ્યમાં પસ્તાવું નહીં પડે."

"તારી વાતમાં હું કાંઇ સમજ્યો નહિં. શાથી જાણ્યું કે મેં તને બે પગનો ગધેડોજ ધારી લીધો છે? હું જાણું છું કે તું ગધેડા કરતાં અત્યંત બુદ્ધિમાન છે અને શિયાળ કરતાંય અત્યંત ધૂર્ત્ત છે."

"જો તું ખરેખરજ એમ ધારતો હોય તો મારી સાથે ચાલબાજી કરતો નહિં. તું કેવો પાપી છે તે તું પોતેજ સારી રીતે જાણે છે. મારી પાસે સાધુપણું બતાવતો નહિં. આજસુધીના કરેલા ગુન્હા છૂપાવી પોતાને નિરપરાધી ઠરાવવાનો યત્ન કરીશ ના."

મોજેની વાત સાંભળી કાઉન્ટ ઉત્તેજીત થઇ ઉભો થઇ ગયો અને બોલ્યોઃ "મોજે! મોં સંભાળ. આમ અપમાન ખમવા હું અહીં આવ્યો નથી. ફરીથી આવા શબ્દ બોલ્યો છે તો હું તારૂં ખૂન કરીશ. તને ગોળીથી વીંધી નાખીશ."

કાઉન્ટ ચાલવા મંડયો. મોજેએ જઇ તેનો હાથ પકડી ખેંચી દ્રઢ-સ્વરે કહ્યુંઃ "જાય છે કયાં? મારી સામેથી ખસી જવાથી તું મારા પં-

જામાંથી છૂટવાનો નથી. દોસ્ત! બહારના બીજા લોકો તને કાઉન્ટ વોન એરેનબર્ગ કહી તને ભલે માન આપે. પણ હું તને માન આપું શામાટે? હું તને ક્યાં ઓળખતો નથી? તારી ચાલબાજીમાં હું ભૂલું તેવો નથી. મારી સાથે ચાલાકી કરીશ તો હું તારી કેવી દુર્દશા કરીશ તેની તને પાછળથીજ ખબર પડશે."

મોજેની વાતથી ડરી જઇ કાઉન્ટ બેસી ગયો. મોજેએ આગળ ચલાવ્યું: "પહેલાં હું જે કહું તે ધ્યાનથી સાંભળી લે. ફોકટ ઉંચા નીચા થવાથી કંઇ વળવાનું નથી. તેં જાણી જોઇને કે અજાણતાં પણ જે કુકર્મો કર્યાં છે તે જાહેર થતાં સમાજમાં રહેવું તારે માટે ભારે થઇ પડશે. જો તું મને મદદ કરવા તૈયાર હોય તો હું તારી છાની વાતો છુપી રાખીશ. મારે પૈસા જોઇએ છે. તે મેળવવા ગમે તેમ કરવા હું તૈયાર છું. પૈસા માટે કુકાર્ય કરવાય હું અચકું તેમ નથી. તેં પહેલાં મારી પાસેથી ઘણા પૈસા વ્યાજે લીધા છે. કદાચ જરૂર હોય તો હજીય હું આપવા તૈયાર છું. પણ મને તારે કેટલાક શિકાર ખોળી આપવા પડશે. તારા ખાનદાન મિત્રો સાથે મને ઓળખાણ કરાવી આપવું પડશે. તારી

મદદથી હું તેમને ચૂસી નાખીશ. તેં રૂશીઆમાં વાક્ ચાતુરીથી મોટા મોટા માણસોને ભૂલાવી જે રીતે પૈસા પડાવ્યા છે તે જોઇ તારી શક્તિનાં વખાણ કર્યા વિના ચાલતું નથી. તારી ક્ષમતા અદ્ભુત છે. મારા તરફથી મારા કામ માટે આ દેશમાં પણ તારી એ શક્તિનો પરિચય કરાવ. એમાં તને પણ લાભ છે."

"અર્થાત્ મને એ લુંટમાંથી કાંઇક ભાગ આપીશ. એમને ?"

"લુંટ શા માટે કહે છે. સારા રૂપમાં વાત કરતાં આવડતી નથી ? હું તને નફામાં ભાગ આપીશ"

"કબુલ છે. હું શિકાર પકડવા બનતો યત્ન કરીશ. પણ તેં મને હમણા કાંઇક રકમ જોઇએ તો આપવા કહ્યું હતું ને ? આજ કાલ હું તદ્દન ખાલી થઇ ગયો છું. હુંજ તારો પહેલો શિકાર થવા ઇચ્છુછું."

પૈસાની ભૂખનો રોગ તો તારો હંમેશનોજ છે. તારો એ રોગ મટયાની વાત જાણી હોત તો ઘણું આશ્ચર્ય થાત. ભલે. જ્યારે તને દોસ્ત કહ્યો છે ત્યારે તારી એ ભૂખ દૂર કરવાનું મારૂં કર્તવ્યજ છે. કેટલાક રૂપીઆ જોઇએ છે ?"

મોજે મશ્કરી કરે છે કે ખરો વાત કહે છે તે કાઉન્ટ સમજી ન શકયો. તે તીક્ષ્ણ દ્રષ્ટિથી જોઇ રહ્યો. પણ મોજેના ચ્હેરા પર મશ્કરી યા વિદ્રુપનું ચિન્હ ન જોતાં આશ્વસ્ત થઇ બોલ્યો: "જેટલા મળે તેટલા લેવા તૈયાર છું પણ તું તો એટલા આપે એમ નથી. તારી પાસે :હશેય કેટલા ? પણ એ વાત જુદી છે. તું મને એક હજાર માર્ક આપી શકીશ ?"

"યોગ્ય વ્યાજ મળે તો એક હજાર માર્ક તને આપવામાં મને કંઇજ અડચણ નથી." આમ બોલતાં મોજેએ ટેબલનો ઉપરનો કોલબેલ વગાડયો. તેની ઓફીસનો એક કારકુન ત્યાં આવી ઉભો.

મોજેએ ગંભીરસ્વરે કહ્યું: "કાઉન્ટ વોન ઓરેનબર્ગના નામે એક દલીલ તૈયાર કરો. ત્રણ માસને કરારે સાડા બારસો માર્ક."

"મેં તો એક હજાર માર્ક કહ્યા. અઢીસો શું વધારાના આપે છે ?"

"ના. તને તો હજારજ માર્ક મળશે."

"ત્યારે વધારાના અઢીસો શું મારી અક્કલનો બદલો ?"

"સીધી વાતને વાંકી કર્યા વિના તને બોલતાંજ આવડતું નથી કે શું ? એ અઢીસો માર્ક ત્રણ મહીનાનું વ્યાજ. તું તો દોસ્ત છે. ખાસ જરૂર હોવાથીજ મારી પાસેથી પૈસા લે છે. તારી પાસેથી વધુ વ્યાજ લેવાય ખરૂં કે ?"

કાઉન્ટ પ્રતિવાદ કરવા જતો હતો એટલામાં કારકુને આવી દસ્તાવેજ મોજેના સામે મૂકી. મોજે તેનાપર નજર ફેરવી કાઉન્ટને કહેવા લાગ્યો: “ આ દસ્તાવેજ ઉપર સહી કર. હું નાણાં કાઢું છું.”

કાઉન્ટ કાંઇ બોલે તે પહેલાં તો મોજેએ તીજોરી ઉઘાડી એક હજાર માર્કની પરચુરણ નોટોનો થોડો બહાર કાઢી ટેબલ પર મૂક્યો. પ્રથમ તો કાઉન્ટનું મન સહી કરવા માન્યું નહી, પણ પછી હજાર માર્કની રકમ નજરે પડતાં તેનો લોભ જાગી ઉઠ્યો. વગર મહેનતે આમ હજાર માર્ક મળે—અને તે પણ જેને અનેક વખત છેતર્યો છે તેવા મોજે પાસેથી—તે લેવા કાઉન્ટનું મન તલપાપડ થઇ ગયું. તેણે તરતજ સહી કરી દસ્તાવેજ મોજેને આપી. તેણે તે લઇ જોઇ તીજોરીમાં મુકી. આ વખતે મોજેના મુખ ઉપર એક પ્રકારનું હાસ્ય ફરકી ઉઠ્યું. કાઉન્ટનું મન તે જોઇ ચંચળ બની ગયું. તેને શંકા થઇ કે મોજે કાંઇક ચાલ રમ્યો છે અને પોતે તેમાં સપડાયો છે. છતાં તે નોટો લઇ મોજે સાથે હસ્ત-ધૂનન કરી ચાલતો થયો.

કાઉન્ટના ગયા પછી મોજે બબડ્યો. “ બચ્ચાજી ! હવે ક્યાં જવાનો છે ? હવે જ્યારે ઇચ્છામાં આવે ત્યારે તને સીધો કરી નાખું. જ્યારે વખત આવશે ત્યારે ખબર પડશે કે આ યાહુદી મોજે તે કોણ હતો ? ”



## પ્રકરણ ૧૬ મુ

---

## કાઉન્ટની ભ્રાન્તિ

મોજે વ્યાજખાઉ યાહુદી હતો છતાં તે લાભની આશામાં કેટલાય પૈસા ફેંકી દેતો. કેટલીક વખત થોડા પૈસામાંથી ઘણો લાભ થતો અને કોઇ વખત પૈસા મુળગા પણ જતા. કાઉન્ટને ધીરેલા પૈસા પાણીમાં જશે એમ તેણે ધાર્યું નહતું. તે ધારતો હતો કે કાઉન્ટના સામાજિક માનસંભ્રમની કીંમત હજાર માર્ક કરતાં ઘણી વધારે હતી. તેના મિત્રો તથા બીજા ખાનદાન કુટુંબના નબીરાઓ આગળ કાઉન્ટનું સહજ હીણું બોલતાં વ્યાજ સાથે અસલ પૈસા વસુલ થઇ જશે, અને કદાચ ન થાય તો હજાર માર્ક એ કાંઇ બહુ મોટી રકમ નહતી. કાઉન્ટ મારફત મોટા મોટા કેપ્ટન વગેરેને પકડવાથી વ્યાજમાં હજાર માર્ક તો કયાંય વસુલ થઇ જશે તે ઉપરાંત કાઉન્ટ હંમેશનો પંજામાં ફસાયલોજ રહેશે.

કાઉન્ટે ત્રણ માસને વાયદે હજાર માર્ક લીધા ત્યારે તેના મનમાં હતું કે ત્રણ મહિનામાં સાડાબારસો માર્ક પાછા આપવામાં તેને કંઇજ મુશ્કેલી નડશે નહિ. ત્રણ મહિનાતો ત્રણ અઠવાડિયાંની પેઠે કયાંય ચાલ્યાં ગયાં. છતાં કાઉન્ટ નાણાંની જોગવાઇ કરી શકયો નહિ. વળી પાછુ મોજેની ઉઘરાણીથી બે આબરુ થવું પડે તેથી એક દિવસ કાઉન્ટ મોજેને મળવા તેની ઓફીસમાં ગયો.

તેને જોઇ મોજે ગંભીર સ્વરે બોલ્યો: "વાહ! વાહ! પૈસા આપવા આવ્યો કે શું? ભલી તને એવી સુમતિ સુઝી! આતો આનંદનો દિવસ કહેવાય!"

કાઉન્ટ માથું ખંજવાળતા બોલ્યો: "એક કામમાં કેટલાક પૈસા ખરચાઇ જવાથી તને આપવાના પૈસાની જોગવાઇ હું હજી કરી શક્યો નથી. દોસ્તની પાસેથી પૈસા લઇ વખતસર ન અપાય એ ઘણું શરમ ભરેલું છે. પણ લાચાર છું. મને જો થોડો સમય આપે તો તે દરમ્યાન નાણાં જરૂર ... ..."

"આપી જઇશ એમ સોગનપૂર્વક કહેવાની તારી ઇચ્છા છે, એમને? તારા હોઠ હાલતાંજ તારા મનની વાત હું સમજી ગયો હતો. હવે મારા મનની વાત પણ સાંભળી લે. તું તારી કબુલાત મુજબ પૈસા આપી શક્યો નથી. આજ તારી પાસેથી પૈસા મળત તોય હું કાંઇ તે ઘરમાં રાખી મૂકત નહિં. તારા જેવાજ બીજા કોઇ ખાનદાન નબીરાને આપત. ત્યારે સમજી લે કે તનેજ તે પૈસા ફરીથી આપ્યા. તો વ્યાજતો દેવુંજ પડેને? મારૂં વ્યાજ ચુકવી દે તો તારી જુની દલીલને બદલે નવી દલીલ લખાવી લેવામાં મને કશીજ હરકત નથી. જો બીજા ત્રણ માસની મુદત મળે તો તે દરમ્યાન પૈસા જરૂર આપીશને?"

"જરૂર આપીશ."

મોજે એ વાતપર વિશ્વાસ કર્યો નહિ. કાઉન્ટ પાસે સ્વાર્થ સાધવાને ગમે તેમ બોલતો હતો પણ અંતરથી તે તેને ઘૃણા કરતો હતો. તેને દુર્બળ, દાંભિક અને નિર્બોધ સમજતો હતો. કાઉન્ટની ધારણા પણ મોજે માટે એવીજ હતી. છતાં તે જેટલી તેની ઘૃણા કરતો તેટલોજ તેનાથી બ્હીતો. તે જાણતો હતો કે પોતાની ગુપ્ત વાતો મોજેને ખબર હોવાથી તે ધારે ત્યારે પોતાની પાયમાલી કરી શકે તેમ હતો, છતાં તેના પંજામાંથી છૂટવાની બારી નહતી. જે આશાથી મોજેએ તેને નાણાં ધીર્યાં હતાં તે આશા ફળીભૂત ન થવાથી તે કાઉન્ટનું નિકંદન કાઢવા તૈયાર થયો હતો.

મોજે પાસેથી લીધેલા એક હજાર માર્ક જ્યારે વ્યાજ સાથે ત્રણ હજાર થયા ત્યારે કાઉન્ટની આંખો ઉંચી ચઢી ગઇ કારણ એ ત્રણ હજાર માર્ક ભેગા કરી દેવું ચુકતે કરવું તે તેની શક્તિ બહાર હતું. જ્યારે મોજે એ નાણાંનો તગાદો કર્યો ત્યારે તે જેમ ફાવે તેમ બોલવા લાગ્યો. મોજે ધીરજથી બધું સાંભળી રહ્યો, પછી શાંત સ્વરે બોલ્યો:—

"તારૂં કહેવું થઇ રહ્યું ને? હવે મારી વાત સાંભળ. તું વારંવાર મારી સાથે ચાલાકીજ કરતો આવ્યો છે. હું તારી ચાલાકી સમજતો

નથી એમ તું ધારતો ના. હું બધુંય જાણું છું અને એવી ચાલાકી પસંદ કરતો નથી. મારા સ્વાર્થ તરફ તેં પહેલીથીજ લક્ષ્ય આપ્યું નથી. મારી સાથે તારે જે શરત હતી તે તેં તોડી છે. અને તેથી હવે હું તારી સાથે કશો સંબંધ રાખવા માગતો નથી. વ્યાજ સાથે મારાં નાણાં મને આપી દે.”

“હાથમાં પૈસા ન હોય તો શું ચોરી કરવા જઉં ? મેં તને કહી દીધું છે કે હાલ તારા પૈસા મારાથી અપાય તેમ નથી.”

“તું ચોરી કરીને પૈસા લાવીશ કે નહિં તે હું જાણતો નથી અને તે જાણવાની મને જરૂર પણ નથી. મેં તને નાણાં ધીર્યાં. શરત કરી કે તારે મને એવા બીજા કુળ ખોળી આપવા. તેં તે શરત કબુલ કરી. પણ પાળી નહિં. મારી મદદ તું લે છતાં મને મદદ કરે નહિં—એવી ભાગીદારી મારે પોષાય નહિં.”

“મારા મિત્રોને નાણાંની જરૂર નહોતી તેથી કોઇને લાવી શક્યો નહિં, તે માટે અસંતુષ્ટ થવું ઠીક નથી. આ વખત જરૂર તને સારાં ઘરાક લાવી આપીશ. તું આટલો વખત દલીલ બદલાવી મારી ઇજ્જત રાખ.”

“પોતાની ઇજ્જત પોતે ન રાખે તો બીજો કોઇ રાખેજ નહિં, ઠીક છે. આ વખત પણ તારી વાત માની લઉં છું. પણ યાદ રાખજે કે આ છેલ્લીજ વાર છે. ત્રણ મહિના પછી તને વધુ વખત આપીશ નહિં અને જે રીતે બનશે તે રીતે મારા પૈસા હું વસુલ કરીશ.

કાઉન્ટે જુની દલીલ રદ કરી નવી દલીલ પર સહી કરી આપી; અને ખિન્ન–મને વિદાય થયો. મોજેએ નવી દલીલ તીજોરીને સ્વાધિન કરી.

મોજેને ત્યાંથી ઘેર આવ્યા પછી કાઉન્ટને કંઇ જ ચેન ન પડયું. મોજેના પંજામાંથી છૂટવા માટે તેણે ઘણા રસ્તા શોધવા માંડયા. પણ અંતે નિરાશ થઇ નશીબપર આધાર રાખી બેઠો. નસીબે તેને યારી આપી. જ્યુરિચનિવાસી બર્થા સ્મિથનો ભાઇ ત્યાં તેને મળી ગયો. બે દિવસમાં દોસ્તી જામી ગઇ અને તેનું શું પરિણામ આવ્યું તે વાચકો જોઇ ગયા છે.

કાઉન્ટને બુઢ્ઢી આન્ના પાસેથી પહેલાં જે રકમ મળી તેમાંથી તેણે મોજેના નાણાં મોકલી દઇ એક કાગળ લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે હું એક શ્રીમંત આત્મીયના આમંત્રણથી જ્યુરિચ આવ્યો છું. અને તેની પાસેથી આ નાણાં લઇ તને મોકલું છું. હવે આપણે કોઇ જાતનો સંબંધ રહ્યો નથી. મેં તારી સાથે જે શર્ત કરી હતી તે આ નાણાં પાછાં વાળતાં પુરી થાય છે. હું મારી શરતથી છૂટો છું.”

## કાઉન્ટની ભ્રાન્તિ

આમ કરવાનો તેનો હેતુ એ હતો કે મોન્જેને દરસ મળી જવાથી તે હવે વધુ સતાવશે નહિ. અને ફરી ડૉક્ટર તથા રેબેકા અથો સાથેનાં લગ્નની વાત જાણવા પામશે નહિ. એટલે નિશ્ચિંત થવાશે.

પણ મોન્જે એમ જાતો રહે એવો માણસ ન હતો. તેને નાણાં તથા કાગળ મળતાં તે અદ્ભુત વિચારમાં પડી ગયો. કાઉન્ટ જેવો માણસ નાણાં મોકલે તે તેને આશ્ચર્ય લાગ્યું. તેને લાગ્યું કે આમ નાણાં મોકલવામાં કાઉન્ટનો કાંઈ ગુપ્ત હેતુ હશે. તેમ એને આ નાણાં આપે પણ કોણ ? આથી તે તેની તપાસ કરવા ન્યુરિચ આવ્યો. ત્યાં આવતાંજ તેને લક્ષાધિપતિ અથો સાથેના કાઉન્ટનાં લગ્નની ખબર પડી અને તેથી તે તેનો મહેમાન થયો હતો.

ત્યાં આવીને પણ તેનો વિચાર માત્ર પૈસાજ કઢાવવાનો હતો. પરન્તુ અથોની યુવાની અને રૂપમાં તે ભૂલ્યો અને પરિણામે તેને માર ખાઈ નાસવું પડ્યું.

જતી વખત તે કાઉન્ટને ધમકી આપી ગયો હતો છતાં કાઉન્ટ ભ્રાન્તિમાં હતો કે અર્થલોલુપ મોન્જે પોતાનું અહિત નહીં જ કરે. કારણ તેમ કરવામાં તેને કશો લાભ ન હતો. પણ થોડા દિવસ પછી પાછો તે નાણાં માટે આવશે. આ ભ્રાન્તિનું પરિણામ શું આવ્યું તે હવે પછી જણાશે.



## પ્રકરણ ૧૭ મું.

## આશાનું કિરણ.

મોજે એ મનુષ્યત્વ ખોઇ બર્થાના શયન કક્ષમાં જઇ તેનું અપમાન કર્યું હતું. અને તે માટે બર્થા તરફથી તેને તિરસ્કાર સહન કરવો પડયો હતો. તેમજ અંતે કાઉન્ટને હાથે ચાબુક ખાવી પડી હતી, તેથી તેણે બર્થાનું સુખ તથા કાઉન્ટનો ગર્વ નાશ કરવાની ભીષણ પ્રતિજ્ઞા કરી. આ બધી બાબતમાં તેના પોતાના અપરાધ કેટલા ભયંકર હતા તે તેના મનમાં પણ ન આવ્યું. પણ પ્રતિહિંસાના અગ્નિમાં બળતો તે તેમને પાયમાલ કરવાના નિશ્ચય પર આવ્યો.

ફ્રાંકફોર્ટમાં એક તરફથી તેનો વેપાર પણ મંદ હતો. કારણ કેટલાક લશ્કરી અમલદારોને વ્યાજના લોભે ધીરેલી મોટી રકમો પાછી મળવાની આશા ન હતી, તેમ બીજી તરફથી કાઉન્ટ તથા બર્થાને પાયમાલ કરવાની ધૂન તેના મગજમાં ઘુમી રહી હતી. તેથી તે ત્રીસ હજાર ફ્રાંક સાથે લઇને સેંટપીટર્સબર્ગ ગયો. બન્યું પણ એવું કે જે વખતે રેબેકા કોલન્કીના પંજામાંથી છૂટવાનો ઉપાય શોધતી હતી તેજ વખતે તે ત્યાં જઇ પહોંચ્યો.

ઘણા સમયથી મોજેના કાંઇ સમાચાર નહિં મળવાથી રેબેકાએ તેને મરી ગયેલો ધાર્યો હતો. તેથી તેને જોઇ તે અત્યંત આશ્ચર્ય પામી. તેને જોઇ સોલોમનને પણ આનંદ થયો. કારણ મોજેનું અધઃપતન થયું હોવા છતાં તે પુરાણો દોસ્ત હોવાથી શોલોમન હમેશાં તેનું ભલું ઇચ્છતો હતો. આથી તેણે તેને આદર આપી પોતાને ત્યાં રાખ્યો. રેબેકાએ પણ કોલન્કીના પંજામાંથી છુટવા તેની મદદની આશા રાખી. અને પહેલેજ દિવસે તેણે બધી વાત વિસ્તારથી મોજેને કહી સંભળાવી.

મોજેએ રેબેકાની વાત ઘણા ધ્યાનપૂર્વક સાંભળી પણ પછી તેણે ગંભીરતાથી માથું ધુણાવી દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

મોજેનો ભાવભંગી જોઇ રેબેકાએ હતાશ ભાવે પૂછયું. " તમે મને આ સંકટમાંથી છોડાવી શકશો નહિ !"

" એ લુચ્ચા એ—વિશ્વાસ ઘાતકે તને પોતાના પંજામાં સપડાવી છે. તેમાંથી શી રીતે છૂટાય તેનો કોઇએય રસ્તો મને જણાતો નથી. તે સરકારનો જાસુસ છે. ભયંકર રાજસત્તા તેની મદદમાં છે. તે સહેજમાંજ તમને પાયમાલ કરી શકે તેમ છે. તેનો સામનો કરવો તો બને તેમ નથી."

રેબેકા ક્ષુબ્ધસ્વરે બોલી: " એ બદમાશના હાથમાંથી છૂટવાનો કોઇ પણ ઉપાયજ નથી ? હું તો તમારી શક્તિ અને કૌશલ ઉપરજ આધાર રાખી રહી છું. "

મોજે સહજ વિચાર કરી બોલ્યો: " અહીંથી નાસી છૂટયા વિના તમારે માટે બીજો ઉપાયજ નથી."

" પણ પલાયન કરવાનો કંઇ ઉપાય ? જરાય યત્ન કરતાં તો તે પોલીસની મદદથી તે માર્ગજ બંધ કરી દે. બધી યોજના પાણીમાં જાય."

મોજે સમ્મતિ-સૂચક માથુ હલાવવા લાગ્યો. થોડીવાર વિચાર કરી તે બોલ્યો: "હા. એ ખરું. કોલન્કી તમારો નાસી જવાનો માર્ગ બંધ કરી શકે. કારણ તે પોલીસને તમારી પાછળ મૂકી દે. પણ તે એમ ન કરી શકે, એવો બંદોબસ્ત ન થઇ શકે ?"

" તમે સ્પષ્ટ વાત કરો ને !"

" ના. તારા પિતા સાથે મસલત કર્યા વિના હું તને કશુંય કહેવા ઇચ્છતો નથી. હાલ એ બધી વાતોની જરૂર નથી. પછી થઇ રહેશે. વારુ. તારા ગુણવાન સ્વામીના અંતર્ધાન પછી તેના કાંઇ સમાચાર મળ્યા છે કે ?"

મોજે તરફ જોઇ આંખ મ્હોં લાલ કરી રેબેકા બોલી: " ના. કાંઇ સમાચાર નથી. તમે એ વાત શામાટે પૂછો છો ?"

" હું તેની ખબર જાણું છું માટેજ તને પૂછુંછું. "

" તમને તેના સમાચાર ખબર છે ?"

" હા. જાણું છું સ્તો. તેને મેળવવા હજીય તને ઇચ્છા છે ? હજીય તેના પર પ્રેમ છે ?"

મોજેના પ્રશ્નથી રેબેકા ઉગ્ર બની. ઘૃણાથી મ્હોં વિકૃત કરતી તે બોલી: " તેને મેળવવાની હજીય મને ઇચ્છા ? હજીય તેનાપર પ્રેમ હોવાનું તમે

પૂછો છો ? તે લુચ્ચા બદમાશે, વિશ્વાસઘાતકે મારા જીવનની તમામ સુખશાન્તિનો નાશ કર્યો છે, મારૂં જીવન ધૂળધાણી કરી નાખ્યું છે. મને છૂપી રીતે ત્યાગ કરી જે નાસી ગયો છે તેને પાછો મેળવવા હું ઇચ્છા રાખું ? તેના પર પ્રેમ રાખું ? અસંભવ. કેવળ અસંભવ! ના. હવે મને તેની ઇચ્છા નથી. તે મારો શત્રુ—પરમ શત્રુ છે."

મોજે ખુશી થતાં બોલ્યો: "મેંય એમજ ધાર્યું હતું. તારે મોઢેથી આ શબ્દો સાંભળવાની મેં આશા રાખી હતી. તે બદમાસ પતિ તરફનું કર્તવ્ય ભૂલ્યો છે. તેણે તને છોડી દીધી છે–ઠગી છે. પણ કેટલી હદ સુધી ઠગી છે તે તું હજી જાણતી નથી. તે કેવો નર–પિશાચ છે તેની ધારણાય તું કરી શકે તેમ નથી. જો તને તેની વિશ્વાસઘાતકતા, કપટ અને ઠગબાજી તથા તારા તરફના પૈશાચિક વ્યવહારનું વેર લેવા તેને શિક્ષા કરવાની તક મળે તો તે તકનો લાભ લેવામાં તને કશી હરકત છે ?"

"હરકત ? જરાય નહિ. મને જરાય હરકત નથી. જો તેને મારી સમક્ષ જોઉં તો છરીથી તેની છાતી ચીરી નાખતાંય હું પાછી હઠું એમ નથી. મારા હાથે એનું ખૂન થાય તો મને કંઇક શાંતિ મળે."

"આમીન. એમજ જોઇએ. પણ તારે હાથે એનું ખૂન કરવાની જરૂર નથી. મારી મદદથી તું તેને મ્હોતથીય વધુ દુ:ખ આપી શકીશ. તેનું માન, ઇજ્જત, ઐશ્વર્ય બધુંય ધૂળમાં રગદોળાવીશ. રખડતા કુતરાની માફક તેને ઠેકઠેકાણે રખડવું પતશે. બાકીનું જીવન તેને રીબાઇ રીબાઇને કાઢવું પડશે."

"ક્યાં છે એ ? શું કરે છે ?"

"અરે! એ વાત તો તને હજી કરીજ નથી! તે રૂશીયાથી નાસી જ્યુરિચ જઈ એક મોટા માણસની સુંદર છોકરીને પરણી તેના વિપુલ ઐશ્વર્યનો ઉપભોગ કરી રહ્યો છે.—ઘરજમાઇ થઇ પૈસાના પર્વત ઉપર બેઠો છે. તેના સુખની સીમા નથી."

આ સમાચાર સાંભળી રેબેકા અત્યંત ઉત્તેજીત થઇ ગઇ. તેના હૃદયમાં ઇર્ષ્યાગ્નિ ભડકી ઉઠયો. તે કાંઇપણ બોલી શકી નહિં. પીંજરામાં પુરાયલી વાઘણ માફક આમથી તેમ આંટા મારવા લાગી.

રેબેકાની આ સ્થિતિ જોઇ મોજે ધીર–સ્વરે બોલ્યો: "શાંત થા, બ્હેન! મન સ્થિર કર. આમ ઉત્તેજીત થઇ ક્રોધ કરવામાં કશોજ લાભ

નથી. તારા સ્વામીની અનંત કીર્ત્તિમાંનું હજી તને કશુંજ કહ્યું નથી. એ બધી વાત તારે પ્રથમ સાંભળવી જોઇએ".

અત્યંત મુશ્કેલીથી ક્રોધ દબાવી રેબેકા મોજેના સામે આવી બેઠી. જ્યારે મોજેએ ધીમે ધીમે વિસ્તારપૂર્વક કાઉન્ટની બધી વાત રેબેકાને કરી. ત્યારે રેબેકાના મનમાં કાઉન્ટ માટે શી ધારણા થઇ તે કહી શકાયજ નહિં. ક્રોધ, અપમાન અને ક્ષોભથી તે ઉત્તેજીત થઇ, હૃદય ઉપરનો કાબુ ખોઇ દઇ બોલી ઉઠી: "હું એ પૈસાના પર્વત ઉપરથી એને રસ્તાની ધૂળમાં રગદોળાવીશ. લાતે લાતે તેનું ખાધેલું બહાર કાઢી નાખીશ અને પછી પાછું તેજ તેને ખવડાવીશ."

"હાં. એમજ થવું જોઇએ. એમ કરવાથીજ તેના પાપનું પ્રાયશ્ચિત થાય. અને તારેજ તેમ કરવું પડશે. જેવા દેવ તેવી પૂજા. હવે જે કહું તે સાંભળ. અહીંની સ્થિતિ જોતાં તારે કે તારા પિતાએ અહીં લાંબો વખત રહેવું સહીસલામત નથી' તેથી આ દેશ છૂપી રીતે તાબડતોબ છોડીને નાસી જવાની તજવીજ કરવી જોઇએ."

"મારો પણ એજ મત છે. પણ મારા બાપુનો મત જાણવાની જરૂર છે. લાગ મળે તો હું તો આજજ આ દેશ છોડી જવા તૈયાર છું."

મોજેએ તેજ દીવસે સોલોમનને કાઉન્ટની બધી વાત કરી. સોલોમન અત્યંત ગુસ્સે થવા છતાં રેબેકાની માફક તેણે પોતાનો ક્રોધ પ્રકાશ કર્યો નહિં. ક્ષણવાર વિચાર કરીને તે બોલ્યો: "આહા! બ્હેન! આવું દુઃખ તારા નસીબમાં હતું? પરમેશ્વરે તને કેવા દુઃખમાં ધકેલી દીધી છે! આપણે હવે શું કરી શકીએ?"

રેબેકા એ સાંભળી ઉત્તેજીત સ્વરે બોલી: "આપણે શું કરી શકીએ? હેરમોજેએ આપણને જે રસ્તો બતાવ્યો છે તે રસ્તોજ આપણે લેવો જોઇએ. આપણે જલ્દીજ આ દેશ છોડી જઇશું. જ્યુરિચમાં જઇ રહીશું. પછી એ કાઉન્ટને તેના ઉંચા આસનપરથી ધૂળમાં ગબડાવી યોગ્ય શિક્ષા કરીશું. નહિ તો મારા મનનો અગ્નિ હોલવાશે નહિં."

સોલોમન ધીરેથી બોલ્યો: "પરન્તુ કોલન્કીએ આપણને ફસાવ્યાં છે એ વાત તો ભૂલવી ન જોઇએ, બ્હેન! તારી બુદ્ધિના દોષે આપણી ચારે તરફ અગ્નિ ફરી વળ્યો છે. કઇ બાજુ સંભાળી શકાય?"

મોજે બોલ્યો: "કોલન્કીની દુશ્મનાવટનોજ ખાસતો મોટો ભય છે. પણ તે તમારૂં કાંઇ અહિત ન કરી શકે એવો બંદોબસ્ત કરવો અસંભવ

લાગે છે ? આપણે નિહિલિસ્ટ મંડળની મદદ માગીએ તો તે શું તમને મદદ ન કરે ? તેઓ શું એટલા બધા કૃતઘ્ન છે ?"

"તેમના તરફથી કેવા પ્રકારની મદદની આશા રાખે છે ?" સોલોમને પૂછ્યું.

"કોલન્કીના પંજામાંથી તમારૂં રક્ષણ કરવા માટે તેમણે સાવધ રહેવું જોઇએ. તેઓ ધારે તો કોલન્કીને તમારૂં અનિષ્ટ કરતાં અટકાવી શકે. કેવી રીતે તેઓ કોલન્કીને દબાવે તે તમારેજ તેમને જણાવવું જોઇએ તેઓ તે માફકજ તેને દબાવે."

સોલોમન મોઝેના આ વિચાર સાથે એકમત થયો નહિ. પરંતુ મોઝેએ પોતાની જીદ છોડી નહિ. અડધી રાત સુધી આ બાબતની વાટાઘાટ ચાલી. અંતે એમ ઠર્યું કે રેબેકાએ થોડા દિવસ કોલન્કીને ભુલાવીને હાથમાં રાખવો. તે દરમ્યાન તેનું મોઢું બંધ કરવાનો ઉપાય સોલોમન તથા મોઝેએ મળી શોધી કાઢવો. અને તે ઉપાય સફળ થાય તો પછી રૂશીઆ છોડવામાં તેમને મુશ્કલી નડે નહિ. તે દરમ્યાન મોઝેએ નિહિલિસ્ટ મંડળના નેતાને મળી બધી વાત કરી તેની મદદ માગવી.

બીજે દિવસે રેબેકા કોલન્કીની મુલાકાતનો ઉપાય શોધતી બેઠી હતી એટલામાં તે પોતેજ ત્યાં આવ્યો. તે અત્યંત પ્રસન્નભાવે બોલ્યો: "રેબેકા ! હેરમોઝે નામના એક માણસે તારે ત્યાં આવી ધામા નાખ્યા છે તે કોણ છે ?"

બીજા કોઇ સમયે કોલન્કીએ આ પ્રશ્ન કર્યો હોત તો રેબેકા તેને કેટલાંય કડવાં વેણ સંભળાવી દેત, પણ પોતાની સ્વાર્થ-સિદ્ધિ માટે આજ તેણે તેમ ન કર્યું. આથી મનનો ભાવ ગુપ્ત રાખી, મનહરણ મીઠાશથી તે હસી ને બોલી: "કેમ ? એને જોઇને તને ઇર્ષા થાય છે કે શું ?"

કોલન્કી ગંભીર-સ્વરે બોલ્યો: "તારા જેવી સુંદરી સાથે જે વધુ પરિચય કરવા જાય તેને જોતાં જ મને ઇર્ષ્યા થાય એ કબુલ કરવામાં હું ના પાડતો નથી."

કોલન્કીના તરફ કટાક્ષ કરતાં રેબેકા બોલી: "તારી વાત સાંભળીને હસવું કે રડવું તેય સમજાતુ નથી. તું મારા તરફ નિષ્ઠુર વ્યવહાર કરે, મારૂં લેશ માત્ર પણ સન્માન ન કરે અને કોઈ મારી સાથે આત્મીયતા કરવા આવે તેને જોતાં તું ઇર્ષ્યાથી બળી ઉઠે એ કેવું અદ્ભુત કહેવાય ?"

રેબેકાના કટાક્ષથી કામી કોલન્કી જર્જરિત થઇ ગયો. આત્મસંયમ ખસી ગયો. તે કોમળ સ્વરે બોલ્યો: "હું તને મારા ખરા દીલથી ચ્હાઉં

છું. તને અંતરથી શ્રદ્ધા કરું છું. છતાં તું મને મિથ્યા પ્રલોભનમાં ભૂલાવ્યા કરે છે. મારો વિશ્વાસઘાત કરે છે. હવે તું મારી સાથે કપટાચરણ કરના તારાં એ આચરણથી હું ધરાઇ ગયો છું. ”

“ તારી એકકેય વાત ખરી નથી. મેં તને મિથ્યા પ્રલોભનથી મુગ્ધ કર્યોજ નથી. તારી સાથે કદી ચાલાકી પણ કરી નથી તેં મારો વિશ્વાસ કર્યો હોત અને તારા સ્વાર્થ માટે આટલો વ્યાકુળ ન થયો હોત તો આપણા વચ્ચે મનો–માલિન્ય થાતજ નહિ ’ પણ શરૂઆતથીજ તું મારા તરફથી બધી બાબતમાં સંદેહ કરતો આવ્યો છે. અત્યારે હેર મોજે પણ તારી ઇર્ષાનું પાત્ર બન્યો છે, તે મારા પિતાનો ઘણોજ જુનો દોસ્ત છે. બાળપણથીજ તે મને પોતાની દીકરી માફક પ્રેમ કરતો આવ્યો છે. પહેલાં તે અહીંજ રહેતો હતો. ફરીથી વેપાર શરૂ કરવા તે અહીં આવ્યો છે. જો મને મેળવવાની તારી આંતરિકજ ઇચ્છા હોય તો હું તને એવા એક સમાચાર આપી શકું કે જેને શુભ સમાચાર જાણી તું જરૂર આનંદ પામે. ”

સંદિગ્ધ દ્રષ્ટિથી રેબેકાના સામે જોઇ રહી કોલન્કી બોલ્યો: “ શા સમાચાર છે. સાંભળું તો ખરો ! ”

રેબેકા એકાએક ગંભીર થઇ બોલી. “ હેરમોજે એમને એવી ખબર આપી છે કે જેના ઉપર આધાર રાખી ને હું મારૂં ભાવિજીવન સ્વાધિન રીતે પરિચાલિત કરી શકું. ”

“ તારો કહેવાનો અર્થ સમજાયો નહિ. તું તારા મનની વાત સરળ ભાવે કહી શકતી નથી ? સહજમાં સમજી શકાય એ રીતે કહેવામાં શી હરકત છે ? ”

“ કેટલાક દિવસ પહેલાં મેં તને કહ્યું હતું કે હું બીજાની વિવાહિતા પત્નિ છું. એ વાત તેં સાચી માની હશે કે કેમ તે હું જાણતી નથી. પણ તને તે યાદ તો હશેજ ”

“ હા. યાદ છે. ” કોલન્કી એકાએક આનંદથી પ્રફુલ્લ થઇ બોલી ઉઠયો. “ મોજે પાસેથી તારા તે ધણીના મૃત્યુના સમાચાર મળ્યા કે શું ?

રેબેકા હસતાં હસતાં બોલી: “ તેના મૃત્યુ સમાચારથી તું ખૂબજ ખુશી થાત એમાં સંદેહ નહિ પણ તે હજીય જીવે છે. પણ તે જીવતો હોવા છતાંય તેની સાથે મારૂં લગ્ન કાયદેસર થયું નથી એમ શંકા કરવાને ખાસ કારણો છે. ”

મનનો આનંદ ગુપ્ત ન રાખી શકવાથી કોલન્કી બોલ્યો:

“ તારી આ વાત સાચી કે મારી સાથે ચાલાકી કરે છે ? ”

રેએકા સ્પષ્ટ ધૃણાભર્યા અવાજે બોલી: "મારો વિશ્વાસ કરીને વળી મારૂં અપમાન કરે છે? મેં તો તને ખરીજ વાત કહી છે."

ક્ષણવાર વિચાર કરીને કોલન્કી બોલ્યો: "તારો વિવાહ કાયદેસર નથી તે સાબીત કરવા કોઇ ઉપાય કરીશ કે?"

"જરૂર"

"તારો વિવાહ ગેરકાયદેસર ઠરે તો પછી તું શું કરીશ?"

"હું સ્વતંત્ર થઇશ. જેણે મારી સાથે લગ્ન કર્યું છે તે પોતાની વિવાહિતા પત્નિ તરીકે મારા પર હક નહિ ચલાવી શકે?"

"જો રેએકા! ઘણીવાર તારે મારી સાથે અનેક કારણો લઇને બોલાચાલ થઇ છે. એકબીજાને કેટલીય અપ્રિય વાતો કહી છે. મેં મારા સ્વાર્થ માટે તને વિપન્ન કરવા ભય પણ બતાવ્યો છે. હવે એ બધી વાતો ભુલી જઇ તું મને ભવિષ્યની કાંઇક આશા આપી સુખી નહિ કરે?"

"તને સુખી કરવો ન કરવો તેનો સંપૂર્ણ આધાર તારાં કાર્યો ઉપર અવલંબે છે. તેં મને જે કઠોર શબ્દો કહ્યા છે, મારા મનની શાંતિ નષ્ટ કરી છે તે બધા બદલ તને ક્ષમા આપવા હું તૈયાર છું. પરંતુ એક વાત તારે હમેશાં યાદ રાખવી પડશે. જો મ્હારૂં હૃદય જીતવાની તને ઇચ્છા હોય તો મ્હારા તરફનું તારૂં વર્તન તારે બદલી નાંખવું પડશે. મારૂં મન ખુશ કરવા તારે ચેષ્ટા કરવી પડશે."

"મેં ઘણીય વખત તારા વર્ત્તનથીજ વિચલિત થઇને કઠોર શબ્દો કહ્યા છે. તું મારી અવજ્ઞા નહિ કરે તો હું હમેશ તારા તરફ સહાનુભૂતિવાળો રહીશ–તારો ગુલામ થઇ રહીશ."

રેએકા હસીને બોલી: "હું તને મારો ગુલામ થવાનું કહેતી નથી. તું મારો વિશ્વાસ રાખીશ, મારા તરફ સન્માન બતાવીશ તો મારૂં હૃદય તારા તરફ વિમુખ રહેશે નહિં. જોર કરીને કોઇ કોઇનો પ્રેમ મેળવી શકતું નથી. હું તારી સાથે સલાહ કરવા રાજી છું એના ચિન્હ તરીકે આ મારો હાથ તારા તરફ લંબાવું છું. ભૂતકાળનાં અપ્રીતિકર વાક્યો અને વ્યવહાર ભૂલીજા. થોડા દિવસ માટે ધીરજ રાખ, અને તું મારો શત્રુ નહિં પણ મારો મિત્ર છે–મારા હિતનીજ ચેષ્ટા કરનારો છે તે તારા દરેક વ્યવહારથી સિદ્ધ કર. તો ભવિષ્યમાં મારા સ્નેહથી તું વંચિત થઇશ નહિં. તારા તરફથી સદય વ્યવહાર થતાં મારૂં હૃદય પોતેજ તારૂં પક્ષપાતી થશે."

રેએકાની વાત સાંભળી કોલન્કી તેને સતર્ક થવાનો વખત ન આપતાં તેનો હાથ જોરથી ખેંચી તેને પોતાની છાતી સાથે દાબી ઉપરા ઉપરી તેનું મુખ ચુંબન કરવા લાગ્યો. તેના સ્પર્શથી રેએકાનું હૃદય ધૃણાથી ભરાઇ ઉઠ્યું. તેના ઓષ્ઠ સ્પર્શથી તેના હૃદયમાં વીંછીના ચટકા જેવી વેદના થવા લાગી, છતાં તે તે બધું સહન કરી ગઇ. તેને લાગ્યું કે કો-

લન્કીના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે તેને આ અભિનય કરવાની જરૂર હતી. ધીમે ધીમે કોલન્કીએ તેને પોતાના હાથમાંથી મુક્ત કરી. તેના રૂપના મોહની જવાળામાં તેનું ચિત્ત પરવશ બની ગયું. મોહાકૃષ્ટ શાર્દૂલ સાંકળમાં સપડાઇ ગયો.

કેટલીકવાર પછી કોલન્કીએ રેબેકા પાસે પ્રફુલ્લચિત્તે વિદાય લીધી. તેના ગયા પછી રેબેકા ક્રોધથી લાલચોળ બની જઇ બબડી: “ અરે શયતાન! મારા હૃદય ઉપર અધિકાર મેળવ્યો છે સમજી આજ તને ઘણો આનંદ થાય છે. પરન્તુ તને હજી વધુ આકૃષ્ટ કરી મૃત્યુના મુખમાં હોમવો છે. મને તારા પંજામાં સપડાવી સતાવી છે. પણ હવે તારા દિવસ ભરાઇ ચૂક્યા છે. થોડા દિવસમાં તને તારૂં ફળ ચખાડીશ.”

મોજેના આવ્યા પછી સોલોમનને ત્યાં જે ગુપ્ત મંત્રણા ચાલતી હતી તે બહારનું કોઇ જાણી શકતું ન હતું. તે ભવિષ્યની આશંકાથી બચવાના રસ્તા લઇ રહ્યો હતો. પોતાના એક ભત્રીજાને તેણે પોતાનો ધંધો સારી રીતે ચલાવવા માટે મેનેજર નીમ્યો હતો. સાથે સાથે યુરોપની જુદી જુદી બેંકોમાં તે નાણાં જમા કર્યે જતો હતો. કારણ ભવિષ્યમાં તેને રૂશીઆ છોડી જવાનું હતું. તેથી રૂશીઆમાંનો પૈસો તેને કામ લાગે તેમ ન હતો. તેની પાસે યથેષ્ટ પૈસો હતો. આર્થિકભાવે તે દુઃખી થાય તેમ ન હતું.

એક તરફ સોલોમન બધી તૈયારીઓ કરી રહ્યો છે ત્યારે બીજી તરફ રેબેકા કોલન્કીને ભુલાવવા પોતાની બધી ચાલાકી વાપરી રહી હતી. કોલન્કીના મનમાં રેબેકા માટે કશો સંદેહ રહ્યો ન હતો. તે સમજી ચૂક્યો હતો કે ભયથી ઉગરવા રેબેકા હવે તેને વશ થતી હતી. તે પોતે પણ તેને પ્રસન્ન રાખવા નાના પ્રકારે તેનું મન રંજન કરતો હતો.

આ રીતે ચાર મહિના નીકળી ગયા. મોજે હજી સોલોમનને ત્યાં જ રહેતો હતો. તેને રૂશીઆ છોડવાની વ્યવસ્થામાં તે મદદ કરતો હતો. રૂશીઆમાં ફરીથી વેપાર કરવાની ઇચ્છાથી તે આવ્યો હતો. પરંતુ સોલોમનના જવાથી તેનું ટટ્ટુ નભે તેમ ન હતું તેથી તેણે તે વિચા પડતો મૂકયો હતો. તેણે નક્કી કર્યું હતું કે સોલોમન રૂશીઆ છોડી જા એટલે તેણે ફ્રાંકફોર્ટ પાછું જવું.

છેવટે એક દિવસ સોલોમને રેબેકા તથા મોજેને જણાવ્યું કે તે તૈયારીઓ પુરી થઇ ગઇ છે. છતાં હજીસુધી કોલન્કીનુ મુખ બંધ થયાથી તેને આશંકા હતી કે વખતે છેલ્લી ઘડીએ કંઇક વિઘ્ન ન તેથી છેવટમાં એમ નક્કી થયું કે જે રાતે સોલોમન રેબેકાને લઇ ચા જવાનો હોય તેજ રાત્રે રેબેકાએ કોલન્કીને ભુલાવી શત્રુના હા સોંપી દેવો.

## પ્રકરણ ૧૮ મું



## શત્રુના પંજામાં

સોલોમન કોહેને જે રાત્રે નાસી જવાનો નિશ્ચય કર્યો હતો તેજ દિને સંધ્યાકાળે રેબેકાએ કોલન્કીને બોલાવી બાયોસ્કોપ જોવા જવાનો પોતાનો વિચાર જણાવ્યો અને તેને સાથે આવવા કહ્યું. કોલન્કી આથી આશ્ચર્ય ન પામ્યો, કારણકે અત્યાર પહેલાં બે ત્રણ વખત રેબેકા તેની સાથે નાટક જોવા ગઇ હતી. આ તેની ચાલબાજીનું એક અંગ હતું, કોલન્કી ઘણાજ આનંદથી સમ્મત થયો.

બાયોસ્કોપ જોઇ પાછા ફરતી વખત લગભગ દશ વાગ્યા હતા. કોલન્કીએ ગાડી બોલાવા માંડી પણ રેબેકાએ ના પાડીને કહ્યું કે "હજી તો દશ વાગ્યા છે, રાત તો વધુ ગઇ નથી. ગરમી પણ વધુ થાય છે. બન્ને જણ વાતો કરતાં કરતાં ચાલ્યાં જઇશું. આવી સુંદર રાત્રિયે ગાડીમાં બેસવાનું કોને મન થાય ?"

રેબેકાએ એક લાંબે રસ્તે થઈને જવાની પોતાની ઇચ્છા દર્શાવી. કોલન્કીની મરજી ન છતાં તે કબુલ થયો. રેબેકાને ખુશી કરવાને તે ગમે તે કરવા તૈયાર હતો. કારણ થોડાજ દીવસમાં રેબેકાએ તેને વશ કરી લીધો હતો. રેબેકા તેને મોહ પમાડી મૃત્યુના મુખમાં લઇ જતી હતી તે વિષે તેને જરાપણ શંકા આવી ન હતી. તેને તો લાગતું હતું કે—પ્રણયિનીની સાથે તે પ્રેમ–જ્યોતિથી ઉજ્જવલ થયેલા સ્વર્ગના રસ્તેજ આગળ વધતો હતો.

આડીઅવળી વાતો કરતાં કરતાં કોલન્કી ગાઢ સ્વરે બોલ્યો: "રેબેકા! હું આશ્ચર્ય પામી વિચાર કરું છું કે પરમેશ્વરે તને આટલું બધું રૂપ આપીને સરજી શા માટે?"

કોલન્કીના ખભા પર હાથ મુકી તેના ખભા પર ભાર મૂકતાં તે હસતી હસતી બોલી: "તને મારો ગુલામ બનાવવા માટે" પરન્તુ તે મનમાં બોલી: "તારૂં નિકંદન કાઢવા માટે."

"ના. રેબેકા! તું મારી મશ્કરી કરીશ ના. તારા પ્રેમથી હું ધન્ય થયો છું. પ્રેમ સ્પર્શમણિ છે. તેના સ્પર્શથી લોઢું સુવર્ણ બની ગયું છે. હવેજ મને સમજાય છે કે હું કેવો હતો અને કેવો થઇ ગયો! હું સ્વાર્થી, પારકાના છિદ્ર જોનારો, કપટી, નરપશુ પિશાચ જેવો હતો, પણ તારો પ્રેમ મેળવી ધીમે ધીમે હું મનુષ્ય થવા લાગ્યો છું. મારા મનનું પરિવર્ત્તન જોઇ મને પોતાને આશ્ચર્ય થયા વિના રહેતું નથી."

રેબેકા સમજી કે કોલન્કીએ સરળ ભાવેજ પોતાના મનની વાત જણાવી દીધી છે. પોતે ખાસ સંજોગોમાં તેને ઠગી રહી છે, તેનો નાશ કરવા તૈયાર થઇ છે એ વિચારે તેને કંઇક દુઃખ થયું. પરન્તુ ઉપાય ન હતો. કારણ તેના પંજામાંથી છુટવા તેને સપડાવવોજ જરૂરનો હતો.

ધીમે ધીમે તેઓ ચાલતાં ચાલતાં નદી તીરે આવી પહોંચ્યાં. નદીના વહેતા જળનો ખળખળ અવાજ આવતો હતો. કિનારાપરના ફાનસના પ્રતિબિંબ જળમાં પડતાં હતાં. તે સિવાય સર્વત્ર અંધકાર જણાતો હતો. રેબેકા નદી તીર આગળથી બીજે એક રસ્તે કોલન્કી સાથે ચાલવા લાગી. તે રસ્તા પર એક બાજુ એક ઘોડા ગાડી ઉભેલી તેણે જોઇ. ગાડીનાં બારણાં બંધ હતાં. ગાડીવાન કોચબાકસ ઉપર જાણે ભરઉંઘમાં પડ્યો હોય તેમ જણાતો હતો.

નદીના કિનારાથી આ રસ્તો બહુ દૂર નહતો. રસ્તાની બન્ને બાજુએ મોટી મોટી વખારો હતી. દિવસે આ ભાગ વેપારીઓથી વસાયલો રહેવા છતાં રાત્રે કેવળ વસ્તી વગરનો બની જતો. કોઇપણ માણસ આ રસ્તા પર જણાતું નહતું. રેબેકાએ ચારે તરફ નજર કરી પણ તે ગાડીવાન વિના બીજું કોઇ માણસ તેને દેખાયું નહિં. તે સમયે પૂર્વમાં ચંદ્ર ઉગ્યો હતો.

રેબેકા ચાલતી ચાલતી તે ગાડીની પાસે આવી અટકી. તેણે કોલન્કીને કહ્યું: "રાતને વખત આ વસ્તીવગરના રસ્તા ઉપર આ ઘોડાગાડી કેમ ઉભી રહી હશે? ગાડીવાનેય ઉંઘતો હોય એમ લાગે છે. આવે સમયે અહીં ગાડી શા માટે ઉભી હશે, કંઇ સમજાતું નથી."

"તે જાણીનેય આપણને લાભ શો છે? ગાડીવાને ખૂબ ઢીંચ્યો હશે એમ લાગે છે."

કોલન્કીની વાત પુરી થતાંજ એક વખારને ઓથેથી ત્રણ માણસ કોલન્કીની પાછળ આવી તેના પર તૂટી પડયા. આ હુમલો એનો ઓચિંતો થયો કે પોતાનો બચાવ તો ઠીક પણ મ્હોંઢામાંથી એક બૂમ પણ તે ન પાડી શક્યો. હુમલો કરનારાઓએ ઝડપથી એક સાલ તેના માથા અને મોંઢા પર વીંટાળી દીધી અને તેના બંને હાથ તેના શરીર સાથે મજબુત બાંધી લીધા.

ગાડીવાનની ઉંઘ ક્યાંય ઉડી ગઇ. તેણે કોચબોકસ પરથી કુદી પડી ગાડીનો દરવાજો ઉઘાડી નાખ્યો. કોલન્કીને ગાડીમાં નાખી હુમલો કરનારા પણ ગાડીમાં ચઢી બેઠા. ગાડીવાન નિર્વિકાર–ચિત્તે અસલની માફક ગાડીનો દરવાજો બંધ કરી કોચબોકસ પર ચઢી બેઠો અને ઘોડાની પીઠ પર ચાબુક ફટકાવી તેણે ગાડી દોડાવી મૂકી. બે મીનીટમાં આ બધું બની ગયું. ગાડીમાં બધું ચુપચાપ હતું. દોરડાથી બંધાયલો કોલન્કી છૂટકૂટ કરવા લાગ્યો. તેનું મોઢું પણ બાંધી લીધેલું હતું. તેથી તે બુમ પાડી શકે તેમ નહતું.

કોલન્કીના ઉપર હુમલો થતાંજ રેબેકા જરા દૂર ખસી જઇ કોઇની રાહ જોવા લાગી. ગાડી ચાલી ગયા પછી તે વખારની પાછળથી એક માણસ રેબેકાની પાસે આવ્યો. તે મોજે હતો. રેબેકા તે વખત ભયથી કંપતી હતી. દીવાના પ્રકાશમાં રેબેકાનો આ ભયભીત ભાવ જોઇ મોજે તેનો હાથ પકડી તેને શાંત કરતો બોલ્યો:

“ હવે કશોય ભય નથી, બ્હેન ! આપણું કાર્ય નિર્વિઘ્ને પૂરૂં થયું છે. હવે ચાલ. જલ્દી પલાયન કરી જઇએ.”

મોજે તરત જ રેબેકાને લઇ ત્યાંથી ચાલ્યો ગયો. કોલન્કીને લઇ પેલી ગાડી શહેરમાં આવી તે વખત મધ્યરાત્રી થઇ હતી. છતાં હોટલોમાં અને કાફેમાં હજી તેટલી જ ધમાલ હતી. શહેરમાં રસ્તા ઉપર હજીય લોકો ફરતા હતા. પરંતુ ગાડીના દરવાજા બંધ જોતાં કોઇએ ગાડીવાળાને કંઇજ પૂછ્યું નહિં. ગાડીમાં એક માણસ દોરડાથી બંધાઇ પડયો હતો તેની શંકા પણ કોઇને આવી નહિં.

કોલન્કી છૂટ ફૂટ કરતો હતો તે જોઇ તેની સાથેના ત્રણ માણસમાંનો એક જણ કઠોર–સ્વરે બોલ્યો: “ અલ્યા જાસુસ ! જો જીવતું રહેવું હોય તો છાનો માનો પડી રહે. જો ગડબડ કરી નાસવાની કોશીશ કરીશ તો આ છરી છાતીમાં ખોસી દઇ ગાડીમાંજ રામ રમાડી દઇશ. તેં ચોર જોયા હશે પણ ખુની હજી નહિ જોયા હોય તે જોઇશ. તને મારી નાખવાની ઇચ્છા નથી. પણ તું તારી ઇચ્છાથી મરે તો અમને કાંઇ હરકતેય નથી.”

કોલન્કીએ જોયું કે યત્ન કરવા છતાંય દોરડાના બંધમાંથી છૂટી શકાય તેમ નથી. તેમ જ ત્રણ બળવાન ભીમકાય દસ્યુ આગળ એકલાથી કાંઇ થઈ શકે તેમ નથી તેથી છૂટકારાની આશા છોડી દીધી. તે ભયથી વ્યાકુળ થઇ કંપવા લાગ્યો. ગાડી આડી અવળી ફરતી હતી. બે કલાક નીકળી ગયા હતા. કોલન્કી ભયથી અધીરો થઇ ગયો. શાલવડે મોઢું બાંધી લેવાથી તેનો શ્વાસ પણ કંઇક ભાગે રૂંધાતો જતો હતો. તેનું આખું શરીર ઝણઝણી રહ્યું હતુ. તેને ક્યાં લઇ જવામાં આવતો હતો તે તે ન જાણતો હોવા છતાં તે નિહિલિસ્ટોના પંજામાં સપડાયો છે એમ તેની ખાત્રી થઇ ગઇ હતી.

છેવટે એક ત્રણ માળના મકાન આગળ ગાડી ઉભી રહી. કોલન્કીને ગાડીમાંથી ખેંચીને મકાનમાં લઇ જઇ દાદર ચઢાવી ત્રીજે માળે એક એકાંત ઓરડીમાં તેને લઇ જઈ તેના મોઢા ઉપરનું બંધન છોડી નાખવામાં આવ્યું. તેમજ શરીર ઉપરનાં દોરડા પણ દૂર કરવામાં આવ્યાં. તે ઓરડીમાં ભોંયપર ઘાસ પાથરેલું હતું. કોલન્કી તેના ઉપર શિથિલ થઇ પડયો.

કેટલીકવાર પછી કોલન્કી ઉંઘી ગયો. તે જાગ્યો ત્યારે જાળીયામાંથી સૂર્યનાં કિરણો તે ઓરડામાં આવતાં હતાં. કોલન્કી ઉઠી બેઠો થયો. ગઇ રાત્રીના બનાવો યાદ કરવા લાગ્યો. તેને લાગ્યું કે રેબેકાએજ તેને ઠગીને ફસાવ્યો હતો. ક્રોધથી તે પીંજરામાંના વાઘની પેઠે ગર્જન કરવા લાગ્યો. અધીરો થઇ તે ઓરડીમાં આંટા મારવા લાગ્યો.

આ ઓરડીમાં એક બારણું અને એક જાળીયુ હતું. જાળીયું નાનું હતું તથા તેમાં લોખંડના સળીઆ હતા. કોલન્કીએ તે બારણામાં કેટલીય લાતો મારી તથા જાળીઆમાંના સળીઆ ઉપર પણ જોર અજમાવ્યું છતાં કાંઇ વળ્યું નહિં. છેવટે નિરાશ થઇ ક્રોધમાં માથાના વાળ પીંખવા લાગ્યો. તેનું મોઢું તથા આંખો ફુલેલી દેખાવા લાગી. મોઢેથી અસ્ફુટ વાક્યો બોલતો, તે ભોંયપર પડયો અને બેભાન થઇ ગયો.

જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે તે ઓરડીમાં એકખુણામાં ટેબલપર કાંઇક ખાવાનું તથા થોડો દારૂ પડેલો તેણે જોયો. તે સમજ્યો કે થોડા વખત પહેલાંજ તે ત્યાં કોઇ મુકી ગયું હતું. કોલન્કીને ભૂખ ઘણી લાગી હતી. તે તરતજ ખાવા લાગ્યો. તેને લાગ્યું કે આ લોકો ખાવાનું મૂકી ગયા છે એટલે મને જીવથી મારવાની તો તેમની ઇચ્છા જણાતી નથી. છતાં નિહિલિસ્ટોનો વિશ્વાસ ન રખાય.

ખાઇ રહ્યા પછી તે જરા સ્વસ્થ થયો. તેના મનમાં કંઇક આશાનો સંચાર થયો મોઢું વિકૃત કરતો તે બોલ્યો: "રાક્ષસી રેબેકા ! તું ખરેખર

શયનાની છે. તારૂં કદર્ય હૃદય રૂપ વડે મઢાયલું છે. તેં ધાર્યું હશે કે મને કેદ કરાવીને પલાયન કરી જઇશ. પણ તું જઇશ કયાં? હું તો આઠ દશ દિવસ પછીય છૂટો થઇશ. પછી તને પાતાળમાંથી ખોળી કાઢીશ. તારા રૂપથી હવે ન ભૂલું. તને મારે હાથે પરલોક પહોંચાડયા વિના હવે મને શાન્તિ થનાર નથી. જો કોઇ પણ રીતે અહીંથી જલ્દી નાસી છૂટાય તો તને મારે હાથેજ પૂરી કરી નાખું. હવે વિલંબ નજ થવો જોઇએ."

કોલન્કી ઉઠી જાળીઆ પાસે ઉભો. જાળીઆની બહાર લાકડાની કારનીસ હતી. તેની નીચે ઘણી છુટી જગ્યા હતી. કોલન્કી આંખો ફાડીને જોવા લાગ્યો પણ તેને બીજું કંઇજ દેખાયું નહિ. કોઇ તરફથી કાંઇ શબ્દ પણ તેને સંભળાતો નહતો. ચારે તરફ નિઃસ્તબ્ધ હતું.

કોલન્કી આખો દિવસ તે ઓરડામાં પુરાયલોજ રહ્યો. સંધ્યાકાળ પછી એક માણસ એક વાસણમાં કાંઇક ખાવાનું લઇને ત્યાં આવ્યો. તેના મોઢા પર એક કાળુ લુગડુ હતું અને હાથમાં એક તીક્ષ્ણ ધારવાળો છરો હતો. તેણે ટેબલ પર ખાવાનું મૂકયું અને કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના બહાર નીકળી બારણું બંધ કરી દીધું. કોલન્કી પણ કંઇ બોલ્યો નહિં. કેટલીક મીનીટ સુધી તે બારણા તરફ જોઇ રહી મનમાં બબડયો: "એ રાંડ પાપિણીની હત્યા કરવા મારે બચવુંજ જોઇએ. ખાધા વિના તો જીવાય નહિં. જીવવા માટે ખાવુંજ જોઇએ. જે મળે તે ખરૂં."

એ રાત પણ તેણે ત્યાં જ ગાળી, પણ આ બે દિવસમાં તેનામાં એટલો બધો ફેરફાર થઇ ગયો હતો કે તેને એકાએક જોનાર કદી ઓળખી પણ શકે નહિ. બીજે દિવસે તે નાસી છૂટવા માટે અધીરો બની ગયો અને જાળીઆ નજીક ટેબલ લાવી તેના ઉપર ચઢયો. જાળીઆમાં બે મોટા લોખંડના સળીઆ હતા. પણ તે તેનાથી હાલ્યા સુદ્ધાં નહિં. તેણે બને તેટલું માથું તે સળીયા વચ્ચે ઘાલી નીચે જોવા માંડયું પણ નીચેનો કોઇ ભાગ પણ તેની નજરે પડયો નહિં.

કેટલાક કલાક પછી મોઢુ ઢાંકી એક માણસ આવી તેને માટે ખાવાનું મૂકી ગયો. તે દિવસ પણ તેણે કોલન્કી સાથે કશી વાતચીત કરી નહિ.

કોલન્કી ખાધા પછી પાછો છટકવાના ઉપાયનો વિચાર કરવા લાગ્યો. કોઇ ઉપાય ન જડવાથી તે હતાશ થયો. છતાં તેણે પોતાનો નિશ્ચય ન છોડયો. કદાચ જો તેણે તે નિશ્ચય છોડયો હોત તો તે ગાંડોય થઇ જાત.

---

## પ્રકરણ ૧૯ મું.

### છુટકારો.

કોલન્કીને બન્ને વખત ખાવાનું મળતું હતું તેથી તેની ધારણા થઇ હતી કે આ લોકો તેનું ખૂન કરવાના નથી. કારણ જો ખૂન કરવું હોત, તો જ્યારે તેના પર હુમલો કરવામાં આવ્યો તેજ વખત કરત. પરન્તુ તેમ ન કરતાં તેને કેદ કરીને બન્ને વખત ખાવાનું આપવામાં આવતું હતું. આથી તે નિશ્ચય ઉપર આવ્યો કે સોલોમન તથા રેબેકાને નાસી જવાનો સમય મળે તેટલાજ ખાતર તેને નિહિલિસ્ટોએ આમ કેદ કરી રાખ્યો હતો. આ બધું કાવતરૂં રેબેકાનુંજ હતું. તેનો અનહદ પ્રેમ હવે વેરના રૂપમાં બદલાઇ ગયો હતો. તેને થતું હતું કે જો રેબેકા તેના હાથમાં આવે તો તેનું ગળું દબાવી તેનો તે જીવ લે. તેની આંખો પણ ખેંચી કાઢે. એના મનની અવસ્થા એવી થઇ ગઇ હતી કે રેબેકાનું ખૂન કરવા મૃત્યુને આલીંગવું પડે તોય તે તૈયાર હતો.

સંધ્યાકાળનો અંધકાર ગાઢ થતાં કોલન્કી તૃણ શય્યાપરથી ઉઠી જાળીઆ પાસે આવ્યો. તે લોખંડના સળીઆ ઝાલી ખેંચાખેંચ કરવા લાગ્યો પણ તેથી તો તેના હાથ ફુલી અને છોલાઇ ગયા. આખે શરીરે પસીનો થઇ ગયો અને તે હાંફવા લાગ્યો.

તે હતાશ થઇ બેસી ગયો. અને ઉંચે જોઇ વિચાર કરવા લાગ્યો. કાંઇક વિચાર આવતાં તે ઉઠયો અને ટેબલ ઉપર ઉભો રહી છતને હાથ લગાડી જોવા લાગ્યો. તેના હૃદયમાં કાંઇક આશા ઉદ્ભવી. તેણે ખીસા-માંથી મોટો ચપ્પુ કાઢી છતમાં મારવા માંડયો. ચપ્પુની અણીથી છતમાંની ઇંટનો એક કટકો નીચે પડયો. ધીમે ધીમે તેણે તે ભાંગેલી ઇંટ કાઢી

લીધી અને ઉપરનું ચુના તથા સીમેન્ટનું પડ પણ ચપ્પુવડે ખોદી નાખ્યું. છેવટે છતમાં એક નાનું કાણું પડયું.

કોલન્કીએ પ્રથમથીજ ઓરડીમાંનું ઘાસ ટેબલ ઉપર પાથરી દીધું હતું જેથી ચુનો તથા ઇંટના કડકા પડવાનો અવાજ ન થાય. ધીમે ધીમે તેણે આજુબાજુની ઇંટો પણ કાઢી નાખી અને પીઢોની વચ્ચેની જગ્યા ખુલ્લી કરી નાંખી.

આ કાર્ય કરવું સ્હેલું ન હતું. પરંતુ છૂટકારાની આશામાં તે મંડયોજ રહ્યો. આખરે જેમ કસરતી જવાન સમાંતરબાર–પેરેલલબાર— ઉપર ચઢે છે તેમ બે હાથના બળ ઉપર આધાર રાખી બે પીઢોની વચ્ચે થઇ તે ઉપર અગાસીમાં પહોંચ્યો. અગાશીમાંનો મુકત પવન લાગતાંજ તેને આનંદ થયો.

શત્રુ ન જાણે તેમ તે ઓરડીમાંથી તો છૂટયો પણ હજી તેને ઘણું કરવાનું હતું. થોડીવાર પછી દેવળની ઘડીઆળમાં નવ વાગ્યા. તે અગાસીમાં બેઠો બેઠો ચારે તરફ નિર્નિમેષ નયને અંધકારમાં જોઇ રહ્યો. તેને જણાયું કે તે મકાનની નજીક કોઇ ઘર ન હતું. અંધકારમાં છૂટાં છૂટાં મકાનો તેની નજરે પડતાં હતાં. દક્ષિણ દિશામાં છ સાત માઇલ દૂર સેંટપીટર્સબર્ગની અટ્ટાલિકાઓમાં બળતા દીવાઓ અહીંથી જણાતા હતા પણ પૂર્વ પશ્ચિમ અને ઉત્તરમાં ગાઢ અંધકાર હતો. કૃષ્ણપક્ષની રાત્રિ હોવાથી ચંદ્રોદય ન થવા છતાંય નક્ષત્રના પ્રકાશમાં કોલન્કી અસ્પષ્ટ રીતે પણ જોઇ શકતો હતો.

અંધારામાં અગાસીમાંથી ઉતરવું મુશ્કેલ થઇ પડે તેથી કોલન્કી બેઠો બેઠો ચંદ્રોદયની રાહ જોવા લાગ્યો. તેના દુશ્મનો રાત્રે કદી તેની તપાસ કરવા આવતા ન હતા. તેથી તે રાત્રે પણ કોઇના આવવાની તેની ધાસ્તી ન હતી તેથી તે કેટલીક રીતે નિશ્ચિંત હતો.

ધીમે ધીમે ચંદ્રોદય થયો. ક્ષીણચંદ્રના પ્રકાશમાં પણ કોલન્કી દૂર દૂરનાં ગામડાં જોવા લાગ્યો. તેણે દીર્ઘનિશ્વાસ નાખી અગાસી ઉપરથી નીચે નજર કરી. તેનું માથું ફરવા લાગ્યું. જ્યાં તે બેઠો હતો ત્યાંથી સાઠ ફુટ નીચે જમીન હતી. કોઇપણ ઉપાયે નીચે ન ઉતરાય તો તેનો છૂટકારો થાય તેમ ન હતું. પરંતુ શો ઉપાય કરવો તે તેને ન સમજાયું. રાત્રિ ધીમે ધીમે વધવા લાગી. પૂર્વમાંનો ચંદ્ર ધીમે ધીમે માથાપર આવી પહોંચ્યો. જો કોઇ તપાસ કરવા આવે અને નાસી જવાના ઉદ્દેશથી અગાસીમાં ગયેલો તેને જુએ તો તેનું મૃત્યુ અનિવાર્ય હતું એ બાબત તેને સંદેહ ન હતો. આથી તે નીચે ઉતરવાનો ઉપાય શોધવા લાગ્યો.

રેબેકાને પોતાને હાથે શામશરણુ કરવા તથા તેના બાપને સાઇબીરીઆમાં મોકલવા તે એટલો તો અધીરો બની ગયો કે નીચે ઉતરવામાં ગમે તેવા ભયંકર ઉપાયનું અવલંબન કરવા પણ તે તૈયાર હતો. તે ધીમે ધીમે ઉઠી ચારે તરફ જોવા લાગ્યો.

અગાસીના એક ભાગમાં એક ધૂમાડીયાનું ભુંગળું હતું. કોલન્કીએ બે પગ તે ભુંગળાને ભરવી છરીથી બાજુની બે ઇંટો ધીમે ધીમે કાઢી નાખી તેમાં કાણું પાડ્યું. અહીંથી તેને બીજા માળનો એક કઠેરો દેખાયો. આથી તેણે ધાર્યું કે કોઇ રીતે તે કઠેરા ઉપર ઉતરાય તો જરૂર તે નીચે ઉતરવાનો કાંઇક રસ્તો શોધી શકે. પણ ઉપરથી તે કઠેરા ઉપર શી રીતે ઉતરવું તે તેને સુઝ્યું નહિ. કઠેરો તેને છતથી નવ ફુટ નીચે જણાયો. દોરીની સહાયથી જો લટકાય તો પગ કઠેરા પર પહોંચે એમ તેને લાગ્યું. પણ દોરી લાવવી ક્યાંથી ?

કેટલીકવાર વિચાર કરી તેણે કોટ, જાકીટ તથા ખમીશ કાઢયાં. સાથે સાથે ખીસાનો રૂમાલ કાઢી પરસ્પર બાંધ્યાં. પછી તેણે રૂમાલનો બીજો છેડો ઉપરની જે પીઠ ઉઘાડી હતી તેની સાથે બાંધ્યો. અને પછી આ લુગડાના આધારે તે લટકયો. તેનો કોટ જાકીટ સાથે બાંધેલો હતો, પણ તે જોઇએ તેવો મજબુત રીતે બંધાયો ન હતો. આથી જેવો બીજે છેડે તેના શરીરનો તમામ ભાર આવી પડયો કે તે ગાંઠ એકદમ છુટી ગઇ. આથી તે કઠેરાની રેલીંગ પર પડયો. પણ તે જુનું સડેલું લાકડું તેનો ભાર સહન કરી શકયું નહિં. કોલન્કી ત્યાંથી પચાસ ફુટ નીચે પડી ગયો. રૂમાલ અને કોટ ઉપર લટકી રહ્યાં. જાકીટ અને ખમીશ તેની સાથેજ રહ્યાં.

પડતાં પડતાં કોલન્કીના મુખમાંથી બ્હીકને લીધે એક ચીસ નીકળી ગઇ. પરંતુ પડતાંની સાથેજ તેનાં હાડકાં ચૂરો થઇ ગયાં. માથુ ફાટી લોહી વહેવા લાગ્યું. તે બેભાન થઇ જડની માફક પડયો.

તે મકાનને બીજે માળે બે માણસો સુતા હતા. તે આ કઠેરો ભાગવાના તથા કોલન્કીના પડવાના અવાજથી જાગી છજામાં આવી નીચે જોવા લાગ્યા. ચંદ્રના અજવાળામાં કોલન્કીને જોતાંજ તેઓ સમજી ગયાં કે નાસવા જતાં તે પટી ગયો હતો.

નીચે આવીને તે કોલન્કીને તે મકાનમાં લઇ ગયા. હજી કોલન્કીનો શ્વાસપ્રશ્વાસ ચાલુ હતો. અને ભાન ન હોવા છતાં ઠેકાણે ઠેકાણે

વાગ્યાથી થતી અસહ્ય યંત્રણાથી ઉંહકારા કરતો હતો. નિહિલિસ્ટોએ તેને એક ખાટલામાં સુવાડી તેની શુશ્રૂષા કરવા માંડી. તેને બ્રાન્ડી પાઇ સબળ કરવા યત્ન કર્યો. પરંતુ તેનું કાંઇજ ફળ આવ્યું નહિ. એક કલાકમાં તે આ દુનિયા છોડી ગયો. તે વખતે દેવળના ઘડીઆળમાં બેના ટકોરા થયા. સોલોમનનો શ્રાપ આ રીતે ફળ્યો.

ચારવાગે કોલન્કીના શબને એક મોટા થેલામાં બંધ કરી દઇ, તે થેલાને એક વાંસ ઉપર લટકાવી બંને જણ ખભે લઇ નદી તીરે ગયા. અને પાંચ વાગ્યા પહેલાંતો તે થેલાને જોરથી નદીના ઉંડા ગર્ભમાં ફેંકી દીધો. કોલન્કીના શોચનીય પરિણામની વાત કોઇ જાણવા પામ્યું નહિ. ચીરવહેતી નદી હમેશ માટે તેને પોતાના ઉદરમાં સમાવી વહેવા લાગી.



# પ્રકરણ ૨૮ મું.

## અવસાન

ઘણા દિવસ સુધી મોજેના કાંઇ સમાચાર ન સાંભળવાથી કાઉન્ટ નિશ્ચિંત થયો; અને ધીમે ધીમે મોજેને વીસરી પણ ગયો છતાં કાઉન્ટ અને કાઉન્ટેસ વચ્ચે થયેલા મનાન્તરનું અંતર દિન પ્રતિદિન વધતું જ ગયું.

આન્નાને પણ જેમ જેમ જમાઇના ગુણોની ખબર પડતી ગઇ તેમ તેમ તે પણ તેના તરફ વીતસ્પૃહ થતી ગઇ છતાં તેની સાથે જાહેરમાં બોલચાલ કરવાની તેની હિમ્મત ન ચાલી. પોતેજ પસંદ કરેલા જમાઇ સાથે તકરાર કરવાથી લોક–નિંદાનો ભય લાગતો.

જેમ જેમ કાઉન્ટ તરફથી બર્થાનું મન ઓછું થતું ગયું તેમ તેમ કાઉન્ટ પણ તેના તરફ બેદરકાર થઇ મદિરામાં મસ્તાન થતો ગયો. બર્થા પોતાની માને ત્યાંજ રહેવા લાગી. ઘણી વખત તેના મનમાં જોસફ કુરેટની છબી તાજી થઇ આવતી. તે પોતાને હજારો શ્રાપ દેતી, અને બબડતી કે " જો પૈસાથીજ સુખી થવાતું હોત, તો મારા જેવું સુખી કોઇ દુનિયામાં હોતજ નહિં. પણ ખરી રીતે મારા જેવું દુઃખી બીજું કોઇ જ નહિં હોય."

ઘણી વખત કાઉન્ટ બર્થાનું મન મનાવવા તેને ત્યાં જઇ પ્રયત્ન કરતો. કારણ તેમ ન થાય તો સાસુના તરફથી મળતા "ચેક" બંધ થઇ જાય. પણ બર્થા તેના એ અભિનયમાં ભૂલતી નહિં. તે તેનું અપમાન ન કરતી પણ પોતાની ઉદાસિનતા તો જરૂર જણાવતી. કાઉન્ટ પણ સમજી ગયો હતો કે બર્થાને પોતાના તરફ લેશ પણ પ્રેમ નહોતો.

એક દિવસ છેવટે તેણે પોતાનો સ્વામી તરીકેનો અધિકાર બજાવવાનો વિચાર કર્યો. તે બર્થા પાસે જઇ કહેવા લાગ્યોઃ " જો બર્થા ! પણ ઘણાય દહાડાથી હું તારી આ અવગણના સહન કરી રહ્યો છું. પરન્તુ મારી સહનશીલતાનેય હદ છે એમ તારે જાણવું જોઇએ."

"એમ કે? મારી અવગણના કયાં જોઇ, કહો તો ખરા?"

"તું મારૂં તો માનતીજ નથી. અને મારી સાથે ઘેર ન આવતાં તારી માની પાસે પડી રહે છે. એ બધું શું?"

"એજ ને! જો માને ત્યાં રહેવામાં અવગણના લાગતી હોય તો એ અવગણના તો જરૂર થવાની."

"જો બર્થા! હું તારો સ્વામી છું. તારા ઉપર મારો અધિકાર છે. હું એ અધિકાર સાબીત થયેલો જોવા માગું છું. ભવિષ્યમાં તારે મારી સાથેજ તે ઘરમાં રહેવું પડશે. મારા મિત્રો તથા અતિથિઓનું સ્વાગત કરવું પડશે.

"તમારી સાથે ઝઘડો કરવાની મને જરાય ઇચ્છા નથી. પણ હવે તમે મને તમારે તાબે રહેવાનો જરાય આગ્રહ કરશો નહિં. એ આશાજ છોડી દો. તમારો હુકમ હું માની શકું તેમ નથી. તમે મારા સ્વામી છો અને તમારા તરફ મારૂં કાંઇક કર્તવ્ય છે—એ વાત હું ભૂલી ગઇ નથી. પરંતુ તે કર્તવ્ય માટે હું મારી સ્વાધીનતા છોડી દઉં, અને માના પ્રરતી સુખશાન્તિ છોડી તમારી પાસે પડી રહું એ વાત કદી બનવાની નથી."

"એમ? વાત આટલી હદ સુધી આવી છે? ઠીક. ભલે તું તારી માને ઘેરજ રહે. હું પણ મારી મરજી મુજબ ચાલીશ. મારા કોઇ વર્તનથી તું દુઃખી થાય તેની હવે મને જરાય પરવા નથી. તારા સામુય હું નથી જોવાનો"

"જેવી તમારી ખુશી" બર્થાએ મોઢું બીજી તરફ ફેરવી લીધું."

કાઉન્ટની વધુ કાંઇ બોલવાની હિમ્મત ન ચાલી. તે દુઃખે ક્રોધે અધીર થઇ પાછો ચાલ્યો ગયો. બુઢી આન્ના તે વખત બહાર ગઇ હતી તે પાછી આવી પણ બર્થાએ કાઉન્ટ સંબંધી કશી વાત તેને ન કરી પરંતુ આન્ના તરત જ સમજી ગઇ કે કાઉન્ટ કાઉન્ટેસ વચ્ચે કાંઇક બોલચાલ થઇ છે. બર્થા માટે તેને ઘણું લાગી આવ્યું. તેને એમ પણ થયું કે પોતાના ખ્યાલી વિચારોથી દોરાઇ જે કર્યું તેનો ભોગ બિચારી બર્થા થઇ પડી છે. આથી તેને મનમાં ઘણો પશ્ચાતાપ પણ થવા લાગ્યો. તે પોતાની નિર્બુદ્ધિના ઉપર ધિક્કાર વર્ષાવવા લાગી. પરન્તુ મ્હોઢું ઉઘાડી કાંઇજ બોલી નહિં. તેણે ધારી લીધું કે દંપતિ—કલહ જ્યારે ત્યારે પણ બંધ થઇ જશે જ.

એ સમયમાં એક સોશીયાલીસ્ટે જ્યુરિચ આવી મજુર લોકોને ભાષણો આપી ઉશ્કેરી મૂકયા. "આટઆટલાં કારખાનાંના માલીકો પૈસાના

ડુંગર પર બેસી મોજમઝા કરે છે તે કોના વડે? એ બધું કોની મહેનતનું ફળ? તમારાવડેજ એમની સાહ્યબી છે. તમારા વડેજ એ લોકો આટલો પૈસો મેળવે છે. અને તમે ભૂખે મરો છો. માંદા પડો છો ત્યારે તમને કોઇ દવા દારૂનીય સગવડ નથી કરી આપતું. તમારા બાળકોને શિક્ષણ પણ નથી મળતું. તમારા આ બધા અભાવ દૂર ન થાય તો તમારે શા માટે એમનાં કારખાનામાં કામ કરવું જોઇએ? તમને વધુ પગાર મળવોજ જોઇએ. તમારી તમામ સગવડો માલીકોએ સાચવવીજ જોઇએ વીગેરે ભાપણોથી મજુરોએ ચારે તરફ હડતાળ પાડી.

સ્મીથ એન્ડ સન્સના કારખાનામાં જો કે બીજા કરતાં પગાર સારો હતો; તથા તેમની સાથેનું વર્તન કેટલેક અંશે ઠીક હતું છતાં જ્યાં હડતાળનો પવન વાય ત્યાં બાકી શું રહે? ત્યાં પણ હડતાળ પડી ઘણા યત્નો કરવા છતાં કાંઇ વળ્યું નહિં. આખરે હડતાળીઆઓના નેતાઓ સાથે સલાહ કરવાના ઇરાદાથી આન્નાએ તેમના નેતાને પોતાના કારખાનામાં બોલાવ્યા. અગીઆરથી છ વાગ્યા સુધી વાટાઘાટ ચાલી પરંતુ સમાધાન થવાને બદલે નેતાઓએ છાતીમાં વાગે તેવા જવાબ આપવા માંડયા. આખરે સ્થૂલાંગી આન્ના થાકી ને ઘેર આવી.

તે આવી તેવીજ પોતાના શયનકક્ષમાં જઈ સુઇ ગઇ. આખા દિવસના શ્રમ પછી તેને બોલાવવા યા તેના આરામમાં વિક્ષેપ કરવાનું સાહસ કોઇ કરી શક્યું નહિ. સાત થઇ ગયા પછી જમવા માટે જ્યારે દાસી તેને બોલાવવા ગઇ ત્યારે કાંઇ જવાબ ન મળતાં તેણે તેના શરીરને હાથ અડકાડયો પણ તે કેવળ ઠંડું માલુમ પડવાથી તે બુમ પાડી ઉઠી. તેની બુમોથી બર્થા ત્યાં આવી પહોંચી. આન્ના તો આ લોકનો ત્યાગ કરી પરલોકમાં ચાલી ગઇ હતી. "મા. મા" કરતી બર્થા તેના દેહ પર ઢળી પડી. આખા ઘરમાં રડારોળ થઇ રહી.



## પ્રકરણ ૨૧ મું.

---

## રેબેકાને ફુરેટ.

આ નામીથના શબને મહાસમારોહથી દફનાવવામાં આવ્યું. તેની પાયદસ્તમાં જ્યુરિચનાં ગરીબ તવંગર વગેરે ઘણા લોકો ગયા હતાં. પરંતુ તેના મરણથી દીલગીર થનારામાં તો માત્ર તેનાં સંતાનોજ હતાં. જ્યુરિચની વસ્તીનો ઘણો ખરો ભાગ તેના દંભ, મોટાઇ અને આડંબરની ઇર્ષ્યા કરતો હતો. એટલે એને માટે દીલગીર થનાર બ્હારનું કોઇજ નહતું.

બધા કરતાં બર્થાને આ બનાવથી ઘણું લાગતું હતું. કારણ એને આનાની જબરી ઓથ હતી. તે જતાં એને બધે શૂનકાર જણાવા લાગ્યું. તેના હૃદયને એવો તો આઘાત પહોંચ્યો કે તે માંદી પડી ગઇ. કાઉંટ આ વખત પણ તેના તરફ બેદરકાર રહ્યો. ધીમે ધીમે બર્થા સારી થઇ પણ દુર્બળતાને લીધે તથા માતાની હુંફાળી ગોદ જતી રહેવાથી તેના શરીર પર નુર હતું નહિં. ડોકટરે તેને કેટલોક વખત હવાફેર જવા માટે કહ્યું.

આટલા દિવસ પછી કાઉંટની આંખ ઉઘડી. તેને સમજાયું કે આટલા દિવસ તો શ્રીમતી સાસુજીની કૃપાથી જ્યારે જોઇએ ત્યારે ચેક મળી જતો હતો. પણ હવે જો બર્થા ખુશી ન થાય તો મોજમજાહ કરવાના વાખા પડી જાય. આથી તે અનેક પ્રકારે બર્થાનું મન મનાવવા તૈયાર થયો. પણ બર્થાનો પ્રેમ તેના તરફ જરાય ઢળતો નહિં. જો માંદગી દરમ્યાન કાઉંટ બર્થાની પાસે રહ્યો હોત તો કદાચ પડેલો ચીરો સંધાઇ જાત. પણ હવે ઘણું મોડું થઇ ગયું હતું. ડોકટરની સલાહથી કાઉંટના મનમાં કાંઇક આશાનો સંચાર થયો. તેને લાગ્યું કે જો બર્થા તેની સાથે મુસાફરી કરે તો તેનું મન મનાવી લેવાના ઘણા પ્રસંગો મળે. આથી

તેણે બર્થાને હવાફેર કરવા તથા પોતે સાથે જવાનો આગ્રહ કર્યો. બીજા કોઇ સાથે જવા કરતાં કાઉન્ટ સાથે જવાનું બર્થાએ યોગ્ય માન્યું. અને તેમણે ફ્રાન્સ તથા લંડન જવાનો વિચાર કરી બધી તૈયારીઓ કરવા માંડી.

બધી તૈયારીઓ થઇ રહેતાં કાઉન્ટે મકાન બંધ કરી પ્રહરીને ત્યાં દેખરેખ માટે મૂકયો અને પોતે સાથે એક પરિચારિકા તથા એક નોકરને લઇ બર્થા સાથે ઉપડી ગયો.

યોગ્ય સમયે બુઢી આન્નાએ કરેલું વીલ વંચાયું. તેમાં એક કલમ એવી હતી કે, બર્થાનું લગ્ન થઇ ગયું છે અને બંને પુત્રોનાં લગ્ન તુરતમાંજ થવાનાં છે માટે "બોસીન્જોર" કોઇનેય રહેવા માટે ન રાખતાં તેની સાથેના બાગ બગીચા સહિત વેચી નાખવું અને એ નાણાં બીજી મીલ્કતમાં ભેળવવાં અને તે બધી મીલ્કત અને નાણાંના વીલમાં જણાવ્યા મુજબ વ્યવસ્થા કરવી. પરંતુ તેના ગાડી ઘોડા તથા બીજો સામાન, ચિત્રો વગેરે જંગમ મીલ્કત બંને પુત્રોને સમાન વહેંચી આપવી.

આથી તે સુરમ્ય મકાન વેચવા માટે જાહેર ખબર કરવામાં આવી. આથી લોકોનાં ટોળેટોળાં તે જોવા આવવા લાગ્યાં. જેમને લેવાની શકિત યા ઇચ્છા નહોતી તે પણ તે મકાન જોવા આવવા લાગ્યાં. જેમની હિમ્મત તે મકાનની નજીક પણ આવવાની થતી ન હતી તેઓ પણ તેમાં ચારે તરફ ઘુમવા તથા જોવા લાગ્યા.

આ તરફ રેબેકા કાઉન્ટને પાયમાલ કરવા કૃતનિશ્ચય થઇ હતી. મોર્જેને પણ પોતાના અપમાનનો બદલો લેવાની પ્રબળ ધૂન જાગી હતી. રેબેકાનું દુઃખ તથા પોતાને પૈસા સંબંધી ઘણું નુકશાન થવા છતાં કાઉન્ટને પાયમાલ કરવાની સોલોમનને ઇચ્છા ન હતી. પરંતુ નાણાંનો ધક્કો તથા સેંટપીટર્સબર્ગ છોડવાથી તેના હૃદયને એવો આઘાત પહોંચ્યો હતો કે તેનું શરીર એકદમ ભાગી પડયું હતું. રેબેકા સિવાય તે એક ક્ષણ પણ રહી શકે એમ ન હતું. તેથી લાચારીથી તે રેબેકાના મતને અનુકૂળ થયો. તેઓ સેંટપીટસબર્ગથી જ્યુરિચ આવી પહોંચ્યાં.

કોલન્કી સિવાય નિહિલિસ્ટો સાથેના તેમના સંબંધમાં કોઇને ખબર ન હતી. પરંતુ કોલન્કીનું મુખ તો હવે સદાને માટે બંધ થયું હતું તેથી તેમને માર્ગમાં પણ કોઇ રીતની હરકત નડી નહીં.

સોલોમને રૂશીઆમાંથી નીકળતા પહેલાં યુરોપની ઘણી બેંકામાં પોતાના રૂપીઆ ફેરવી દીધા હતા. તેથી જો કે તે દરિદ્ર અવસ્થામાં આવ્યો ન હતો

રેબેકા જીંદગીભર સુખથી સારી રીતે રહી શકે એટલો પૈસો તો હતોજ. છતાં પૈસો એ તેને પોતાના લોહીથી વધુ પ્રિય હતો. આથી સેંટપીટર્સ બર્ગનો પોતાનો વહેપાર જતાં તેના આઘાતથી તે દિનપ્રતિદિન મૃત્યુ મુખ તરફ ધકેલાતો ચાલ્યો.

સોલોમન અને રેબેકા જ્યુરિચમાં આવ્યાં તે પહેલાં કેટલાક દિવસ અગાઉજ કાઉન્ટ બર્થાને લઇ મુસાફરીએ નીકળી ગયો હતો. કાઉન્ટને સ્વપ્નેય ખ્યાલ નહતો કે રેબેકા સેંટપીટર્સબર્ગથી જ્યુરિચ આવી તેને આફતમાં નાંખશે અને તેની વિશ્વાસઘાતકતાનું વેર લેશે. મોઝે તેને ધમકી આપી ગયો હતો ખરો, પણ ઘણા સમય સુધી તેના તરફથી કાંઇ અડચણ ન આવવાથી તેમ તેના સમાચાર ન જાણવાથી કાઉન્ટે ધારી લીધું હતું કે તે દારૂની નિશામાં બીજી દુનિયામાં પહોંચી ગયો હશે. આથી તે ભાવિ સુખનાં સ્વપ્નાં જોયાં કરતો હતો. તે જાણતો હતો કે થોડાજ સમયમાં વીલની શરત મુજબ બર્થાને તેની અઢળક સંપત્તિ પ્રાપ્ત થશે. તેથી તેને ખુશી રાખવાની બાજીમાં એક વર્ષ સુધી મુસાફરી લંબાવવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

બર્થાને કાઉન્ટના પ્રથમ લગ્નની ખબર ન હતી, પણ કાઉન્ટના વ્યવહારથી તે કંટાળી ગઇ હતી. તેથી મુસાફરીમાં દેશવિદેશ ફરીને કોઇપણ રીતે દીવસો ગાળવા તે ઉત્સુક હતી.

રેબેકાએ જ્યારે જ્યુરિચ આવી સાંભળ્યું કે કાઉન્ટ એક વર્ષ સુધી પાછો આવે તેમ નથી, ત્યારે તે અત્યંત ઉતાવળી થઇ ઉઠી. કોઇ પણ રીતે જેમ બને તેમ જલ્દી કાઉન્ટને ઉઘાડો પાડવાની તેની ઇચ્છા અત્યંત તીવ્ર થઇ. તેણે પેપરોમાં એ બનાવ જાહેર કરી કોર્ટમાં કેસ માંડવાનો વિચાર કર્યો. પણ સોલોમન તેમાં સંમત થયો નહિં. તે બોલ્યોઃ—

"તેના આવતા પહેલાં તું પગલું ભરીશ તો તે પાછોજ નહિ આવે. દુનીયાની બધી પોલીસ પણ તેને ખોળી નહીં શકે. તેને ખબર નથી કે મારે પૈસાનું કેટલું નુકસાન વેઠવું પડયું છે. પહેલાં તેને અહિં આવવા દે; તેની બધી મીલ્કત મને પડાવી લેવા દે. પછી ખાલી ઘડાની માફક એને ઠોકર મારી પૂરો કરી નાખજે. તું ઉતાવળ કરી મને નુકશાન ન કર. પૈસો ! પૈસો તો મારૂં લોહી છે.'

રેબેકાનું મન ઘણુંજ વિદ્રોહી થઇ ઉઠયું હતું. છતાં પોતાના વૃદ્ધ પિતાને નારાજ કરવા તે ઇચ્છતી નહતી. તેણે એની વાત કબુલ કરી

લીધી. રેબેકા કાઉન્ટ ઉપર વેર લેવા તલપી રહી હતી ખરી. છતાં તે જોસફ કુરેટને ભુલી નહતી. જ્યુરિચ આવ્યા પછી હરઘડીએ તે તેને યાદ આવતો. તે એકલી પડતી ત્યારે તેના દુઃખની વાત યાદ કરી રડતી. તેણે જોસફનાં માબાપને શોધી કાઢી તેમની વૃદ્ધાવસ્થાના દુઃખમાં કાંઇક આશ્વાસન આપવાનો વિચાર કર્યો. અતિ પ્રયત્ને તેણે તેમનું ઠેકાણું શોધી કાઢ્યું.

એક દિવસ ત્યાં જઇ તેણે જોસફ સંબંધી વાત કરી. અને તેના ગુણને લીધે તેના તરફ પોતાનો સ્નેહ હતો એ વાત પણ જાહેર કરી. જોસફની માતાએ તેનો સારો સત્કાર કર્યો. રેબેકાએ પોતાના પ્રેમની વાત જાહેર ન કરી પણ તેની ભાવભંગી ઉપરથી જોસફની માતા સમજી ગઇ હતી. પહેલે દિવસે કુરેટ દંપતિએ દીલ ખોલી રેબેકા સાથે વાત કરી નહતી. પરંતુ રેબેકાને તેમની સાથે વધુ સંબંધમાં આવવાની ઇચ્છા હતી. તે વારંવાર તેમને ત્યાં જવા લાગી અને કલાક બે કલાક તેમની સાથે વાતોમાં ગાળવા લાગી.

એક દિવસ વાતેવાતે રેબેકાએ કાઉન્ટે પોતાના કરેલા સર્વનાશની અને બર્થા સાથેના બનાવટી લગનની વાત કરી. જોસફની માતા આથી ઘણી ખુશી થઇ બોલી ઉઠી: “અહા! કેવી મઝા! ઇશ્વર સારૂંજ કરે છે. એ દીમાગની ફાટેલીને ઠીકજ સજા થઇ છે. મારા દિકરાને એણેજ ઘર તજાવ્યું. અરે એ રાંડને ખબરેય નથી કે મારા દિકરાના પગને સ્પર્શ કરવા જેટલુંય એનું કુળ ઉંચું નથી.”

“હાં. હાં. આ શું બોલે છે.” જોસફનો બાપ વૃદ્ધ કુરેટ બોલી ઉઠયો. “કોઇ સાંભળશે. જરા વિચારીને બોલ.”

“હવે ક્યાં સુધી છૂપાવવું? આપણે છૂપાવ્યાનું તો આ પરિણામ આવ્યું. જોસફને હાથથી ગુમાવ્યો. જો વખતસર એ વાત જણાવી દીધી હોત તો આમ ન થાત.”

“જો કાઉન્ટે મારી જીંદગી રદ ન કરી હોત તો હું અને જોસફ લગ્ન કરી સુખી થાત.” રેબેકા એકાએક બોલી ઉઠી.

“હેં! તુંય જોસફને ચ્હાય છે! એને કોણ ન ચ્હાય. દેવ જેવો દીકરો છે. બ્હેન! એની બધી વાત તારે સાંભળવી છે?”



## પ્રકરણ ૨૨ મું.

---

## વૃદ્ધાનો વિષાદ

વૃદ્ધ કુરેટ પોતાની સ્ત્રીને શાન્ત થવા સમજાવતો હતો છતાં તે સ્નેહ-શીલા વૃદ્ધા કોઇ રીતે તેનું કથન સાંભળતી નહિં. તે બોલી: "આટલા દિવસ ગયા તોય હજી મને મુગી રહેવા કહો છો? જો એ વાત છાની ન રાખી હોત તો જોસફ આજ આપણને છોડી ને જાતજ નહિ."

"પણ જો પહેલેથી જણાવ્યું હોત તો બાળપણમાંજ તે આપણાથી છૂટો પડત કે હંમેશને માટે આપણે તેને ગુમાવત અને સાથે સાથે આપણેય મ્હોતના ડાચાંમાં ફસાત એ કેમ ભૂલી જાય છે?"

"હા. એ તો ખરૂં છે. પણ દરેક વાતનોય સમય હોય છે. એ લુહારની છોડી શું જાણત કે જેનો રાત દિવસ એ તિરસ્કાર કરતી આવી હતી તે તો પોલાંડના સર્વશ્રેષ્ઠ વંશનો યુવાન હતો."

રેબેકા આ સાંભળી વિસ્મય પામી. તેને આ વૃદ્ધાનું કહેવું અસત્ય લાગ્યું. વૃદ્ધા તેના તરફ જોતાંજ તે સમજી ગઇ. અને બોલી:—

"સારી વાત તું ખોટી માને છે? અરે એ તો દીવા જેવી સાચી છે. એને ઘેર દરવાનગીરી કરવાની મળે તોય એ સ્મીથના વંશજો પોતાને ધન્ય માને."

"તમારી વાત એવી છે કે સાચી મનાતી નથી. જો એમ હોય તો તો તમે આ ખેતી કેમ કરો છો?" રેબેકાએ પૂછ્યું.

"અમારો બાપદાદાનો ધંધો ખેતીનો છે અને ખેતી કરીએ છીએ."

"એ કેમ બને? તમારો બાપદાદાનો ધંધો ખેતીનો અને તમારો દીકરો પોલાંડના સર્વથી શ્રેષ્ઠ વંશનો! એ તો અસંભવ લાગે છે. બે વાત એક સાથે બનેજ કેમ!"

"આટલી વાત કરી ત્યારે સાથે સાથે તું મેડમોઝેલ રેબેકાને કહી દેતી કેમ નથી કે અમે તેનાં અસલ માબાપ નથી ?" વૃદ્ધ કુરેટ બોલ્યો.

"તમે એનાં અસલ માબાપ નહીં ?" રેબેકા આશ્ચર્યથી બોલી ઉઠી. "તે તમારો છોકરો નહિં ?"

"ના" જોસફની માએ જવાબ દીધો. "જોસફ જ્યારે બે વર્ષનો હતો ત્યારથી અમે તેને ઉછેર્યો છે. પણ તેને ને અમારે કશો સંબંધ નથી. હું રશીયન છું. અને મારો સ્વામી પોલ છે. અમે લગ્ન કરી અહીં આવ્યાં અને જીનિવા નગરના કાઉન્ટ મેટ્રીસ્કીની નોકરીમાં રહ્યાં"

"કાઉન્ટ મેટ્રીસ્કી ? એ કોણ ?" રેબેકાએ આગ્રહથી પૂછ્યું.

"તને ખબર નહિં હોય પણ પોલાંડના સૌથી શ્રેષ્ઠ વંશનો એ પુરૂષ હતો. સંપત્તિ પણ અગાધ હતી. કાંઇ કારણસર રશીયન સમ્રાટની તેના પર અવકૃપા થઇ તેથી તે નાસીને જ્યુરિચ આવ્યો હતો. અને ઝારના જુલમથી કંટાળી નિહિલિસ્ટ સંપ્રદાયમાં ભળ્યો. પણ એજ વિશ્વાસ ઘાતકોએ તેનું સત્યાનાશ કાઢ્યું."

"જોસફ કાઉન્ટ મેટ્રીસ્કીનો પુત્ર ?" રેબેકાએ પૂછ્યું.

"હા, એના જેવો રૂપવાન ગુણવાન છોકરો ખેડુતના ઘરમાં હોય ખરો ! એ કાઉન્ટનો પુત્ર. કાઉન્ટે નિહિલિસ્ટોને કેટલીય સહાય કરી. પણ અંતે એક દિવસ તેનું તે લોકોએ ખૂન કર્યું. આ વખતે કાઉન્ટની શી દશા હશે તે તુંજ સમજી લે. તેને લાગ્યું કે વખતે તેનું પણ ખુન થાય. તેથી તેણે અમને છૂપી રીતે જણાવ્યું કે જો કદાચ તેનું ખુન થાય તો તેના બે વરસના છોકરાને અમારે અહીંથી લઇ જઇ છૂપી રીતે પાળવો. કાઉન્ટેસે પોતના દાગીના અમને આપ્યા. તે વેચી તેના વ્યાજમાંથી તેને ચૌદ વર્ષની ઉમ્મર સુધી ભણાવવો પછી તેને કંઇ ધંધે લગાડી દેવો. કારણ પોલાંડમાં તે પાછો જઇ શકે તેમ ન હતો. તેની ત્યાંની મીલ્કત પણ જપ્ત થઇ હતી. અમારા મરણ પછી તેના પૈસા તેને સોંપી દેવા. પણ આ લુહારની છોકરીએ સત્યાનાશ કાઢ્યું. તેના પ્રેમમાં ન પડયો હોત તો આ દશા આવતજ નહિં. નાનપણથી પેટના છોકરા પેઠે ઉછેર્યો અને - રાંડની દ્રષ્ટિથી આજ કોણ જાણે એ ક્યાંય હશે." વૃદ્ધા એકદમ રડી પડી.

રેબેકાની આંખમાં પણ આંસુ આવી ગયાં, જોસફ બ અત્યંત ચ્હાતો હતો તે જાણીને બર્થા પ્રતિ અત્યંત ઇર્ષ્યા ઉત્પન્ન

તેણે બર્થાને જોઇ નહતી, છતાં તેને અને કાઉન્ટને ઉઘાડા પાડવાની તેની વૃત્તિ વળી પાછી ઉશ્કેરાઇ આવી

પેપરમાં તથા લોકોમાં કાઉન્ટની વર્તણુક જાહેર કરવાથી પણ ફળ શું ? કાઉન્ટ પોતાને મિથ્યાવાદિની કહેશે. લગ્ન સાબીત કરવા પ્રમાણ માગશે. એ બધું જ્યુરિચમાં બેસી શી રીતે થશે ? વળી કાઉન્ટે ખોટા નામથી લગ્ન કર્યું હતું. આ બધા વિચારોથી તે મુઝાઇ તેણે મોજેની મદદ માગવાને તેને કાગળ લખ્યો. તેણે જવાબમાં જણાવ્યું કે "હજી કાઉન્ટ આવ્યા વિના કંઇ થઇ શકે નહિ. કાઉન્ટ આવે એટલે મને ખબર આપજે."

ધીમે ધીમે બીજા ત્રણ મહિના નીકળી ગયા. કાઉન્ટ હજી જ્યુરિચ આવ્યો નહતો. રેબેકા અત્યંત અધીરી બની ગઇ. તેમાં સોલોમન પૈસાના ધક્કાથી દિનપરદિન નરમ થતો જતો હતો. તેનો શાંત સ્વભાવ બદલાઇને કટકટીઓ થયો હતો. ગમે તેવી નજીવી બાબતમાં તે રેબેકા પર ગુસ્સે થઇ જતો. આથી નિરૂપાય થઇ રેબેકા આંસુ સારતી.

આમ કેટલાંક અઠવાડીઆં ગયા પછી એક દિવસ બહાર ફરવા જતાં કાઉન્ટના દરવાન પાસેથી રેબેકાને ખબર મળી કે સંપત્તિ સંબંધી કાંઇક અગવડ ઉભી થવાથી કાઉન્ટ થોડાજ દિવસમાં જ્યુરિચ આવનાર હતો. કાઉન્ટની હિલચાલ જાણવા માટે રેબેકા તે દરવાનની સ્ત્રીને મહીનામાં બે ચાર વાર મળતી અને તેમને પોતાને વશ રાખવા વારંવાર નાની મોટી ભેટો આપતી. તેને વધુ ખબર મળી કે બર્થા લંડનમાં માંદી હોવાથી કાઉન્ટજ એકલો આવનાર હતો. અને કામકાજ ઉકેલી પાછો લંડન જનાર હતો.

રેબેકાએ એ બીના તારથી મોજેને જણાવી. મોજે તરતજ જ્યુરિચ આવ્યો. તે જાણતો હતો કે તેને જોતાંજ કાઉન્ટ તેને ઘણા પૈસા આપી સલાહ કરવા ઇચ્છશે. પણ આ વખતે તેને પાયમાલ કર્યા વિના ન રહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેણે રેબેકાને કહ્યું:—

"ભૂખ્યા વાઘની પેઠે તેના ઉપર એકાએક તરાપ મારી તેને મારી નાંખવામાં મઝા નથી. તેને રીબાવી રીબાવીને મારવો જોઇએ. લોકમાં, સમાજમા, તે મોઢું ન બતાવી શકે તેમ કરી ઘર વગરનો રખડતો કરી મુકવો જોઇએ. આમાં આપણને સમાજની અને સરકારની મદદ મળશે. મારો વિચાર છે

કે તે આવે એટલે આપણે બંનેએ સાથે જઇ તેની મુલાકાત લેવી. તારો શો વિચાર છે?"

રેબેકા વિચારમાં પડી. વેર લેવા તેનું હૃદય તનમની રહ્યું હતું. પણ તેની રૂબરૂમાં મુલાકાત લેવાનું તેને સાહસ થયું નહિં. તે ધીમે ધીમે બોલીઃ "ના, કાકા હું પહેલેજ દિવસે તમારી સાથે નહિં આવું. તમે એકલાજ જજો. પછી જેમ ઠીક લાગશે તેમ કરીશું."

"ઓહ, સમજ્યો. તને બીક લાગે છે! ભલે એમ કરીશું. હું એકલોજ જઇશ. તેને પાયમાલ કરતા પહેલાં કદી ભય બતાવી કાંઇ પૈસા વસુલ થાય તો તે પણ કરી જોઇશ."



## પ્રકરણ ૨૩ મું.

---

## પુનર્મિલન

કાઉન્ટ બર્થાને લઇ પ્રથમ પારીસ ગયો ત્યાં પોતે એટલો તો આમોદ પ્રમોદમાં પડયો કે બબ્બે ચચ્ચાર દિવસ સુધી બર્થાની તબીયતના સમાચાર જોવાની પણ તેને ફુરસદ નહતી. જ્યારે ત્યાંથી કંટાળ્યો ત્યારે લંડન ગયો. ત્યાં ગયા બાદ તેને સ્મીથ એન્ડ સન્સના સોલીસીટરો તરફથી તાર મળ્યો. કેટલાંક દલીલ પત્ર પર તેની સહીની જરૂર હતી. કાઉન્ટ આવવા તૈયાર થયો ત્યારે બર્થાને પણ સાથે જયુરિચ આવવા તેણે આગ્રહ કર્યો. પણ બર્થાએ ના પાડવાથી પરિચારિકાને તેની પાસે રાખી નોકરને સાથે લઇ પોતે ચાલ્યો આવ્યો. રેબેકા તથા મોજે તેની રાહ જોઇ બેઠાં હતાં તેની તેને ખબર નહતી.

કાઉન્ટ જ્યુરિચ આવતાં તેના હાજીહા કરનારા હજુરીઆઓ તેને વીંટાઇ વળ્યા. કાઉન્ટે તેજ સાંજે બધાંને મીજલસ આપી અને રાત્રે ગાન તાનમાં અડધી રાત કાઢી નાખી. મોડી રાત્રે સુવાથી સવારે તે ઘણો મોડો ઉઠયો. જેવો તે કોફી પીવા માટે નીચે આવી બેઠો કે તરતજ તેના પરમમિત્ર હેર રૂડોલ્ફ મોજેએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

તેને જોતાંજ કાઉન્ટ ધુંધવાઇ ઉઠયો. તે બોલી ઉઠયો: “ વળી પાછો ફુટી નીકળ્યો ? તને કયા શયતાને અહીંનો રસ્તો બતાવ્યો ? ”

મોજે અતિશય આરામથી એક સોફા ઉપર બેસતાં બોલ્યો: “ અરે દોસ્ત ! મારા જેવા પરમદોસ્તનો સત્કાર કરવાનો નમુનો તો તેં અચુક બતાવ્યો છે. તું મને જોઇને ખુશી થયો નથી તે તો હું જાણું છું. પણ મોઢાની મીઠાશમાં શું બગડી જતું હતું ? હું તારો કેવો દોસ્ત છું. તને કેટલી વખત મદદ કરી તારી ઇજ્જત રાખી છે ? મારી સાથે આમ વર્ત્તવું તને વ્યાજબી છે કે ? ”

કાઉન્ટ ઉત્તેજીત થઇ બોલ્યો: "મોજે! મોઢું સંભાળ. મને તારી એવી ઠઠ્ઠામશ્કરી પસંદ નથી. તું કેવો દોસ્ત છે તે હું બરાબર જાણું છું. છતાં કદાચ દમ બતાવી કંઇક પૈસા કઢાવવાના ઉપદેશથી આવ્યો હોય તો સવેળા રસ્તો પકડ. તને પહેલેથી ચેતાવું છું કે જો વધુ ગરબડ કરી છે તો—"

"પછીની વાત પછી છે. પહેલાં તારી સીગારેટની પેટી જરા આ તરફ લાવ. સીગારેટ પીવાનું વ્યસન! ક્યારનોય એમને એમ છું. અને જો. જરા ધ્યાન દઇને સાંભળ. અમથો અમથો મિજાજ ગરમ કરીશ ના, નહિં તો અમ્લ-પિત્તનો રોગ થશે."

મોજેની વાતથી કાઉન્ટનો પિત્તો એકદમ ઉછળી ગયો. તે તેને ધક્કા મરાવી કાઢવાના ઉદ્દેશથી નોકરોને બોલાવવા કોલબેલ તરફ હાથ લંબાવવા ઉઠ્યો. તેને હાથ લંબાવતો જોઇ મોજે દ્રઢ સ્વરે બોલ્યો: "ઉતાવળો ન થા. જરા ધીરો પડ. જે જરૂરી વાત કહેવા હું આવ્યો છું, તે જો તું અહીં નહીં સાંભળે તો પછી તે સાંભળવાની તક નહીં મળે. જ્યારે વાગતું વાગતું માંડવે આવશે ત્યારે તારી રેવડી દાણા દાણ થઇ જશે."

કાઉન્ટ હાથ પાછો ખેંચી ખુરશીપર બેસી ગયો અને બોલ્યો: "વળી પાછો ભય બતાવવા માંડ્યો? તને પહેલેથી જ કહી દીધું છે કે ભયથી તારૂં કશું વળે તેમ નથી. પણ તારી વાત સાંભળવામાં મને કંઇ હરકત નથી. જે કહેવું હોય તે કહી જલ્દી અહીંથી દીસતું કર."

મોજે તેની નજીક જઇ છાતી ફુલાવી બોલ્યો: "તને ખબર તો હશે કે તારી જે છૂપી વાતો હું જાણું છું તે જાહેર કરવાથી તારી પાયમાલી થઇ જશે?"

"હા. હું જાણું છું. રૂશીઆમાં જઇ મેં એક ભૂલ કરી છે. પણ તેને તો ઘણાય દિવસ થઇ ગયા. એ વાતથી તું મને શું નુકશાન કરવાનો હતો? તું કદાચ અહીં જાહેર કરે કે મેં રૂશીઆમાં એક છોડી સાથે લગ્ન કર્યું હતું, તોય અહીં તે કોઇ માને એમ નથી. તેમાં વળી તું એક રખડતો બદમાશ છે. મારે આશરે રહ્યો હતો અને મારા હાથથી ચાબૂકનો માર ખાઇ નાઠો હતો તે ઘણાય જાણે છે. તું મારી પાસે ભીખ માગવા આવ્યો અને મેં તને કાંઇ ન આપ્યું તેથી તું મને બદનામ કરે છે—એમ હું કહીશ તે બધાય સાચુ માનશે. હવે તારૂં અહીં કંઇ વળે એમ નથી. એટલે હવે માનભેર અહીંથી રવાના થઇ જા એજ તારે માટે ઠીક છે."

"હા. રવાના થઇ જઇશ. પણ તારૂં માથું ફોડયા વિના તો નહિંજ. અરે બીરાદર! જ્વાળામુખીના શિખરપર બેસી આરામ કરવો એ ભયંકરમાં ભયંકર છે. સાંભળી લે. કાઉન્ટ વોન ઓરનબર્ગ! તારા જેવા મીથ્યાવાદી, વિશ્વાસઘાતક, પ્રવંચક કેવળ લુચ્ચાઇથીજ.—"

"રૂડોલ્ફ મોજે! મોં સંભાળ–જીભ સંભાળ. એક વખત તેં અપમાન કર્યું હતું તેનો બદલો ચાબુકથી મળ્યો હતો. પરંતુ હવે જો તું કાંઇ બોલ્યો છે તો તીક્ષ્ણધારવાળું હથીયાર તારે માટે વાપરવું પડશે."

"તું શયતાન તો ઠીક. પણ ગધેડો છે. નહિં તો હું ચાબુકની વાત ભુલી જઉં એમ તું ધારતજ નહિં. મેં કસમ ખાધા છે કે તું કેવો નર–પિશાચ છે. તે તારૂં પોગળ દુનિયા સમક્ષ ખુલ્લું કરી બતાવીશ. તેં ચાબુક મારી છે તેનો બદલો લેવાશે તેમાંથી બચવાની કોશીશ પહેલી કર. પછી તીક્ષ્ણ ધાર ખોલવા જજે. તને પાયમલ કર્યા વિના આ વખત હું જ્યુરિચમાંથી જવાનો નથી. તારે સાથે જે લોખંડની ગદા વાપરવાની છે તે હું મારી સાથેજ લાવ્યો છું એ નિશ્ચય જાણજે."

"તારી મતલબ શી છે તે કહી દે. જો તારી માગણી વ્યાજબી હશે તો તે રકમ તને આપીશ."

"હાં. એમ જરા રસ્તાપર આવ, દોસ્ત! મને એમાં કંઇ વાંધો નથી. જો તું વીસ હજાર ફ્રાંક આપે તો અહીં એક મીનીટ પણ પગ.–"

"વીસ હજાર! દીવાનો બીવાનો થયો છે કે શું? વીસ હજાર તે હું કયાંથી કાઢું?"

"ગમે ત્યાંથી કાઢ. મારે શું? તારી સાસુ મરી ગઇ, પણ કંઇ પૈસા સાથે નથી લઇ ગઇ."

"પણ તે તો મારી સ્ત્રીના નામે છે. અને તે તો હાલ લંડનમાં છે. હું ત્યાં જઇને કોઇ પણ રીતે એટલી રકમ તેની પાસેથી લઇ તને મોકલી આપુ. અહીં તે શી રીતે બને?"

"તારી સ્ત્રીને લંડન મુકીને અહીં ચાલ્યો આવ્યો છે?"

"હા. આવ્યો છું. કેમ?"

"સહેજ પુછું છું કે તારી અસલ સ્ત્રીને રૂશીઆમાં રાખી છે તેના કાંઇ સમાચાર રાખે છે ખરો કે?"

"ના. તેની કાંઇ ખબર નથી; અને તે જાણવા પણ ઇચ્છતો નથી. ધારૂં છું કે તે તો સ્મશાન પણ પહોંચી ગઇ હશે."

"ઓહ! કેવો પ્રેમ!"

"જો મોન્ટે! એ પ્રેમ છે કે વ્હેમ તે હું જાણું છું. તારે તે વાતની ચર્ચા કરવી નિષ્પ્રયોજન છે. તેણે મને ફસાવી મારી સાથે લગ્ન કર્યું હતું. હું તો તેને અંતરથી ઘૃણા કરતો હતો. તેનું નામ પણ મારે માટે તો અસત્ય છે."

"તારા જેવો નીચ વિશ્વાસઘાતી બીજું શું કહે? આટલી મોટી જુઠ્ઠી વાત નિર્લજ્જની માફક કહેતાં તારી જીભેય તૂટી પડતી નથી? તેં તો તેને બિચારીને ફસાવી, છેવટે તેને છોડી નાસી આવ્યો અને હવે એને માથે બધો દોષ મુકે છે! ધિક્કાર છે તારા જેવા નીચ હેવાનને!"

"તને ખબર શી છે? તે જાદુગરણી ઠગારી છે. તેણે જાદુ કરી મારી ખુવારી કરી નાખી છે."

"આ બધી વાત તેને મોઢે કહેતો ખરો?"

"કેમ? કંઈ બ્હીક લાગે છે કે? મોઢે કહું મોઢે. પણ સારા ભાગ્યે હવે તેનું મોઢું પણ મારે જોવાનું રહ્યું નથી. તું તેની વકીલાત કરવા આવ્યો લાગે છે. પણ સાંઈ! એમાં હવે લાભ નથી. તું તારે રસ્તે જા. નહિં તો તારૂં મોઢું બંધ કરવા કોઈ સખત ઉપાય લેવો પડશે.

કાઉન્ટની વાત સાંભળી મોન્ટે ઉઠી દરવાજા તરફ જતાં જતાં બોલ્યો: "આજ તારો જવાબ ને? તારાથી બને તે રીતે તું મારૂં મ્હોં બંધ કરવા યત્ન કરજે. પણ સાંભળી લે કાઉન્ટ! આજ સાંજ સુધીમાં હું તારી કેવી દુર્દશા કરૂં છું તે તું તારી નજરે જોઇશ. પછી તારી આજીજી નિષ્ફળ જશે. તારી આંખનાં આંસુની નદીઓ વ્હેશે."

મોન્ટે ચાલ્યો ગયો. કાઉન્ટનું હૃદય ચિંતાથી ધડકી રહ્યું. લંડનથી આવતાં તેણે ન્યુરિચમાં પાંચ સાત દિવસ રહેવાનો વિચાર કર્યો હતો. પરન્તુ મોન્ટેની આ વાતથી તેણે બધું કામ આટોપી લઇ તેજ દિને રાતના ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. તે તરતજ એટોર્નીની ઑફીસમાં ગયો. ત્યાં તેના બંને સાળા ફ્રીટઝ અને પીટર અગાઉથી હાજર થઇ ગયા હતા.

કાઉન્ટ એટોર્નીની ઓફીસમાં ગયો કે તરતજ મોન્ટે રેબેકાને લઇને કાઉન્ટના મકાને આવી પહોંચ્યો. પણ દરવાને ખબર આપી કે કાઉન્ટ એટોર્નીની ઓફીસમાં ગયો હતો. આથી મોન્ટે બોલ્યો:

"ઘણુંજ સરસ લાગ છે. ચાલ, આપણે પણ એટોર્નીની ઓફીસમાંજ જઇએ. એ શયતાનને ત્યાંજ ઉઘાડો પાડી નાખીએ."

મોઝેની નિડરતા જોઇ ફ્રીટઝ તથા પીટર સંદિગ્ધચિત્તે કાઉન્ટ તરફ જોઇ રહ્યા. જો આ વાત ખરી હોય તો જ્યુરિચમાંની તેમની આબરૂને હવે સુરંગ લાગી ચૂકી હતી એમ તેમને થતું હતું. બર્થા પોતાની સ્થિતિ જાણી ઘૃણા અને લજ્જાથી આત્મહત્યા કરશે એ ચિંતા તેમના મનમાં જાગી ઉઠી.

રેબેકા શુદ્ધિમાં આવતાં મ્લાનમુખે અવજ્ઞાપૂર્ણ દ્રષ્ટિથી કાઉન્ટ તરફ જોઇ રહી. તેનાં નેત્રમાંથી જાણે અગ્નિ ઝરી રહ્યો હતો. તેની એ તીક્ષ્ણ દ્રષ્ટિથી કાઉન્ટનો મોહ તુટી ગયો. તે તરતજ શુષ્કસ્વરે બોલ્યો: "હું કેટલીક મીનીટ આ સ્ત્રીની સાથે એકાંતમાં વાત કરવા ઇચ્છું છું."

કાઉન્ટના શબ્દોથી લાંછિત વાઘણની માફક રેબેકા ગર્જન કરી બોલી ઉઠી: "નિર્લજ્જ વિશ્વાસઘાતક! મને "આ સ્ત્રી" કરીને સંબોધતાં તમને જરા શરમેય નથી આવતી? હું તમારી પત્નિ નથી? તમારા નામ અને ઇલ્કાબ પર મારો અધિકાર નથી? હું કોઇ પરભારી સ્ત્રી ખરી કે?"

રેબેકાના તિરસ્કારથી કાઉન્ટ નીચું જોઇને બસી રહ્યો. તે અત્યંત ચતુર હોવા છતાંય તેના મુખમાંથી એક શબ્દ નીકળ્યો નહિં. તે આમ ચુપચુપ બેસી રહેવાથી રેબેકાનું કથન સત્ય હોવાની બધાની ધારણા થઇ. રેબેકા ત્યાં બેઠેલા માણસોને ઉદ્દેશી બોલી: "આ કાઉન્ટે કેટલી સ્ત્રીઓને પાયમાલ કરી હશે તે તો મને ખબર નથી. પરન્તુ જેમનું સત્યાનાશ કાઢ્યું છે તેમાંની એક હું છું. કાઉન્ટે સેંટપીટર્સબર્ગ જઇ ત્યાં ઓપનહેમ નામ ધારણ કરી મારી સાથે ઓળખાણ કર્યું. પ્રેમનો ઢોંગ કરી મારી સાથે લગ્ન કરી મારા પિતાનો કેટલોય પૈસો ખીસામાં ભર્યો અને પછી ક્યાંય પલાયન થઇ ગયો તે અમને કોઇને ખબરેય ન પડી. છેવટે મી. મોઝેને એનો પત્તો મળ્યો. અને તેમણેજ મને એની ખરી ઓળખાણ આપી."

રેબેકાના શબ્દોથી ફ્રીટઝ અને પીટર બન્નેનું મુખ અસાધારણ ગંભીર થઇ ગયું. તેઓ કાઉન્ટના તરફ જોઇ રહ્યા, પણ તે તો કાંઇજ ન બોલ્યો. તેને બોલવાનું સાહસજ ન થયું. મડદાની પેઠે તેનું મ્હોં ફીકકું પડી ગયું તેની બુદ્ધિ બહેર મારી ગઇ.

કાઉન્ટનો હતાશ ભાવ જોઇ એટોર્ની બોલ્યો: "મેડમ! તમે એકાએક આવી ઘણો ગોટાળો કરી નાખ્યો છે. અને તે ઘણુંજ અ ીતિકર થયું છે. તમે કહો છો તે સાચી વાતનું પ્રમાણ શું? વિશ્વાસ

યોગ્ય સાબિતિ વગર તે માની શકાય તેમ નથી. તમે જાણતા હશો કે કાઉન્ટ એક ઉચ્ચ વંશની બાળાનો કાયદેસર પતિ છે. તે બાળા હાલ અહીં નથી. તેની તબીયત નરમ હોવાથી— ”

કાઉન્ટ એટોનીને અટકાવતો ઉત્તેજીત સ્વરે બોલ્યો: “ જરા થોભો મહેરબાન ! મારે જે કહેવાનું છે તે પહેલાં કહી દઉં—આ—આ—મહિલા સાથે મારે કાંઈક સંબંધ છે તે સ્વીકાર કરવામાં હું ના પાડતો નથી. પરંતુ તે કાંઈ વધુ બોલે તે પહેલાં મારે ખાનગીમાં તેની સાથે કાંઈક વાત કરવી છે. એક કોઈ રૂમમાં તેની સાથે વાત કરવાની મારી ઇચ્છા છે. એની સાથે ખાનગીમાં વાત કરી શકું એવો મને અધિકાર છે. ”

કાઉન્ટની વાતથી બધા સમજી ગયા કે રેબેકાએ મૂકેલો આરોપ સત્ય હતો. કાઉન્ટે આડકતરી રીતે તે કબુલજ કરી દીધો હતો. કાઉન્ટ હવે મરણીઓજ થઇ ગયો હતો. તેના હાવ ભાવ જોઇ રેબેકાનું મન ધિક્કારથી ભરાઇ ગયું. તે શુષ્કસ્વરે બોલી: “ જે માણસ ગમે તેવું દુષ્કૃત્ય કરવાને જરા પણ અચકાય નહિં,—જે માણસ આ વખતે જ મને મરી ગયેલી જોવા ઇચ્છતો હોય તેની સાથે શા ભરોસે હું એકાંતમાં વાત કરૂં ? હું એકાંતમાં વાત કરવા રાજી નથી. ”

મોજે પણ બોલ્યો: “ ખરી જ વાત છે. કાઇન્ટ ! હું તને ઓળખતો નથી ? કે તારો સ્વભાવ મને ખબર નથી ? મને અસહાય જાણી એક દિવસ તેં ચાબુકથી ફટકાવ્યો હતો તે શું તું ભૂલી ગયો ? રેબેકા તારી સાથે એકાંતમાં વાત કરવા આવે અને તું એને ગળામાં છરી ન ભોંકી દે તેની શી ખાત્રી ? ”

ઘવાયેલા વાઘની માફક કાઉન્ટ મોજે તરફ જોઇ રહ્યો. તેની આંખમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. પરન્તુ મોજે જરાય ગભરાયો નહિં. તે અવજ્ઞા કરતો બોલ્યો.“ કાઉન્ટ ! એમ આંખો લાલ કરવાથી કંઇજ ફાયદો નથી. તારા ગુસ્સાથી મને કંઇજ થવાનું નથી.

“ જે સ્ત્રી મારી પત્નિ હોવાનો દાવો કરે છે તેના તરફ તારી લાગણી મારા કરતાંય વધારે જણાય છે. કોણ જાણે શાય અધિકારથી તું એનો રક્ષક બન્યો છે. જો મારી સાથે એને એકલી મૂકતાં તને હરકત હોય અને તારા વગર એકલી મારી સાથે વાત કરવાનું તે સાહસ ન કરી શકતી હોય તો તું તેના અંગરક્ષક તરીકે તેની સાથે આવી શકે છે. ” કાઉન્ટે કહ્યું.

કાઉન્ટની મશ્કરીથી ઓજે બોલ્યો. "તારા જેવા નિષ્ઠુર સ્વામીના અત્યાચારથી બચાવવા ખાતરજ મારે મારા મિત્રની કન્યાનો રક્ષક થવું પડયું છે. જે સ્વામીની સાથે તેની પોતાની સ્ત્રી એકાંતમાં મળતાં ડરે, તે સ્વામી કેવો અધમ હશે તે સમજવામાં વાર લાગે તેમ નથી. તું કેવો વિશ્વાસઘાતક, નિષ્ઠુર, બાયલો છે તે હું જાણું છું તેથીજ તેને એકલી મૂકવાનું સાહસ કરી શકતો નથી,"

કાઉન્ટ ત્યાં બેઠેલાઓ તરફ જોઇ બોલ્યો: "તમે મારા ઉપર મુકાયેલા આરોપ સંબંધી કાંઇ પ્રતિકૂળ મત પ્રકાશ કરશો નહિ એજ મારૂં કહેવું છે. આ માણસને શયતાન સાબીત કરવા કેટલો આતુર બની ગયો છે તે તો તમે જાણો છો. પણ એ રાસકલ કેવો લુચ્ચો અને દગાબાજ છે તે જલ્દીજ હું સાબીત કરી બતાવીશ."

કાઉન્ટ પોતાને નિર્દોષ ઠરાવવા બોલ્યો. ખરે, પણ કોઇએ એ વાત સાચી માની નહિં. ફ્રીટઝ અને પીટર સમજી ચૂકયા કે હવે આ વાત છુપી રહેવાની નથી અને કાઉન્ટ બર્થાનો ખરો પતિ નથી એ વાત આખા શહેરમાં જરૂર પ્રસરી જશે. તેમની સ્થિતિ દયાજનક થઇ પડી.

એટોર્ની ક્ષણવાર ચૂપ રહી બોલ્યો. "હવે આપણી આ સભા વિસર્જન થાય છે. આ શોકાવહ ગોટાળામાં રહેવું ઠીક નથી. આપણે આપણી વાત પછી કરીશું."

બધા ત્યાંથી ઉઠયા. પણ કાઉન્ટ એકલો મોજે તથા રેબેકાના સામે આવી ઉભો રહ્યો. હવે તેના મનનો સંકોચ દૂર થયો. તે નમ્ર-સ્વરે બોલ્યો: "રેબેકા ! તેં ચાલાકીથી મને સપડાવ્યો છે. તારા પંજામાંથી છુટવાનો મારો ઉપાય નથી. હું ખુલ્લી રીતે કબુલ કરૂં છું કે હું તારા તરફ ઘણોજ નિષ્ઠુર બન્યો છું. તને મારા એ આચરણથી કેટલો આઘાત પહોંચ્યો હશે તે હું સમજી શકયો છું. પણ તું ખરૂં માનજે કે એ બધી મારી મૂર્ખાઇનું પરિણામ છે. હું ઘણોજ ખરાબ માણસ છું, તેની ના પાડી શકતો નથી. પણ જેટલો ખરાબ હોઇશ તેના કરતાં વધુ અક્કલ વગરનો છું. ખરેખરજ મને તે વખતે પરિણામનું કશુંજ ભાન નહતું. મેં જે કંઇ કર્યું હોય તે મારા મગજના વિકારનું પરિણામ છે—મારી હૃદયહીનતા ને તેનું કારણ ન માનીશ. મારી એવી સ્થિતિ છે કે તને મોઢું બતાવતાંય મને શરમ આવે છે. તારી પાસે ક્ષમા માગવી એય ધૃષ્ટતા છે. જો મારે એકલાનેજ શોષવું પડતું હોત તો હું લાચાર બનત નહિં-તારી ક્ષમા માગત નહિં; પણ મારી મૂર્ખાઇનું પરિણામ માથે ચઢાવી, તેનું ફળ

ભોગવત, પણ આ બાબતમા એક ઉચ્ચ કુળની મહિલાનું નસીબ જડાયલું છે. મારા તરફના તારા આચરણ ઉપર તેનાં સુખ દુઃખ, શાંતિ અશાંતિ અને માન અપમાનનો આધાર છે. તે અત્યારે ઘણીજ માંદી છે. તેને કાને જો આ વાત જશે તો દુઃખથી તેની છાતી ફાટી જશે. તે બિચારી મરી જશે. રેબેકા ! તું સ્ત્રી-હત્યા નકર. તેના સામું જોઇને તું મારા પર દયા કર. તું તારૂં મુખ બંધ રાખીશ.——"

"કોણ છે એ રંડા ! કે જેનાં સુખશાંતિ માટે આટલો પ્રયત્ન થાય છે ?"

કાઉન્ટ સમજ્યો કે "આ સ્ત્રી" કહી જે તિરસ્કાર તેણે રેબેકા માટે દર્શાવ્યો હતો, તેનું ફળ રેબેકા લઇ ચુકી હતી. અને તેથીજ તેણે "રંડા" શબ્દ વાપર્યો હતો. છતાં તે શાંત રહ્યો. તે નમ્ર-સ્વરે બોલ્યો "તે કોઇ રંડા કે હલકી સ્ત્રી નથી. તે ઉચ્ચ કુળની મહિલા છે-મારી પત્નિ-કાઉન્ટેસ છે."

રેબેકા જોરથી ભોંય પર પગ પછાડતી બોલી ઉઠી: "જુઠ્ઠું, કેવળ જુઠ્ઠું. તારે એકથી વધુ સ્ત્રી હોઇ શકેજ નહિં. હુંજ તારી સ્ત્રી છું. હુંજ કાઉન્ટેસ છું."

કાઉન્ટ નરમ થઇ બોલ્યો: "વારૂ. વારૂ. તુંજ મારી સ્ત્રી. તુંજ કાઉન્ટેસ. પરંતુ તારી સાથે મારો સ્વામી-સ્ત્રીનો સંબંધ પતી ગયો છે. હું જાણું છું કે તું ધારે તો અત્યારે મને પાયમાલ કરી નાખે. એક પતંગીઆની માફક પગ તળે કચરી નાખે. પરંતુ તેથી તને શો લાભ થવાનો છે ? મને પાયમાલ કરવાથી તને કાંઇ મળવાનું નથી. પરંતુ મારા પાપનો ભોગ બિચારી એક નિરપરાધ બાળા થઇ પડશે એજ દુઃખ થાય છે. તેથીજ તને વારંવાર કહું છું કે તું આ બાબત પડતી મૂક. બધી વાત દાબી દે. તું યાહુદીની દીકરી છે. પૈસા તમને વધુ વ્હાલા હોય. આ વાત દાબી દેવાના બદલામાં જો તું પૈસા ઇચ્છતી હોય તો તું જેટલા કહે તેટલા આપીશ. માત્ર તું... ... ..."

"તારા જેવો નીચ દુનિયામાંય હશે ખરો કે ? તું મને કેવી સમજે છે ? જે બીજી હતભાગી સ્ત્રીને તેં છેતરી છે તેના કરતાં મારૂં સમ્માન અને સ્ત્રીત્વ તું ઓછું સમજે છે ? એની સાથે સરખામણીમાં હું હલકી એમકે ? પૈસાથી તું મારૂં મોઢું બંધ કરી શકીશ નહિ. તું પૈસા વડે તેને ખરીદી લે, મારી પાસે તારો એ લોભ નહિ ચાલે. મારા બાપના પૈસા ચોરી અહીં નાસી આવ્યો અને હવે પકડાવાના ભયથી મને લાલચ બતાવતાં તને શરમ નથી આવતી ? વિશ્વાસઘાતી ! નીચ !! ઠગારા !!!"

"રેબેકા! તારામાં દયાનો છાંટોય નથી?" કાઉન્ટ ખૂબ નમ્ર સ્વરે બોલ્યો.

"દયા!" રેબેકા પાગલની માફક હો હો કરી હસી ઊઠી. "દયા! તારા જેવાની ઉપર દયા? મારા બાપનો પૈસો ખાઇ મને છેતરી, ભોળવી ફસાવી, મારી યુવાની—મારું આખું જીવતર ધૂળમાં મેળવી દેતી વખત તને જરાય દયા આવી હતી કે? અરે! હજીય તને પશ્ચાતાપ થાય છે કે? ઘાતકી! નરપિશાચ!! ત્યાંથી નાસી આવી અહીં પણ વળી એક હતભાગીનો સર્વનાશ કરતાં તને દયા આવી કે? અને હવે તે તારી ઉપપત્નિને તારી પત્નિ તરીકે રહેવા દેવા તું મને આગ્રહ કરે છે? મને લાલચ આપે છે? ધિક્કાર છે તારા જેવા રાક્ષસને! તને દયા કરવાથી તો દયાનો વ્યભિચાર થાય."

"ગુસ્સો ન કર. રેબેકા! કાંઇક દયા કર. દયા જેવો બીજો ધર્મ નથી. તારા ગુસ્સાથી એક અબળાને ભોગવવું પડશે. તે પણ સ્ત્રી છે, તું પણ સ્ત્રી છે. સ્ત્રીનું હૃદય તું જાણી શકતી નથી? તે બિચારી જાણે છે કે હું તેનો સ્વામી છું. તેનો તે વિશ્વાસ-નાશ ન કર. તેના પરિવારને ધૂળમાં ન મેળવી દે. એ લોકોને માટેજ મારી આ પ્રાર્થના છે. એક અભાગી સરળ બાળાનું જીવન નષ્ટ ન કર."

" ઓહ! કેટલી લાગણી? જ્યારે મારી જીંદગી રદ કરી ત્યારે આ વિચાર આવતા હતા કે? તે હતભાગીનું કુટુંબ ધૂળમાં મળે કે તે પોતે મરી જાય તો તેમાં મારે શું? તેને ને મારે શો સંબંધ? એને માટે હું ચુપ રહું એટલી બધી મુર્ખ તું મને ધારે છે? તેં મારૂં જીવન નષ્ટ કર્યું છે, હું તારૂં જીવન, સુખ શાન્તિ, ઇજ્જત આબરૂ, તમામ નાશ કરીશ: દુનિયાને પેલે છેડેથી હું એટલા માટે જ અહીં આવી છું. મારો નિશ્ચય હું છોડી દઉં એમ ધારીશ નહિ. લોકોય જાણે તો ખરા કે તું કેવો નરપિશાચ–કેવો મોટો શયતાન છે?"

કાઉન્ટને ચારે તરફ અંધકાર જણાવા લાગ્યો. આખી પૃથ્વી તેને ફરતી જણાઇ. તે નીચું જોઇને બે ત્રણ મીનીટ ઉભો રહ્યો. પછી દાંત પીસી બોલ્યો: " હું ધારૂં છું મારા આ પરમ મિત્ર મોજેએજ સારા સમાચાર તને આપ્યા હશે!"

આમ બોલી મોજે સામે ડોળા કકડાવી જોઇ રહ્યો. મોજે આત્મરક્ષણ માટે તૈયાર થયો. પણ કાઉન્ટ બોલ્યો: " ડરના, દોસ્ત! ડરના. હજી વખત નથી થયો. તારી સાથે તો મારે ઘણી લેણદેણ ચુકવવાની છે. તે વ્યાજના વ્યાજ સાથે એક દિવસ ચુકવી દઇશ. એ શુભ દિવસ માટે તૈયાર થઇ રહેજે."

પછી રેબેકા તરફ જોઇ બોલ્યો: " મારે હવે તને વધુ કંઇજ કહેવાનું નથી. હજીપણ તું મારા તરફ દયા બતાવી શકે કે કેમ તે એક વખત વિચારી જો."

" તેં મારા તરફ લગારપણ દયા બતાવી છે કે કેમ તે પણ વિચારી જો. મારા ઉપર તેં દયા કરી નથી અને મારી પાસેથી તું દયાની આશા રાખી શકે તેમ નથી."

" બહુ સારૂં. ત્યારે તું બધી વાત ઉઘાડી પાડવાજ આવી છે?"

" હા. એ વગર મને શાંતિ થાયજ નહિં."

" કોઇ પણ રીતે તારો એ વિચાર નહિં ફરે?"

" ના. કદીયે નહિં. હું જીવન્ત છું ત્યાંસુધી તો નહિંજ."

" બહુ સારૂં. મને તારા ગુસ્સાની જરાય પરવા નથી. તું ચાલાક છે તે હું પણ જોઇ લઇશ. તારી ઇચ્છા હું ધૂળમાં મેળવીશ. હવે સમાધાનનું કામજ નથી. મોજે પણ રક્ષણ કરી શકશે નહિ"

કાઉન્ટ આમ બોલતાં ધક્કો મારી રેબેકાને બાજુએ ધકે' બારણું ઉઘાડી ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૨૫ મું.

## હેતુ ચુકવ્યું.

પવનવેગે કાઉન્ટની વાત જ્યુરિચમાં ફેલાઇ ગઇ. કેટલાક બર્થાની દયા ખાવા લાગ્યા તો કેટલાક સ્મિથ કુટુંબની આબરૂ પર હસવા લાગ્યા. બિચારા ફ્રીટઝ અને પીટર તો ત્રણ દિવસ સુધી ઘરની બહારજ ન નીકળ્યા. ચોથે દિને તેમણે કાઉન્ટની તપાસ કરાવી પણ તેનો એટર્નીની ઓફીસમાંથી નીકળ્યા બાદ પત્તોજ નહતો. કોઇ કોઇ કહેતું કે શરમને માર્યે તેણે આપઘાત કર્યો હશે. પણ આપઘાત કર્યાનું કોઇ પ્રમાણ મળ્યું નહતું.

પાંચમે દિને ફ્રીટઝ તથા પીટરે બર્થાને લંડનથી લઇ આવવાનો વિચાર કર્યો. પીટર લંડન ગયો. ત્યાં જતાં તેને જણાયું કે કાઉન્ટે લંડન છોડયા પછી બર્થાને એક પણ કાગળ લખ્યો નહતો. બર્થાએ કાઉન્ટ માટે કાંઇ પણ પૂછ્યું નહિં છતાં પીટરે તેને કહ્યું કે કાંઇક અગત્યના કામ માટે કાઉન્ટ જર્મની ગયેલ છે તેથી પોતે તેડવા આવ્યો હતો. કારણ બર્થાની તબીયત તે વખતે વધુ ખરાબ હતી તેથી ખરી વાત કહેવાનું તેને ઠીક ન લાગ્યું.

પીટરે બર્થાને જ્યુરિચ લઇ જવા સંબંધી ડોકટરનો મત પૂછ્યો. તેણે તેમ ન કરતાં થોડા દિવસ ભૂમધ્ય સાગરમાં હવાફેર કરવાની સલાહ આપી. પીટરને પણ આ ઠીક લાગ્યું. ત્રણ ચાર મહિના આમ તેમ ફરી પછી જ્યુરિચ જવાથી કાઉન્ટની વાત ત્યાં જુની થઇ જશે. એમ ધારી તેણે બર્થાને ડોકટરનો મત જણાવ્યો. બર્થા તેમાં સમ્મત થઇ અને તેઓ ભૂમધ્ય સાગર તરફ મુસાફરીમાં નીકળી પડયાં.

આ વાતને એક માસ વીતી ગયા પછી એક શનીવારે સવારે મોન્જેને પ્રોક્ફેટમાં એક પત્ર મળ્યો. તેમાં નીચે સહી કરનારનું નામ "રેબેકા કોહેન—કાઉન્ટેસ વૉન ઓરનબર્ગ" હતું. કાગળનો ભાવાર્થ એ હતો કે:—

"આ પત્રમાં લખેલે ઠેકાણે આજ રાતના આઠ વાગે આવી મને મળજો. કેટલીક જરૂરી વાતચીત કરવાની છે. તે ઠેકાણે તમે આવશો એટલે એક સ્ત્રી બારણું ઉઘાડશે. તમે તેને કશું પૂછશો નહિ. માત્ર તમારૂં નામ કહેજો. એટલે તે તમને અંદર લઇ આવશે. ભૂલશો નહિં."

પત્ર વાંચી મોન્જે વિચારમાં પડી ગયો. રેબેકા ફ્રાંકફોર્ટ આવતા પહેલાં પત્ર કેમ ન લખે? તેમ આવ્યા પછી પણ મોન્જેને પ્રથમ કેમ મળવા ન આવે?" આમ શંકા થવા લાગી. પણ છેવટ તેને લાગ્યું કે કદાચ કાઉન્ટ અહીં આવ્યો હશે. તેના પર વેર લેવા તે છૂપી રીતે આવી હશે. આમ નિશ્ચય કરી તે યથાસમયે તે ઠેકાણે ગયો.

જ્યાં તે ગયો તે ત્રણ માળનું મકાન ગામને છેડે આવેલું હતું. આજુબાજુ નજીકમાં કોઇની ઝાઝી વસ્તી નહતી. મોન્જેએ ઘરનું બારણું ઠોકતાં એક સ્ત્રીએ તે ઉઘાડ્યું. મોન્જે પોતાનું નામ કહી અંદર ગયો. સ્ત્રીએ બારણું બંધ કર્યું. પછી તે તેને એક લાકડાની ગોળ સીડી મારફત ત્રીજે માળે લઇ ગઇ. ત્યાં એક રૂમમાં એક લેમ્પ બળતો હતો. ત્યાં તેને બેસાડી ઓરડી બંધ કરીને ચાલી ગઇ.

સીડી ચડવાથી હાંફતો મોન્જે એક સોફા પર પડ્યો. અને કોટ તથા કોલર ઉઘાડી રેબેકાના આવવાની રાહ જોવા લાગ્યો. પાંચ મીનીટ પછી બારણું ઉઘડ્યું. પણ જે આવ્યું તેને જોઇ મોન્જે ડરી ગયો. આવનાર કાઉન્ટ વૉન ઓરનબર્ગ હતો. તેનો એક હાથ કોટના ખીસામાં હતો. તેણે તે બહાર કાઢ્યો. તેના હાથમાંની પીસ્તોલ ચળકવા લાગી. મોન્જે ગભરાઇ ગયો. તે એકદમ ઉભો થઇ જઇ બોલ્યો: "તું મારૂં ખૂન કરીશ?"

"જરૂર, જરૂર. મારે હાથેજ તારૂં ખુન કરીશ, મેં તને નહોતું કહ્યું કે તારૂં દેવું વ્યાજના વ્યાજ સાથે ચૂકાવી દઇશ? આજ તે વખત છે. લે હવે પુરેપુરૂં વસુલ કરી લે."

મોન્જે આઘો ખસી જાય તે પહેલાં તો કાઉન્ટે પીસ્તોલ છોડી, અતિશય ઉત્તેજનાથી તેનો હાથ ધ્રુજતો હતો. ગોળી મોન્જેના ખભા લાગી. મોન્જેને પ્રાણઘાતક આઘાત થયો નહતો છતાં તે નીચે પડી ક્ષણવાર પછી તે ઉઠી બચાવ માટે બારણા તરફ દોડ્યો, કાઉન્ટે ગોળી છોડી, પણ તે મોન્જેને લાગવાને બદલે તેના માથા ઉપર

દીવાલમાં પેસી ગઇ. કાઉન્ટે પાછળથી મોજેનું ખમીશ પકડયું. નાસવાનો લાગ ન જોઇ, મોજેએ પાસે પડેલી એક ખુરસી ઉંચકી કાઉન્ટના માથા માં મારી. કાઉન્ટનું માથું ફુટી લોહી વહેવા માંડયું. તે નીચે પડી ગયો. મોજે ફરીથી બારણા ભણી દોડયો. કાઉન્ટે લથડતે પગે ઉઠી ગોળી છોડી તે મોજેના પગમાં વાગી. બાજુમાં પોર્સલેઇનનો સ્ટવ પડયો હતો તે લઇ મોજેએ કાઉન્ટના માથામાં માર્યો. કાઉન્ટના માથામાંથી લોહીના રેલા ચાલી તેનાં આંખ મ્હોં ભરાઇ ગયાં. મોજે ચાલવા ગયો પણ પડી ગયો. કાઉન્ટ ને મોજે બથ્થમબથ્થા આવી ગબડવા લાગ્યા. કાઉન્ટે મોજેની છાતી ઉપર પીસ્તોલ રાખી ફોડી, પણ મોજેના ધક્કાથી કાઉન્ટનો હાથ ખસી જઇ ગોળી ખાલી ગઇ. પાસેની એક ભારે ખુરસીના પાયા તથા ભીંત સાથે મોજેએ કાઉન્ટનું માથું પછાડયું. કાઉન્ટને ચક્કર આવી ગયાં, તે આંખો મીંચી પડયો. મોજે ધીમે ધીમે ઉઠયો. બારણા નજીક જઇ બારણું ઉઘાડવા લાગ્યો. એટલામાં કાઉન્ટે આંખ ઉઘાડી મોજેની પીઠમાં ગોળી મારી. મોજે તરફડીયાં ખાઇ નીચે પડયો. કાઉન્ટનુ માથું ફુટી જઇ લોહી ઘણું વહી જવાથી તેનામાં શક્તિ નહતી. તેનું ચેતન ધીમે ધીમે હરાઇ જતું હતું. તોય તે ધીમે ધીમે ઉઠી મોજે પાસે ગયો. છેલ્લી ગોળીથી મોજેનો આત્મા ચાલ્યો ગયો હતો- કાઉન્ટ મોજેને જોઇ છેલ્લું ભયંકર હાસ્ય હસ્યો. પણ તે હાસ્ય ભેગોજ તે ચક્કર ખાઇ નીચે મોજે ઉપર પટકાઇ પડયો. અને તેનો આત્મા પણ મોજેની પાછળ ચાલ્યો ગયો.

ઠરાવેલે સમયે પેલી વૃદ્ધાએ આવી બારણું ઉઘાડયું. પણ બન્ને જણને મરેલા પડેલાં જોઇ તે ગભરાઇ. તેણે નીચે જઇ બુમરાણ કરી મુકી. લોકો ભરાઇ ગયા. એક બે કોન્સ્ટેબલ પણ આવ્યા. પણ તે મડદાં ને ત્યાંથી ખસેડવા વિના બીજું કાંઇ તેમને કરવાનું બાકી નહતું.



# પ્રકરણ ૨૬ સું.



## પ્રલય રશ્મિમાંથી પ્રણયરશ્મિમાં.

રેબેકા અને મોર્જેએ એરોનીને ત્યાં કાઉન્ટની મુલાકાત લીધા પછી જ્યારે કાઉન્ટ ક્યાં ગયો હતો તેના સમાચાર તેમને ન મળ્યા ત્યારે મોર્જે ફ્રાંકફોર્ટ આવ્યો હતો. કાઉન્ટ પણ મોર્જેનો નિકાલ કરી નાખવાના હેતુથી પહેલેથીજ ફ્રાંકફોર્ટ આવ્યો હતો. તેણે ગામને છેડે એક ત્રણ માળનું મકાન ૭ મહીના માટે ભાડે રાખ્યું હતું અને એક પરિચારિકાને નોકરીમાં રાખી લીધી હતી.

જ્યારે તેને ખબર પડી કે મોર્જે ફ્રાંકફોર્ટ આવ્યો છે, ત્યારે પહેલાં રેબેકાએ લખેલા કાગળો તેની પાસે હતા તે કાઢી રેબેકાના જેવીજ સહી કરી તેણે બનાવટી કાગળ લખી મોર્જેને બોલાવ્યો. અને તેનું પરિણામ શું આવ્યું તે આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા.

ધીમે ધીમે પેપરોમાંના એ સમાચાર રેબેકાને મળ્યા. મોર્જે જેવો મદદગાર ગુમાવવાથી તેને દુઃખ થયું. પણ સાથે સાથે કાઉન્ટના મૃત્યુ સમાચારથી તેને આનંદ થયો. તેના હૃદયમાં જોસફની સ્મૃતિ પાછી વધુ સતેજ થઇ.

બર્થા પીટર સાથે ફરતી ફરતી જ્યુરિચ આવી પહોંચી. પીટરે તેને કાઉન્ટની વાત કરી નહતી. પરંતુ બર્થાની સહીઅરોમાંની એ ત્રણે અ' હકીકત તથા છાપાએ ચઢેલા બધા સમાચારોની કાપલીઓ તેને મોકલી હતી. આથી તેને બધી ખબર જ્યુરિચ આવવા પહેલાંજ પડી હતી.

તે જ્યુરિચ આવતાં કેટલાય યુવાનો તેની પાસે તેને આશ્વાસન દેવા બ્હાને આવવા લાગ્યા. પણ બર્થાએ કોઇનેય મચક આપી નહિં. કોઇને પણ મળતી નહિં. તેના હૃદયમાં જોસફની મૂર્તિ સજીવન થઇ અને તેને લાગ્યું કે જોસફના નિશ્વાસનુંજ આ ફળ હતું.

એક દિવસે તેણે રેબેકાને મળવાનો ઠરાવ કર્યો.

તે રેબેકાને ત્યાં ગઇ. રેબેકાનું મન તેના તરફ ધિક્કાર વર્ષાવી રહ્યું હતું. પણ “ બ્હેન ! આપણે બંને સરખીજ દુઃખી છીએ. તમે મારી મોટી બ્હેન છો. હું તમારા આશ્રયેજ રહીશ.” વગેરે શબ્દોથી રેબેકાને તેની દયા આવી. તે બંને વારંવાર મળતાં અને એકબીજાના દુઃખની વાત કરતાં; છતાં જોસફ વિષે કોઇ કાંઇ બોલતું નહિ.

બર્થા વૃદ્ધ કુરેટ—પત્નિને પણ મળવા ગઇ હતી. પ્રથમતો કુરેટ પત્નિએ તેની સાથે ઠીક વાત કરી પણ જ્યારે જોસફ માટેના બર્થાનો પશ્ચાતાપ તેણે જોયો ત્યારે તેનું દિલ કંઇક નરમ પડયું.

એક દિવસ વાતવાતમાં બર્થા જોસફ માટેના પોતાના પ્રેમની વાત રેબેકાને કરવા લાગી. રેબેકા કંઇજ બોલી નહિ. પરંતુ જોસફ અત્યારે ક્યાં હશે, એ ખ્યાલ આવતાં તેની આંખમાથી આસું નીકળી ગયાં. બર્થા તેને આજીજીથી પ્રશ્ન કરવા લાગીઃ “ બ્હેન ! તમે પણ તેને ચ્હાઓ છો ? તે હાલ કયાં છે ? તે રૂશીઆ ગયો હતો ને ? ”

આથી રેબેકાએ કોલન્કી મારફત પોતે તેને છોડાવવાની કોશીશ કરી હતી તે વાત દબાવી બીજી બધી વાત કરી સાઇબીરીયાવાસની વાત કરી બંનેજણ રડ્યાં. અંતે બર્થા બોલીઃ “ અરેરે ! મારે માટેજ જોસફને આટલું વેઠવું પડયું ને ? હું આજ મારી માતાના કસમ ખાઇને કહું છું કે જો કદાચ જોસફ પાછો આવે તોય હવે હું એને નહિ પરણું. મારે હવે સંસારનું કામ નથી. હુંતો કોઇ મંદિરમાં જઇ દીનહીનની સેવા કરી મારૂં જીવન ગાળીશ. ઇશ્વર તેને સુખી કરો.”

બર્થા ધીમે ધીમે સ્વસ્થ થઇ ગઇ. તેના શરીરમાં હવે કોઇ જાતનો વ્યાધિ ન હતો. પણ તેના હૃદયની ગમગીની તો હમેશ માટે ઘર કરી બેઠી હતી.

જીનિવામાં એક હોટલમાં એક દિવસ બે માણસો બેઠા બેઠા વાતો કરતા હતા. એક હતો ચાન્સ્કી; અને બીજો જોસફ કુરેટ ચાન્સ્કી બોલ્યોઃ “ પણ પછી શું થયું ? ” દુઃખોથી અકાળે વૃદ્ધાવસ્થા પામેલો સફેદ વાળ વાળો અશક્ત જણાતો જોસફ બોલ્યોઃ “ કોયલાવાળાએ મને કેવી રીતે ફસાવ્યો તે તો મેં તને કહ્યું છે. હવે સાંભળ ” આમ કહી તેણે તેને જે વાત કરી તેનો સાર એ હતો કે જે પ્રહરિઓએ તેને પકડયો તેઓ તેને રાત દિવસ એક કોટડીમાં પુરી રાખતા. બીજી ટુકડી આવે તેની સાથે

તેને પાછો મોકલવાનો હતો. પણ એક મહિનો વીતી ગયા છતાં બીજી ટુકડી ન આવી. રાત દિવસ ઓરડામાં ગોંધાઈ રહેવાથી જેસક નબળો પડવા લાગ્યો. તે સીપાઈઓના ઉપરીને તેની કંઈક દયા આવી. જેસક નાસી ન જાય તો તેને થોડી ઘણી છૂટ આપવા કહ્યું. જેસકે તે કબુલ કર્યું.

ને સરદાર શિકાર કરવા જતો ત્યારે ત્રણ ચાર માણસને સાથે લેતો તેમાં હવે તે જેસકને લઈ જવા લાગ્યો. પણ તેના હાથમાં માત્ર એક લાકડી સિવાય બીજું કશું રાખવા દેતો નહિ.

એક દિવસ એક જંગલી ભુંડનો શિકાર કરતાં તેઓ ઘણે દૂર નીકળી ગયા. ભૂંડને એક ગોળી લાગતાં તે જખમી થયું. પણ તેણે પાછા ફરી એક સીપાઈ પર હુમલો કરી તેને જખમી કર્યો, અને નાઠું. પેલા જખમી સીપાઈએ બીજાઓને તેની પાછળ પડવા કહ્યું. આથી સરદારે જેસક તથા એક સિપાઈને તે જખમી સીપાઈ પાસે મૂકી, ભુંડની પૂઠ પકડી. જેસક તથા તેનો સાથી જખમી સીપાઈને ટેકો આપી પોતાના મકાન તરફ ચાલવા લાગ્યા. પણ એ એક માઈલ ચાલ્યા પછી તે જખમી સીપાઈ બેસી પડયો. ઘામાંથી લોહી વહેતું હોવાથી હવે તેનામાં ચાલવાની શક્તિ ન હતી. જેસક તથા તેના સાથીએ તેને ઉંચકી ચાલવા માંડયું. પણ આથી તેની વેદના વધી અને વધુ લોહી વહેવા માંડયું. આથી થાકી જેસકના સાથીએ જેસકને મુકામ ઉપર જઈ એક ડોળી લાવવાનું કહ્યું. જેસકને એટલું જ જોઈતું હતું. તે ત્યાંથી નીકળ્યો. થોડે દૂર જઈ તેણે સરહદ તરફ દોડવા માંડયું.

જંગલમાં ત્રણ દિવસ દોડયા પછી તે ચીનની સરહદમાં આવ્યો હવે તેને શાન્તિ વળી. અત્રે એક ઝાડપર બેસી રહી સવારમાં એક નદી ઉતરી નજીકના ગામ તરફ તે જવા લાગ્યો. એટલામાં કેટલાક ગામડીઆ ઓએ આવી તેને બાંધી લીધો અને ગામના મુખી પાસે તેઓ તેને લઈ ગયા આ મુખીએ તેમને કેટલાક રૂપાના સીક્કા આપ્યા અને જેસકને ગુલામ તરીકે રાખી મહેનત કરાવતો. ખાવાનું પણ બરાબર ન આપતો અને ઉપરથી મારતો. આમ કેટલાક દિવસ વીત્યા પછી એક દિવસ તે મુખી અફીણ ખાઈ ને બેભાન થઈ પડયો હતો તે સમયે જેસકે તેની જ ડાંગ તેના માથામાં મારી તેને પૂરો કર્યો. અને તેના ઘરમાંથી જે કાંઈ પૈસા મળ્યા તે લઈ એક છરો અને ડાંગ લઈ રાતના ને રાતના ત્યાંથી તે ચાલી નીકળ્યો

ત્યાંથી તે એક શહેરમાં આવી ત્યાંના જમીનદારને આશરે ગયો. આ જમીનદારનો પંપ બગડી ગયો હતો તે કોઇ રીપેર કરી શકે તેમ નહતું. જોસફે તે રીપેર કરી આપવાથી જમીનદારની તેના પર મહેરબાની થઇ. તેણે તેને પોતાની નોકરીમાં રાખ્યો. કેટલાક દિવસ પછી કેટલાક માણસો લાહોર તરફ આવતા હતા. તેમની સાથે જમીનદારની રજા લઇ તે નીકળ્યો. પણ માર્ગમાં લુંટારાઓએ તેમને લુંટી તેમનાં લુગડાં પણ પડાવી લીધાં અને તેમને એક જંગલમાં મૂકી દીધા.

જોસફ ત્યાંથી રખડતો રખડતો લાહોર થઇ દીલ્હી આવ્યો. ત્યાં એક અંગ્રેજ મહિલાએ તેને મદદ કરી. તે નિર્બળ હોવાથી તેને હોસ્પીટલમાં રાખ્યો. ત્યાંના ડોકટરે જોસફની બધી હકીકત સાંભળી તેને મદદ કરી. ત્યાંથી તે કલકત્તા આવ્યો. અને એક સ્વીઝ વહેપારીની મદદથી તે ઇંગ્લંડ ગયો. ત્યાંથી તે જીનિવા આવ્યો હતો.

"તારા ગયા પછી આત્નારિસથના કુટુંબમાંય બહુ બનાવો બની ગયા છે." ચાન્સ્કી બોલ્યો. "પણ તે બધા વળી કોઇ વખત કહીશ."

"ના. ના. મારે મારાં માબાપને મળવા આજજ જવું છે. હું તેમને મળું તે પહેલાં મારે બધી વાત જાણવી છે." જોસફે આગ્રહ કર્યો. ચાન્સ્કીએ પેપર દ્વારા જાણેલી તમામ વાત તેને કરી. જોસફ જ્યુરિચ જવા નીકળ્યો.

જ્યુરિચ આવી તે પોતાના માબાપને મળ્યો. તે વૃદ્ધ દંપતિ બહુ હરખાઇ ગયાં. તેની માએ તેને તેના જન્મનું બધું વૃત્તાંત કહ્યું. તથા બર્થા અને રેબેકાની પણ વાત કરી.

જોસફે રેબેકાને મળવાનું ધાર્યું પણ તે હવે કાઉન્ટ મેટ્રીસ્કી તરીકે નહિં પણ સીધા સાદા જોસફ કુરેટ તરીકેજ. તેણે રેબેકાને એક ચીઠ્ઠી મોકલી તેમાં લખ્યું હતું કે "મરેલાં પણ જીવતાં થાય છે. જો મારે માટે કાંઇક પણ હજી સ્નેહ હોય અને હું તમારા હૃદયમાંથી ન ભુલાઇ ગયો હોઉં તો તે બાબતની નિશાની આપશો."

ચીઠ્ઠી રેબેકાને મળતાંજ તે હર્ષઘેલી થઇ ગઇ. તેણે વૃદ્ધ સોલોમનને જોસફના આવવાની વાત કરી. પ્રથમ તે વૃધ્ધે માની નહિં. પણ જ્યારે જોસફના હસ્તાક્ષર બતાવ્યા ત્યારેજ તેની ખાત્રી થઇ. તે પણ તેના આગમનથી ઘણો આનંદિત થયો. તરતજ રેબેકાએ લખી મોકલ્યું કે "આવો."

રેએકાએ પાનાંનાં પાનાં ચિતર્યાં હોત, તો પણ આ બે અક્ષરમાં આવેલો ભાવ બીજી રીતે દર્શાવી ન શકત. જોસફ તરતજ આવ્યો. પરસ્પર મળ્યાં. રેએકાએ જોસફને પોતાને ત્યાંજ રાખી તેની સુશ્રુષા કરવા માંડી.

બર્થાએ જોસફના આગમનના સમાચાર જાણ્યા, પણ તે તેને મળવા પણ જઇ શકી નહિં. તેણે પોતાની મિલ્કતનું વીલ કર્યું કે પોતાની અડધી મીલ્કત અનાથ આતુરની સેવા માટે અને અડધી મીલ્કત જોસફને તે રેએકા સાથે લગ્ન કરે ત્યારે આપવી. અને પોતે રોમના એક મંદિરમાં અનાથોની સેવા કરવા ચાલી ગઇ. પરન્તુ જ્યાં સુધી રેએકા સાથે જોસફનાં લગ્ન થાય નહિં ત્યાં સુધી આ વીલની બાબત ગુપ્ત રાખવા પોતાના સોલીસીટરને તે કહેતી ગઇ.

જોસફ હવે સ્વસ્થ થયો હતો. ધીમે ધીમે તેનું બદન સુધારા પર આવી ગયું હતું. તેના ચ્હેરા પર લાલી આવી હતી. તે બોલ્યોઃ "રેએકા ! હવે મને જીવવાનું મન થાય છે. હવે તારો સ્નેહ તે પ્રેમના રૂપમાં ન ફેરવાઇ શકાય ?"

"જરૂર ફેરવાય જોસફ વ્હાલા ! હું તારીજ છું !"

પરસ્પરના ભુજ બંધનમાં જકડાઇ છૂટા પડતાં હાથમાં ઝાંખો દીવો લઇ મંદ પ્રકાશ ફેંકતો સોલોમન ત્યાં આવી બોલ્યો. "જોસફ ! રેએકા !! મારાં બચ્ચાંઓ ! હવે આપણે આઝાદીનો જંગ ખેલી પ્રલયની રશ્મિમાંથી નીકળી પ્રણયની રશ્મિમાં આવ્યાં છીએ. ઇશ્વર તમારૂં જોડું અમર રાખે."

"ઇતિશમ"

"ૐતત્ સત" 35190



ત્યાંથી તે એક શહેરમાં આવી ત્યાંના જમીનદારને આશરે ગયો. આ જમીનદારનો પંપ બગડી ગયો હતો તે કોઇ રીપેર કરી શકે તેમ નહતું. જોસફે તે રીપેર કરી આપવાથી જમીનદારની તેના પર મહેરબાની થઇ. તેણે તેને પોતાની નોકરીમાં રાખ્યો. કેટલાક દિવસ પછી કેટલાક માણસો લાહોર તરફ આવતા હતા. તેમની સાથે જમીનદારની રજા લઇ તે નીકળ્યો. પણ માર્ગમાં લુંટારાઓએ તેમને લુંટી તેમનાં લુગડાં પણ પડાવી લીધાં અને તેમને એક જંગલમાં મૂકી દીધા.

જોસફ ત્યાંથી રખડતો રખડતો લાહોર થઇ દીલ્હી આવ્યો. ત્યાં એક અંગ્રેજ મહિલાએ તેને મદદ કરી. તે નિર્બળ હોવાથી તેને હોસ્પીટલમાં રાખ્યો. ત્યાંના ડોકટરે જોસફની બધી હકીકત સાંભળી તેને મદદ કરી. ત્યાંથી તે કલકત્તા આવ્યો. અને એક સ્વીઝ વહેપારીની મદદથી તે ઇગ્લંડ ગયો. ત્યાંથી તે જીનિવા આવ્યો હતો.

"તારા ગયા પછી આન્નાસ્મિથના કુટુંબમાંય બહુ બનાવો બની ગયા છે." ચાન્સ્કી બોલ્યો. "પણ તે બધા વળી કોઇ વખત કહીશ."

"ના. ના. મારે મારાં માબાપને મળવા આજજ જવું છે. હું તેમને મળું તે પહેલાં મારે બધી વાત જાણવી છે." જોસફે આગ્રહ કર્યો. ચાન્સ્કીએ પેપર દ્વારા જાણેલી તમામ વાત તેને કરી. જોસફ જ્યુરિચ જવા નીકળ્યો.

જ્યુરિચ આવી તે પોતાના માબાપને મળ્યો. તે વૃદ્ધ દંપતિ બહુ હરખાઇ ગયાં. તેની માએ તેને તેના જન્મનું બધું વૃત્તાંત કહ્યું. તથા બર્થા અને રેએકાની પણ વાત કરી.

જોસફે રેએકાને મળવાનું ધાર્યું પણ તે હવે કાઉન્ટ મેટ્રીસ્કી તરીકે નહિં પણ સીધા સાદા જોસફ કુરેટ તરીકેજ. તેણે રેએકાને એક ચીઠ્ઠી મોકલી તેમાં લખ્યું હતું કે "મરેલાં પણ જીવતાં થાય છે. જો મારે માટે કાંઇક પણ હજી સ્નેહ હોય અને હું તમારા હૃદયમાંથી ન ભૂલાઇ ગયો હોઉં તો તે બાબતની નિશાની આપશો."

ચીઠ્ઠી રેએકાને મળતાંજ તે હર્ષઘેલી થઇ ગઇ. તેણે વૃદ્ધ સોલોમનને જોસફના આવવાની વાત કરી. પ્રથમ તે વૃધ્ધે માની નહિં. પણ જ્યારે જોસફના દસ્તાક્ષર બતાવ્યા ત્યારેજ તેની ખાત્રી થઇ. તે પણ તેના આગમનથી ઘણો આનંદિત થયો. તરતજ રેએકાએ લખી મોકલ્યું કે "આવો."

ડો. કોઠારીની

# જીવન શક્તિ રજીસ્ટર્ડ

કચ્છના એક સુપ્રસિદ્ધ ચિકિત્સકે શોધી કહાડેલ, જીવન તત્વોને પોષણ આપનાર સ્વાદિષ્ટ, સર્વ રોગહર, સચોટ અને ૧૦૦ ટકા નિર્દોષ દવા.

## એક તાજો અભિપ્રાય

રાવબહાદુર શેઠ કરમશી દામજી સેનેટોરીયમની બાજુતી ચાલ ત્રીજે માળે રૂમ નં. ૧૩ હાર્વેરોડ, ચોપાટી મુંબઈથી તા. ૨૬–૧૨–૧૯૨૯ ના પત્રમાં શ્રી. દલસુખરામ મનોહરદાસ શાહ લખે છે કે, 'અમોએ આપની જીવન શક્તિની પહેલી બાટલી વાપર્યા પછી અજબ ગુણ માલમ પડયો છે. તે દરેક રીતે ગુણકારક હોતાં ગઇ કાલે બીજી બાટલી ખરીદી છે જેથી સંતોષકારક ફાયદો મળવાની આશા છે. એ શક્તિ લાવવામાં અજબ ગુણ ધરાવે છે, નબળાઇને એકદમ દૂર કરે છે અને તેથી મન પ્રફુલ્લિત રહી મગજ શક્તિ તીવ્ર બને છે. ચાલુ બાટલી વાપર્યા પછી હજી એક બાટલી વધુ લેવાનો અમારો વિચાર છે જે અમારા ધારવા પ્રમાણે ચાલુ ઠંડીની મોસમમાં ઘણોજ ફાયદો આપશે."

૩૨ ડોઝની બાટલીની કિંમત રૂ. ૧૦ પોષ્ટેજ જુદુ. પૈસા પ્રથમથી મોકલનારને હિંદમાં પોસ્ટેજ ફ્રી. રૂ. ૧ એડવાન્સ મળ્યા વિના વી. પી. મોકલાતું નથી.

તેની નવાઇ જેવી અસરો જાણવા વિશેષ અભિપ્રાયો મંગાવો. અનેક એજંટો વેચે છે. તમારા ગામમાં ન મળે તો લખો:—

**જીવન શક્તિ કાર્યાલય, કોટડા.**

વાયા ભુજ (કચ્છ).